ॐ अर्हं नमः

श्री हर्षपुष्पामृत जैन ग्रन्थमालायाः प्रथम ग्रंथरत्नम् ।

# દીક્ષાનું સુંદર સ્વરૂપ

ગૂજરાત કૉલેજના પ્રોફેસર શ્રી અભ્યંકરના
અંગ્રેજી અને અનુવાદિત આમુખ સાથે

સંકલનકાર

પ પૂ આ આચાર્યવર્ય શ્રીમત્ સાગરાનંદસૂરીશ્વરજી

પ્રકાશક

શા. પોપટલાલ લલ્લુભાઈ,

સેક્રેટરી, શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળા

માંડવીની પોળમાં નાગજી ભુદરની પોળ, અમદાવાદ

મૂલ્ય રૂ ૧-૪-૦

પ્રકાશક
સેક્રેટરી, શ્રી હર્ષપુષ્પામૃત
જૈન ગ્રંથમાળા, નાગજીભૂદરની
પોળ–અમદાવાદ

વીર સં ૨૪૫૯
વિ. સં ૧૯૮૯

卐 卐
卐 卐

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૧૦૦

મુદ્રક
મૂળચં ભાઈ ત્રિકમલાલ પટેલ
માલીક સૂર્યપ્રકાશ પ્રી. પ્રેસ
પાનકોરનાકા – અમદાવાદ

# આભાર-દર્શન.

卐

અમદાવાદ – માડવીની પોળની નાગજી ભૂદરની પોળમા વિ સ ૧૯૮૮ નુ ચાતુર્માસ રહેલા સદ્ધર્મોપદેશક પ પૂ મુનિવર્ય્ય શ્રીમદ્ અમૃતવિજયજી મહારાજે અને વકીલ સાકલચદ રતનચદના ઉપાશ્રય તરફથી તેમજ **શ્રીયુત ભોગીલાલ લલ્લુભાઈ**-એ શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રથમાલાના આ પ્રથમ ગ્રથરત્નને પ્રસિધ્દ કરવામા જે કાઈ અગત્યની મદદ કરી છે, અને બીજાઓએ પણ જે કાઇ સહાય કરી છે, તે બદલ તેઓનો આભાર માનવો, એ કર્તવ્યરૂપ છે

卐

સેક્રેટરી, શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાળા

## શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાળાનાં

આ અને બીજા પુસ્તકો મેળવવાના સ્થળ

૧ શા પોપટલાલ લલ્લુભાઈ,
માડવીની પોળમા નાગજી ભૂદરની પોળ,
અ મ દા વા દ.

卐

૨ ચીમનલાલ નાથાલાલ શાહ (શ્રીકાન્ત)
સાત ભાઇની હવેલી, ઝવેરીવાડા,
અ મ દા વા દ

卐

૩ શાહ સકરચદ નાનચંદ,
મુ. રાયપુર (પો નરોડા)

卐

૪ શાહ જગજીવનદાસ મોહનલાલ,
મુ. રીદ્રોલ (વાયા કલોલ)

# શ્રી હર્ષ-પુષ્પામૃત જૈન ગ્રંથમાળા

**નામઃ—**

આ ગ્રથમાલાનું નામ 'શ્રી હર્ષ-પુષ્પામૃત જૈન ગ્રથમાળા' ગણવામા આવ્યું છે એમા બે હેતુ છે ૧ એક તો પૂ મુનિવર્ય્ય શ્રીમદ્ હર્ષવિજયજી મહારાજ, પૂ પન્યાસ શ્રી પુષ્પવિજયજી ગણિ તેમજ પૂ મુનિરાજ શ્રી અમૃતવિજયજી મહારાજના પુણ્ય નામો, નામ સાથે જોડી તેઓ પ્રત્યેની કૃતજ્ઞતા પ્રગટ કરી છે અને ૨ બીજો હેતુ એ પણ છે કે-આ ગ્રથમાળાના ગ્રથમણકા વાચકોને હર્ષ આપનારા, પુષ્પ જેવી સુગન્ધ આપનારા અને પ્રભુશાસનના અમૃતનું પાન કરાવનારા થશે

**ઉદ્દેશઃ—**

આ ગ્રથમાળાનો ઉદ્દેશ આવશ્યક સાહિત્યના પ્રચાર દ્વારા પ્રભુશાસનની સેવા કરવાનો છે એટલે કે-પૂ વિદ્વાન્ મુનિરાજો અને શ્રદ્ધાળુ વિદ્વાન્ લેખકોની કસાયેલી કલમથી લખાએલા પૂર્વના મહાપુરૂષોના બોધપ્રદ આદર્શ જીવન-ચરિત્રો નવીન શૈલિમા પ્રગટ કરવા તથા પ્રભુશાસનની શ્રદ્ધામા સ્થિર કરનારા નિબધો યા વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવા, તે આ ગ્રથમાળાનો ઉદ્દેશ છે

**પ્રગતિ—**

વર્ત્તમાન જૈન સમાજમા પ્રવર્તી રહેલા વિષમય વાતાવરણથી જનતા બચી શ્રદ્ધામા સ્થિરીકરણ થાય તે માટે

હાલ આ ઉદ્દેશથી ગ્રન્થો પ્રગટ થશે અને ભવિષ્યમા યોગ્ય સાધનસામગ્રી પ્રાપ્ત થતા, પ્રાચીન સ્તુતિ-સ્તોત્રો, ન્યાય તથા વ્યાકરણના ગ્રન્થો, મૂળ ચરિત્રો ઈત્યાદિ પ્રસિદ્ધ કરવા તરફ આ ગ્રન્થમાળા પ્રગતિ કરશે

જીવન તત્ત્વો'—

આ ગ્રન્થમાળાને સારી અને સગીન સ્થિતિમા મૂકવાને માટે તેના જીવન તત્ત્વો રૂપ આર્થિક સહાયકોને માટે નીચેની પદ્ધતિ સ્વીકારી છે એટલે જેઓ આ ગ્રન્થ માળાના જીવનમા જોડાવા ઇચ્છતા હોય, તેઓને નીચેના માથી કોઈ પણ વિભાગના તત્ત્વરૂપ બનવાની જરૂર છે

| | | |
|---|---|---|
| પેટ્રન | રૂ ૫૦૧-૦-૦ | પેટ્રન થનારને આ ગ્રન્થમાળાના ગ્રન્થો ભેટ મળશે અને પ્રથમ તથા બીજા વર્ગના મેમ્બરોને અડધી કિમ્મતે તે ગ્રન્થો વેચાતા મળશે |
| પ્રથમ વર્ગના લાઈફ મેમ્બર, | ૨૦૧-૦-૦ | |
| બીજા , , , | ૫૧-૦-૦ | |

આ ગ્રન્થમાળા તરફથી બીજા ગ્રન્થ મણકા તરીકે રા **શ્રીકાન્તની કસાયેલી કલમથી નવો ઓપ પામેલુ શ્રી પૃથ્વીચન્દ્ર-ગુણસાગર** ચરિત્રનો પ્રથમ ભાગ પ્રસિદ્ધ થશે લગ્નની ચૉરીમા આ બે પુણ્ય પુરૂષો કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે, એ રોમાચક વાત તમે ખૂબ રસપૂર્વક વાચશો લગભગ ૪૦૦ પાના અને પાકુ બાઈન્ડીંગ છતા અગાઉથી ગ્રાહક થનાર માટે મૂલ્ય રૂા. ૧-૧૨-૦ અને પાછળથી રૂા ૨-૪-૦ પોષ્ટ ચાર્જ અલગ સમજવો

---

# નિવેદન

શ્રી હર્ષ-પુષ્પામૃત જૈન ગ્રન્થમાલાનો આ પ્રથમ ગ્રન્થમણકો જાહેર જનતા સમક્ષ રજૂ કરતા અત્યન્ત આનન્દ થાય છે અને પ્રસ્તુત ગ્રન્થ ગ્રન્થમાલાના હેતુની સંપૂર્ણતયા પૂર્તિ કરી રહ્યો છે, કારણકે-વર્તમાન વિષમતાભર્યા જડવાદી વાતાવરણમા જ્યારે પારમેશ્વરી પ્રવ્રજ્યાને કેટલાકોએ ચર્ચા, ટીકા અને નિન્દાનો વિષય બનાવી દીધો છે, ત્યારે આવા ગ્રન્થનું પ્રકાશન જિજ્ઞાસુ આત્માઓને તેમજ ભાગવતી દીક્ષાના સ્વરૂપથી તદ્દન અનભિજ્ઞ જનોને ખૂબ જ લાભપ્રદ થવા સંભવ છે સમાજમા જ્યારે કોઇ પણ વિષય અતિ ચર્ચાત્મક, ટીકાત્મક કિંવા નિન્દાત્મક બની જાય છે, ત્યારે સ્વાભાવિક રીતે જ આમ વર્ગનું ધ્યાન એ વિષય તરફ દોરાય છે અને આમ જનતા

સમક્ષ જે વાતાવરણ, જે સાહિત્ય અને જે દલીલોના તત્ત્વો મૂકાયા હોય છે, તેને જ અનુસરીને આમ જનતા દોરાય છે આ સ્થિતિમા જો સત્ય વસ્તુનું ઘટતુ વાતાવરણ ખડુ ન કરાય, તે સત્ય વસ્તુનું સમર્થન કરનારૂ સાહિત્ય પ્રસિદ્ધ કરીને તેનો જો પૂરતા પ્રમાણમા પ્રચાર ન કરવામા આવે, અને સત્યનો વિરોધ કરનારાઓની દલીલોના તત્ત્વોને તોડીને વાસ્તવિક દલીલોનો ભંડોળ જો જનતા સમક્ષ રજૂ ન થાય, તો અજ્ઞાનના યોગે આમ વર્ગ સત્યથી ઉલ્ટી દિશામા ઘસડાઈ જવાનો પૂરેપૂરો સભવ છે પરન્તુ જમાનાવાદ–જડવાદના ઉપાસક બની જઈને, જૈનશાસનના પ્રાણરૂપ ભાગવતી દીક્ષા સ્હામે જ્યારથી કેટલાકોએ ચર્ચા ઉપાડી, ટીકા કરવા માડી અને પછી નિન્દા કરવાની પ્રવૃત્તિ ઉપાડી, ત્યારથી પવિત્ર દીક્ષાના હીમાયતીઓએ પણ તે જડવાદીઓની ચર્ચા, ટીકા અને નિન્દામા રહેલા પૂરા તત્ત્વોનો પ્રતિકાર કર્યો, તેમજ ભાગવતી જૈન દીક્ષા વિષેનું શાસ્ત્રીય વિધાન, એની ઉપયોગીતા અને એથી થતી કલ્યાણ પરપરા વિગેરે સમજાવતુ સાહિત્ય પૂ સમર્થ વિદ્વાન્ આચાર્યાદિ મુનિવર્યોએ બહાર મૂકવા માડયુ અને આજે તો એવા સાહિત્યથી શાસ્ત્રનો અનભિજ્ઞ શ્રદ્ધાળુ પણ ભાગવતી જૈન દીક્ષાના સબધમા જૈન શાસ્ત્રોની શી શી આજ્ઞાઓ છે, તે સારી રીતે સમજી શકે તેવા પ્રકાશનો થઈ ગયા છે

પ્રસ્તુત ગ્રથ પણ તેજ પક્તિમાંનો એક છે શ્રી જૈનાગમોના ધુરધર વિદ્વાન્ અને સમર્થ જ્ઞાની પરમ પૂજ્ય **આચાર્યવર્ય શ્રીમત્ સાગરાનદસૂરીશ્વરજી મહારાજાએ**

પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને, આ ગ્રન્થને તૈયાર કરેલો અને તે મુંબઈના સુપ્રસિદ્ધ દૈનિક 'મુંબઈ સમાચાર' પત્રમા તેમજ **અમદાવાદ**માથી પ્રસિદ્ધ થતા **'શ્રી વીરશાસન'** સાપ્તાહિકમા પ્રસિદ્ધ થયો, ત્યારે આમ વર્ગમા આ ખૂબ રસપૂર્વક વચાયો આવા ભાગવતી જૈન દીક્ષાના વિષયમા અતીવોપયોગી ગ્રન્થનું યદિ પુસ્તકરૂપે મુદ્રણ કરાવવામા આવે, તો તે વધારે સારી રીતે જળવાય તેમજ વર્ષો પછી પણ ભવિષ્યની પ્રજાને ઉપયોગી થાય આથી કેટલાક તરફથી આવા પુસ્તકની માગણી ચાલુ હતી અને આ **શ્રી હર્ષ-પુષ્પામૃત જૈન ગ્રન્થમાલા** તરફથી પ્રથમ ગ્રન્થમણકા તરીકે પ્રસિદ્ધ કરવામા આવે, તો ગ્રન્થમાલાના હેતુને સાધક થવા સાથે જૈન જનતાની માગણીને સતોષી શકાય, એ ઇચ્છાથી પ્રસ્તુત ગ્રન્થ મુદ્રિત કરાયો છે સપૂર્ણ આશા છે કે-જૈન જનતા આ ગ્રન્થનો પૂરેપૂરો લાભ ઉઠાવશે, કારણ કે-આમા જે જે દલીલો (શકાઓ) ઉપસ્થિત કરાઇ છે, તે આજે વારવાર સભળાય છે એટલે જો તેના મનનીય ઉત્તરો આ ગ્રન્થમાથી જાણી લીધા હોય, તો તે પોતાના આત્માને ઉન્માર્ગે જતો બચાવી લઇને, બીજાના આત્માને પણ ઉન્માર્ગગામી થતો કદાચ અટકાવી શકે, અને એમા જ આના સયોજક મહાત્માની, તથા મુદ્રણ કરાવવામા પ્રેરક અને પ્રોત્સાહકની તેમજ સર્વ મદદગારોની સફલતા છે

આ પુસ્તકને છપાવવાનો નિશ્ચય કર્યા બાદ, એ નિશ્ચયને આ રીતે ફલીભૂત થવાનું શ્રેય તો પ્રસ્તુત ગ્રન્થના પ્રસ્તાવનાકાર પૂજ્ય આચાર્યવર્યના સુવિખ્યાત પરમ વિનેય

મુનિરાજ શ્રી **ચદ્રસાગરજીને** ઘટે છે તેઓશ્રીની સક્રિય પ્રેરણા અને સહાય પ્રાપ્ત કરવાને માટે અમો ભાગ્યશાળી થયા, તેથી જ આ ગ્રથરત્નને પ્રસિદ્ધ કરી શકયા છીએ મુબઈના **શ્રી વર્ધમાન તપ ખાતાને** એક ન્હાનકડી સસ્થારૂપે સસ્થાપિત કરીને, એને ખૂબ વિકસિત અને સમૃદ્ધ બનાવવાનું, એ દ્વારા બીજે અનેક સ્થલે તેવી આયબીલ કરાવનારી ધાર્મિક સસ્થાઓ સ્થાપવા ને પગભર કરવાનુ તેમજ અનેક આત્માઓને તપશ્ચર્યાના રસિક બનાવવાનું ઉત્તમ કાર્ય કરનાર **પૂ. શ્રી ચદ્રસાગરજી મહારાજનો** અમે પણ આ સ્થલે જાહેર ઉપકાર માની કર્તવ્યઋણ અદા કરીએ છીએ અને ઇચ્છીએ છીએ કે– તેઓશ્રી પોતાના જ્ઞાનનો અને પોતાની શક્તિનો, જ્યારે જ્યારે આ ગ્રથમાળાને જરૂર પડે, ત્યારે ત્યારે પૂરતો લાભ આપીને અમને કૃતાર્થ કરશે

અત્રેની ગૂજરાત કૉલેજના સસ્કૃત તથા અર્ધમાગધી ભાષાના વિદ્વાન્ પ્રોફેસર અભ્યકર સાહેબનો, તેઓએ આ પુસ્તકને માટે આમુખ (Foreword) લખી આપવા માટે અત કરણપૂર્વક આભાર માનીએ છીએ

આ ગ્રથમાળા અત્યારે તો બહુ સાધારણ યોગણથી શરૂ કરવામા આવી છે, પરન્તુ ક્રમશ તેને ખૂબ વ્યાપક, ખૂબ સમૃદ્ધ અને ખૂબ સ્થાયી બનાવવાની ભાવના છે આ ગ્રથમાળાના નામાભિધાનનો હેતુ, ઉદ્દેશ, પ્રગતિની દિશાનું સૂચન તેમજ આ ગ્રથમાળાના જીવનતત્ત્વોનો ઉલ્લેખ આ નિવેદનની પહેલા જ અપાએલ છે અને તે તરફ અમો

વાચકોનું લક્ષ્ય દોરીએ છીએ અમને સપૂર્ણ આશા છે કે-જૈન જનતા આ ગ્રથમાળાને અપનાવી અમારી મનોભાવનાને સફલ કરશે.

આ ગ્રથમાળાના આ પ્રથમ ગ્રન્થમણુકા પછી, બીજા અને ત્રીજા ગ્રન્થમણુકા તરીકે અમે **શ્રી પૃથ્વીચદ્ર-ગુણસાગર** ચરિત્ર બે ભાગમા પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે જૈનશાસનની કથાઓ પણ તત્ત્વજ્ઞાનના ભડાર-રૂપ અને ઉપદેશ સાથે રસ આપનારી હોય છે બાલ જીવોના ઉપર અસરકારક રીતે કહેવાએલી કથા માર્મિક અસર કરે છે અને તેમના જીવનમા અજબ પરિવર્તન ઉત્પન્ન કરે છે આ કથા પણ એવી જ સુદર, રોચક અને ઉપદેશાત્મક છે અને તે રા. **શ્રીકાન્તની** કસાએલી કલમવી ગૂજરાતીમા નવો ઓપ પામીને પ્રસિદ્ધ થશે એટલે આમ વર્ગમા રસપૂર્વક વચાશે, એમ અમારૂ માનવુ છે આથી રૂા ૧-૧૨-૦ ભરીને અગાઉથી પ્રથમ ભાગના ગ્રાહક બની અમારા આ શુભ પ્રયાસમા મદદગાર થવા માટે વાચકને વિનતિ કરીએ છીએ

અન્તે-આ ગ્રન્થરત્નની પ્રસિદ્ધિની પાછળ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી, હરદમ કાળજી બતાવનાર અને દરેક રીતે આ ગ્રથરત્નની પ્રસિદ્ધિમા સહાય કરનાર પરમ પૂજ્ય **મુનિરાજ શ્રી અમૃતવિજયજી તથા પાર્શ્વવિજયજી મહારાજનો** અમે ઉપકાર માનીએ છીએ તે મહાત્માની સતત્ જહેમત અને સપૂર્ણ સહાય વિના આ કાર્ય બની શકત જ નહિ. એજ કારણે તેઓશ્રીના સ્વર્ગસ્થ

ગુરૂદેવ પ શ્રીમત્ પુષ્પવિજયજી ગણિવરનું અને તેઓ શ્રીમદ્‌ના ગુરૂદેવ પ પૂ મુનિવર્ય શ્રી હર્ષવિજયજી મહારાજનું ટુક જીવન-ચરિત્ર આ ગ્રન્થમા મળદ્ધ કરેલ છે

અસ્તુ પ્રસ્તુત ગ્રન્થના પ્રકાશનમા મુદ્રણને અગે જો કાઈ દોષ રહેવા પામ્યા હોય, તો તે સુધારી લઈને તેને અગે ઘટતુ જણાવવા વાચકોને વિનતિ છે અને આવા ધાર્મિક ગ્રન્થની જાણતા-અજાણતા આશાતના ન થઈ જાય, તેની કાળજી રાખવા પણ આગ્રહભરી વિનતિ છે

| | |
|---|---|
| અમદાવાદ | લી શ્રી સંઘનો સેવક- |
| મૌન એકાદશી | શાહ પોપટલાલ લલ્લુભાઈ |
| વિ સ ૧૯૮૮ | સેક્રેટરી શ્રી હર્ષ-પુષ્પામૃત જૈન ગ્રંથમાળા |

# Foreword.

I have to confess to a feeling of presumption on my part to have undertaken to add a foreword to the present treatise "Diksānu Sunder Svarupa" (दीक्षानु सुदर स्वरुप) written by Ācharya Shree Sagaranandsūri whose valuable services to the cause of Jaina Literature are so well known and who is aptly deemed at present as an authority on the explanation and interpretation of the Jaina Siddhānta The present volume has treated the subject of the initiation into monkhood exhaustively in all its aspects The subject is one of paramount importance to the Jainas and although in the present treatise it is principally treated

from the viewpoint of Religion as given in the Jaina Siddhānta, the learned writer has clearly shown how it should be seen from a wordly viewpoint under the present conditions and environments and in what way it should be dealt with by law-givers

2 Although monkhood apparently is the subject of the treatise still by his penetrating intellect and by his thorough grasp of the subject the Āchārya has discussed fully all the relevant topics such as the aim and end of religious life, the nature of the Final Truth the evidence for its ascertain ment the authorities for guidance in religious matters the stages of Spiritual Development and several others The reading of the present trea tise will no doubt give the reader an insight into the nature of the goal placed by Jainism before it and the means to achieve it

3 The learned treatise presents a scholarly dissertation on monkhood and its kindred topics such as the necessity of dress the minimum age limit for Initiation, the necessary mental condition and understanding, the environment and the re latives and the reader is made thoroughly acquainted with the views of the learned old commentators like Haribhadrāchārya and others The volum is in short a brief critical survey of the

Sacred Literature on the various problems men tioned above aptly illustrated by means of pertinent instances gathered from History and mythology

4 The Harshapushpāmrita – Jaina – Granthamālā is to be congratulated upon its having secured for the first volume such an original and instructive treatise as the present one which not only supplies full information on the subject of monkhood and its kindred topics, but opens for the reader fresh avenues to think and write The volume is expected to do credit to the series and find a deserving place not only in the libraries of learned persons but in their minds also The book is a valuabe asset to the Religious Literature of the Jainas and its careful perusal means a distinct step towards Spiritul Progress

Gujarat College,
AHMEDABAD
Mārgashirsha Shukla 11
Samvat 1989

**K V Abhyankar**
Professor of Sanskrit and
Ardha-Māgadhī



# આમુખ

( ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી અનુવાદ )

અનુવાદક

વાડીલાલ જીવાભાઈ ચોકશી બી એ ( ઑનર્સ )

૧ મારે કબુલ કરવુ જોઈએ કે-આચાર્ય શ્રીસાગરાનંદ સૂરીશ્વરજી સકલિત આ 'દીક્ષાનું સુંદર સ્વરૂપ' પુસ્તકની આમુખ લખવી, એ મારે માટે ધૃષ્ટતાભર્યું પગલુ છે જૈન સાહિત્યની કરેલી તેઓશ્રીની કીંમતી સેવાઓ સુવિદિત જ છે અને જૈન સિદ્ધાન્તના સ્પષ્ટીકરણ (Explanation) અને શબ્દાર્થ પ્રગટીકરણ (Interpretation) માટે તેઓ શ્રીને વર્તમાનમા પ્રમાણભૂત ગણવામા આવે છે તે ઉચિત જ છે મજકુર પુસ્તકમા સાધુદીક્ષાના વિષયને સર્વ દૃષ્ટિએ સપૂર્ણપણે ચર્ચવામા આવ્યો છે, કારણ કે-તે વિષય જૈન જનતાનો સૌથી અગત્યનો પ્રશ્ન છે જો કે મજકુર પુસ્તકમા તે વિષય મૂખ્યત જૈન સિદ્ધાતાનુસાર ધાર્મિક દૃષ્ટિએજ ચર્ચવામા આવ્યો છે, છતા પણ વર્તમાન સજોગો અને વાતા વરણમા તે વિષયને દુન્યવી દૃષ્ટિએ પણ કેવી રીતે નિહાળવો, તે બાબત વિદ્વાન્ સકલનાકારે બરોબર સ્પષ્ટ રીતે સમજાવી છે, અને સાથે સાથે ધારાશાસ્ત્રીઓ (Law-givers) એ તે તરફ કેવુ વલણ રાખવું જોઈએ, તેનું પણ યોગ્ય દિગ્દર્શન કરાવેલ છે

૨ જો કે-ઉપલક દૃષ્ટિએ જોતા મજકુર પુસ્તકનો વિષય સાધુદીક્ષાનો છે, છતા પણ પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને વિષયગ્રાહતા (Grasp of the subject) ના બળે ધાર્મિક જીવનનો હેતુ અને ઉદ્દેશ, સત્ય સ્વરૂપ અને

નિરૂપણ ( Ascertainment ), ધાર્મિક પ્રશ્નોમા માર્ગદર્શક પ્રમાણભૂત આપ્ત પુરૂષો, આત્મપ્રગતિનો ક્રમ વિ બીજી અનેક બાબતો આચાર્યશ્રીએ તેમા ચર્ચી છે આ પુસ્તકનું વાચન વાચનારને નિ શકપણે જૈનધર્મ–સ્થાપિત ઉદ્દેશ અને તે પ્રાપ્ત કરવાના સાધનોની ઉંડી સમજ આપશે

૩ વિદ્વત્તાભર્યું આ પુસ્તક સાધુદીક્ષાનો, અને તેને લગતા વેષની અગત્યતા, દીક્ષાપ્રાપ્ત માટે નાની વય, આવશ્યક માનસિક ભાવ, પરિણામ અને સમજ, સજોગો અને સ્વજન વિ વિષયોનો વાદયુક્ત પ્રબધ ( Dissertation ) છે અને શ્રીમાન્ હરિભદ્રસૂરિ જેવા પ્રાચીન વિદ્વાન ટીકાકારોના મતોનો આપણને સપૂર્ણ પરિચય કરાવે છે ટુકમા આ પુસ્તક ઉપરોક્ત વિષયોનું પ્રસગોચિત (Pertinent), ઐતિહાસિક અને ધાર્મિક દાખલા દલીલો સાથેનું ટુક પણ બારીક સિંહાવલોકન છે

૪ આ પુસ્તક સાધુદીક્ષા અને તેને લગતા બીજા વિષયોનો પરિચય કરાવે છે એટલુ જ નહિ પન્તુ તે વાચનારને માટે વિચારવાના અને લખવાના અનેક ટુકા ટુકા માર્ગો ( Avenues )મોકળા કરે છે, અને આવા મૌલિક(original) અને ઉપદેશાત્મક (Instructive) ગ્રથને પોતાના પ્રથમ પુષ્પ તરીકે પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થવા માટે શ્રી હર્ષ–પુષ્પામૃત જૈન ગ્રથમાળાને અભિનદન ઘટે છે આ પુસ્તકના પ્રકાશનથી ગ્રથમાળાને સારી પ્રતિષ્ઠા મળશે અને તે વિદ્વાન્ પુરૂષોના પુસ્તકાલયોમા જ માત્ર નહિ, પન્તુ તેમના અત કરણમા પણ યોગ્ય સ્થાન મેળવશે, તેવી ઉમેદ રાખવામા આવે છે આ પુસ્તક જૈનોના ધાર્મિક સાહિત્યની અમૂલ્ય સપત્તિનું સત્ત્વ છે અને તેનું ધ્યાનપૂર્વકનુ વાચન અને મનન એ આત્મ પ્રગતિના પથે ચોક્કસ ઉપક્રમ (asset) છે

## ૫ પૂજ્ય મુનિરાજ શ્રી હર્ષવિજયજી મહારાજનુ
## ટુંક જીવન–ચરિત્ર

ગુજરાતમા આવેલા ખેરાલુ તાલુકાના લુણવા (મહાલી) ગામમા **જુમખરામ પાનાચદ** નામના વણિકને ત્યા તેમના ધર્મપત્નિ **અદરબાઇ**ની રત્નકુક્ષીથી વિ સ **૧૯૧૪** મા એક પુત્રરત્નનો જન્મ થયો એનુ નામ **હરખચદ** આ પુત્રના જન્મથી તેમના માતાપીતાને, સગાસ્નેહીને અને ગ્રામજનોને આનન્દ થયો, એથી એનુ નામ **હરખચદ** રખાએનુ ભવિષ્યમા એ **હરખચદ** માત્ર એટલાને જ આનન્દ આપનાર નહિ રહેતા, સારાય જૈન સમાજને અને પરિચયમા આવનાર જૈનેતરોને પણ આનન્દ આપનાર નિવડ્યા, એટલે એ વ્હાલભર્યું **હરખચદ** નામ વધારે સાર્થક થયું નામ અને ગુણનો સપર્ક થયો

દુનિયામા કહેવત છે કે–‘**પુત્રના લક્ષણ પારણામાથી જણાય**’ પરન્તુ કેટલાય એવા મહાપુરૂષો છે કે–જેમના જીવન બાલ્યકાલમા ન ઓજસમય હોય, ન તેજસ્વી હોય, અને પાછળથી એમા અજબ ઓજસ અને પ્રખર તેજ જણાયા હોય. બાલકાલમા જેને જોતા જેની કલ્પના પણ ન થઈ શકે, તેઓ મ્હોટી ઉંમરે મહાપુરૂષ થઈ પણ જાય, તો તે આશ્ચર્યજનક નથી ભાઇ **હરખચદ** વિષે પણ તેમજ બન્યું છે મ્હોટી ઉંમરે થનાર મહાપુરૂષોમાના તે એક છે

ભાઈ **હરખચંદ**નુ પ્રારંભિક જીવન ગામડામા પસાર વર્યું ભણવાની કે ચોપડીઓ ગોખવાની હાડમારી તેમને વેઠવાની આવી નહિ ઘેર માત્ર અમૂક અભ્યાસ–વાણીયાના

## બાલબ્રહ્મચારી પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય
## મુનિમહારાજ શ્રી હંસવિજયજી

જન્મ સંવત ૧૯૧૪ ચૈત્ર (તા ગુજના) મહાની



દીક્ષા સંવત ૧૯૪૪ ગીના ચૈત્ર વદિ ૭

વડી દીક્ષા સં ૧૯//ના વૈશાખ સુદિ ૧૨

શેઠશ્રીને પરચુરણ વ્યાપારમાં જરૂર પડે તેટલો અભ્યાસ ભાઈ હરખચંદને તેમના પીતાએ કરાવેલો આ પછી તેઓને નાશીક નોકરીમાં મોકલ્યા ભાઈ હરખચંદની છૂપી શક્તિ કાંઈક અહીં જણાઈ બહુ જ થોડા વખતમાં તેઓ વગર શીખ્યે પાકા નામાના અને અટપટુ વ્યાજ કાઢવા વિગેરેના અનુભવી થઈ ગયા અપઢ હરખચંદ નામાના કીટ ગણાવા લાગ્યા

પરન્તુ ભાઈ હરખચંદ પહેલેથી જ ધર્મકરણીના રસિક હતા પૂર્વભવના સંસ્કારોથી જ પ્રેરાતા હોય તેમ, તેઓના અન્તરમાં ધર્મભાવના જાગૃત રહેતી અને ધર્મક્રિયા કરવાની અભિરૂચિ થયા કરતી ખરેખર, જૈનકુળનો પ્રભાવ જ અજબ છે જૈનકુળના બાળકમાં સ્હેજે સ્હેજે ધર્મ-કર્મની અભિરૂચિ ઉત્પન્ન થાય છે. જૈન કુટુમ્બના બાળકોના જીવનસંસ્કાર જ જૂદા હોય છે બાલ્યાવસ્થાથી જ જૈન કુળમાં જન્મેલ બાળકો રાગ અને દ્વેષના મહાન્ વિજેતા વીતરાગ પરમાત્માની અને જગત્‌ના સકલ વૈભવનો મન, વચન, કાયાથી, ન કરવા–ન કરાવવા–ન અનુમોદવા રૂપે ત્યાગ કરનારા નિર્ગ્રન્થ મુનિવરોની પૂજા અને ભક્તિ કરનારા હોય છે. એટલુ જ નહિ પણ, તેઓ પોતાની દૃષ્ટિ સમક્ષ હરદમ જોયા કરે છે કે–અખૂટ સંપત્તિશાલી અને મહાન્ સત્તાધારી પણ એ વીતરાગ પરમાત્મા અને ત્યાગી ગુરૂને પૂજે છે ગુરૂજનોના મુખેથી જૈનકુળના બાળકો આવી વાતોનુ શ્રવણ કરે છે આ વસ્તુ તેઓના અન્તરપટ ઉપર એક ઉચ્ચતમ આદર્શ

છોકરાને પચ્ચુરણ વ્યાપારમા જરૂર પડે તેટલો અભ્યાસ ભાઇ હરખચદને તેમના પીતાએ કરાવેલો. આ પછી તેઓને નાગીક નોકરીમા મોકલ્યા ભાઈ હરખચદની રૂપી શક્તિ કાઇક અહીં જણાઈ બહુ જ થોડા વખતમા તેઓ વગર શીખવ્યે પાકા નામાના અને અટપટુ વ્યાજ કાઢવા વિગેરેના અનુભવી થઇ ગયા અપઢ હરખચદ નામાના કીટ ગણાવા લાગ્યા

પરન્તુ ભાઇ હરખચદ પહેલેથી જ ધર્મકરણીના રસિક હતા પૂર્વભવના સસ્કારોથી જ પ્રેરાતા હોય તેમ, તેઓના અન્તરમા ધર્મભાવના જાગૃત રહેતી અને ધર્મક્રિયા કરવાની અભિરૂચિ થયા કરતી ખરેખર, જૈનકુળનો પ્રભાવ જ અજબ છે. જૈનકુળના બાળકમા સ્હેજે સ્હેજે ધર્મ-કર્મની અભિરૂચિ ઉત્પન્ન થાય છે. જૈન કુટુમ્બના બાળકોના જીવનસસ્કાર જ જૂદા હોય છે. બાલ્યા-વસ્થાથી જ જૈન કુળમા જન્મેલ બાળકો રાગ અને દ્વેષના મહાન્ વિજેતા વીતરાગ પરમાત્માની અને જગત્‌ના સકલ વૈભવનો મન, વચન, કાયાથી, ન કરવા-ન કરાવવા-ન અનુમોદવા રૂપે ત્યાગ કરનાર નિર્ગ્રન્થ મુનિવરોની પૂજા અને ભક્તિ કરનારા હોય છે એટલુ જ નહિ પણ, તેઓ પોતાની દૃષ્ટિ સમક્ષ હરદમ જોયા કરે છે કે-અખૂટ સપત્તિશાલી અને મહાન્ સત્તાધારી પણ એ વીતરાગ પરમાત્મા અને ત્યાગી ગુરૂને પૂજે છે. ગુરૂજનોના મુખેથી જૈનકુળના બાળકો આવી વાતોનુ શ્રવણ કરે છે આ વસ્તુ તેઓના અન્તરપટ ઉપર એક ઉચ્ચતમ આદર્શ

તરફથી **શ્રી સિદ્ધગીરિજી** જતા એ શ્રીસઘમા ભાઇ હરખચદ પણ યાત્રાર્થે નીકળ્યા

પોતાના વતન તરફ જઇ રહેલા કયા મનુષ્યને શ્રી સઘના સમાચાર સાભળી યાત્રા કરવાનો વિચાર થાય ? અને કદાચ વિચાર પણ થાય, તો પણ એ વિચારનો આ રીતે અમલ કોણ કરે ? આ વસ્તુ ભાઇ **હરખચદ**ના અન્તરમા અકાઇ ગએલી ધર્મભાવનાની અદ્વિતીય પ્રતીતિરૂપ છે વતન તરફ જઇ રહેલ સસારી જીવોમા સ્વાભાવિક રીતે જ સગા, સબધી, સ્નેહિજનોને મળવાની અને મ્હાલવાની અભિલાષા હોય, પરન્તુ જે પુણ્યાત્માઓના અન્તરમા ઉત્કટ ધર્મ ભાવનાએ વાસ કર્યો હોય છે, તે પુણ્યાત્માઓને તો એ બધા સાસારિક સ્વજનોને ભેટવા કરતા ઘણો જ વધુ અને ઘણો જ ઉત્તમ આનન્દ તીર્થોને ભેટવામા અને સદ્ગુરૂઓની સેવા કરવામા આવે છે

ભાઈ **હરખચદ**ને **શ્રી સિદ્ધગીરિજી** જતા રસ્તામા પ્રાત સ્મરણીય પુણ્યનામધેય **શ્રી મૂલચદજી** મહારાજા આદિનો પરિચય થયો એ પરિચયે અને એ નિર્ગ્રન્થ ગુરૂદેવની તારક ધર્મદેશનાએ ધીરે ધીરે ભાઈ **હરખચદ**ના અન્તરમા નવીન જ્યોત જગાવી **પાલીતાણા** શ્રીસઘ પહોચ્યા બાદ પણ, પૂ **શ્રી મૂલચદજી** મહારાજા વિગેરેની સાથે ભાઇ **હરખચદે શ્રી સિદ્ધગીરિજી**ની નવાણુ યાત્રા કરી આ દરમ્યાન તેઓનુ અન્તર વૈરાગ્યભાવથી ખૂબ ભીંજાઇ ગયું હતું અને પૂ **મૂલચદજી** મહારાજા પણ ભાઇ **હરખચદ**ને સુયોગ્ય જોઇને વારવાર પ્રોત્સાહિત કરતા હતા આથી ભાઇ **હરખચદે** ત્યા જ **શ્રી સિદ્ધગીરિજી**ની શીતલ ધર્મછાયાની

અનિત્ત કરે છે કે-આ વિશ્વની સકલ પૌદગલિક સપત્તિ અને સાગય વિશ્વપગની સત્તા કરતા પણ એ સપત્તિનો અને સત્તાનો, તેમજ એ મેળવવાનો ઇચ્છાનો પણ ત્યાગ, વધારે પૂજ્ય છે ત્યાથી જ જૈનકુળના બાળકના હૈયામા ત્યાગભાવના ગેલ કરવા માડે છે આવી રીતે જેના અન્તરમા ત્યાગની નિરાશ ભાવના જાગી હોય, તેવો બાળક સાધુ થાય તો વિશ્વદીપક બને છે અને ગૃહસ્થ રહે તો પણ કુળદીપક તો બને છે જ! એટલે જેટલે અંશે જૈન કુટુમ્બોમાથી ત્યાગના આચાર-વિચાર ઘસાય, તેટલે અંશે ભાવિ પ્રજા ઉપર પણ અસર થાય ભાઇ હરખચદમા બાલ્યકાલથી જ ધર્મભાવના હોવી, એ જેમ પૂર્વભવના શુભ સસ્કારોને આભારી છે, તેમ આ જૈનકુળને પણ આભારી છે જ્ઞાનીઓએ આથી જ જૈનકુળની મહત્તા ગાઈ છે અને એ ની પ્રાપ્તિ માટે મહાપુણ્યની જરૂર દર્શાવી છે

અસ્તુ ભાઈ હરખચદે આ રીતે ત્રીસ વર્ષ સસારા વસ્થામા વીતાવ્યા વિ સ ૧૯૪૪મા તેઓ નાશીકથી ખેરાલુ તરફ જતા હતા રસ્તામા સમાચાર મળ્યા કે-અમદાવાદથી પાલીતાણાનો છ રી પાળતો સઘ જવાનો છે આ સમાચાર સાભળતા તેમને શ્રી સિદ્ધગીરિજીની યાત્રા કરવાની ઉત્કટ ભાવના થઇ 'ઘેર તો જવાનું છે જ, પણ આવો યોગ ક્યાથી મળશે?'-આમ વિચાર કરીને આ ભાઇ હરખચદ ખેરાલુ પાસેના પોતાના વતન તરફ જવાને બદલે અમદાવાદ સ્ટેશને ઉતરી પડ્યા અને અમદાવાદની ઢીકા ભટની પોળના રહીશ શેઠ પુજાભાઈ દીપચદ પુનાવાળાની

તરફથી શ્રી સિદ્ધગીરિજી જતા એ શ્રીસઘમા ભાઇ હરખચંદ પણ યાત્રાર્થે નીકળ્યા.

પોતાના વતન તરફ જઇ રહેલા કયા મનુષ્યને શ્રી સઘના સમાચાર સાભળી યાત્રા કરવાનો વિચાર થાય ? અને કદાચ વિચાર પણ થાય, તો પણ એ વિચારનો આ રીતે અમલ કોણ કરે ? આજ વસ્તુ ભાઇ હરખચદના અન્તરમા અકાઇ ગએલી ધર્મભાવનાની અદ્વિતીય પ્રતીતિરૂપ છે વતન તરફ જઇ રહેલ સસારી જીવોમા સ્વાભાવિક રીતે જ સગા, સબધી, સ્નેહિજનોને મળવાની અને મ્હાલવાની અભિલાષા હોય, પરન્તુ જે પુણ્યાત્માઓના અન્તરમા ઉત્કટ ધર્મ ભાવનાએ વાસ કર્યો હોય છે, તે પુણ્યાત્માઓને તો એ બધા સાસારિક સ્વજનોને ભેટવા કરતા ઘણો જ વધુ અને ઘણો જ ઉત્તમ આનન્દ તીર્થોને ભેટવામા અને સદ્દગુરૂઓની સેવા કરવામા આવે છે

ભાઈ હરખચદને શ્રી સિદ્ધગીરિજી જતા રસ્તામા અતિ રમણીય પુણ્યનામધેય શ્રી મૂલચદજી મહારાજ આદિનો પરિચય થયો એ પરિચયે અને એ નિર્ગ્રન્થ ગુરૂદેવની તારક ધર્મદેશનાએ ધીરે ધીરે ભાઈ હરખચદના અન્તરમા નવીન જ્યોત જગાવી પાલીતાણા શ્રીસઘ પહોચ્યા બાદ પણ, પૂ શ્રી મૂલચદજી મહારાજ વિગેરેની સાથે ભાઇ હરખચદે શ્રી સિદ્ધગીરિજીની નવાણું યાત્રા કરી આ દરમ્યાન તેઓનું અન્તર વૈરાગ્યભાવથી ખૂબ ભીંજાઇ ગયું હતુ અને પૂ. મૂલચદજી મહારાજ પણ ભાઇ હરખચદને સુયોગ્ય જોઇને વારવાર પ્રોત્સાહિત કરતા હતા આથી, હરખચદે ત્યા જ શ્રી [illegible] રિજીની શીતલ [illegible]

નીચે જ પારમેશ્વરી પ્રવ્રજ્યા સ્વીકારવાનો નિરધાર કર્યો અને પૂ ગુરૂદેવને વિજ્ઞપ્તિ કરી પૂ મૂલચદજી મહારાજાએ જોયુ હતુ કે-જીવ ઉત્તમ છે અને નવાણું યાત્રા સાથે તપ શ્ચર્યા પણ મનોથી કરી છે, એટલે તુર્ત જ દીક્ષા આપવાનું મુહૂર્ત કાઢયુ વિ સ ૧૯૪૪ ના બીજા ચૈત્ર માસમા કૃષ્ણ પક્ષની અસમીને દિને મગલ પ્રભાતે, ભાઇ હરખચદે પૂ શ્રી મૂલચ દજી મહારાજાના વરદ હસ્તે દીક્ષા ગ્રહણ કરી તેઓનું નામ મુનિ શ્રી હર્ષવિજયજી રાખી, પૂ શ્રી બુટેરાયજી મહારાજના શિષ્ય પન્યાસ શ્રી આણંદવિજયજી મહારાજના શિષ્ય તરીકે તેઓને જાહેર કર્યા અને શ્રી જૈનશાસ્ત્રોની વિધિ મુજબ યોગોદ્વહન કર્યા બાદ, તેઓને વિ સ ૧૯૪૪ના વૈશાખ માસમા શુક્લ પક્ષની ત્રયોદશીને દિને મગલ પ્રભાતે વડી દીક્ષા આપવામા આવી

મુનિરાજ શ્રી હર્ષવિજયજીએ પ્રથમ ચાતુર્માસ પોતાના ગુરૂદેવ વિગેરેની સાથે પાલીતાણામા કર્યું અહીં તેઓશ્રીએ પ્રતિક્રમણનો અભ્યાસ કર્યો બીજા ચાતુર્માસમા પ્રકરણાદિનો અભ્યાસ કર્યો અને શ્રી બારમા સૂત્રનું વાચન કર્યું ત્રીજા ચાતુર્માસમા સસ્કૃત વ્યાકરણનો અભ્યાસ કર્યો અને ચોથા ચાતુર્માસમા તે પૂર્ણ કર્યો આ પછી તેઓએ સસ્કૃત કાવ્યાદિનો તેમજ ધર્મગ્રન્થોનો અભ્યાસ શરૂ કર્યો તીવ્ર બુદ્ધિના યોગે તેઓ જલ્દિ અભ્યાસમા આગળ વધ્યા. અને જ્યારે કપડવ જમા કરેલ આઠમા ચાતુર્માસમા પૂ શ્રી મૂલચદજી મહારાજાના ગુરૂભાઇ પૂ શ્રી નીતિવિજયજી મહારાજની નિશ્રા નીચે જ્ઞાનપચમીની કથા વાચી, ત્યારે તેઓનો અભ્યાસ ઘણો જ વધી ગયો હતો અને ઉપદેશશક્તિ પણ ઘણી જ અસરજનક હતી.

હવે ક્રમે ક્રમે તેઓશ્રીની ઉપદેશ–શક્તિ વધતી ચાલી તેઓ શ્રીમદ્‌ના ઉપદેશથી જનતાને જેમ આનન્દ થતો, તેમ અસર પણ થતી આથી જ તેઓશ્રીના જ્યા જ્યા ચાતુર્માસો થયા, તે તે સ્થળોએ ભવ્ય ઉત્સવ થતા અને ચાતુમાસ પૂર્ણ થયે જ્યારે તેઓશ્રી વિહાર કરતા, ત્યારે દરેક શ્રોતાને બહુ જ દુ ખ થતું છે કેટલાય સ્ત્રીપુરૂષો સાથે ચાલે આજે તેઓશ્રી અત્યન્ત વૃદ્ધાવસ્થામા છે, છતા તેઓશ્રીની ક્રિયાભિરૂચિ વિગેરે ગુણો ખૂબ ખીલેલા જણાય છે તેઓશ્રીના ઘણા ખરા ચાતુર્માસોમા તે તે સ્થળે તપશ્ચર્યાદિના મહોત્સવો થએલા છે અને તેઓશ્રીના પરિચિતોને માટે તો આજે તે ધર્મ સભારણા પણ આનન્દદાયક છે પરન્તુ એ બધાનો આ ટુક જીવન–પરિચયમા સમાવેશ કરવો મુશ્કેલ છે, એટલે તેઓ-શ્રીએ કરેલા ચાતુર્માસોના સ્થળોની આ સ્થળે યાદી જ માત્ર આપીને સતોષ માનવો સમુચિત છે *

| | | | | | |
|---|---|---|---|---|---|
| વિ સ | ૧૯૪૪ | પાલીતાણા | વિ સ, | ૧૯૫૫ | અમદાવાદ |
| ” | ૧૯૪૫ | વઢવાણશહેર | ” | ૧૯૫૬ | ” |
| ” | ૧૯૪૬ | ચુડા | ” | ૧૯૫૭ | રીદ્રોલ |
| ” | ૧૯૪૭ | વઢવાણ કૅમ્પ | ” | ૧૯૫૮ | ખેડા |
| ” | ૧૯૪૮ | અમદાવાદ | ” | ૧૯૫૯ | કપડવજ |
| ” | ૧૯૪૯ | પાલીતાણા | ” | ૧૯૬૦ | કોઠ |
| ” | ૧૯૫૦ | ધોળેલ | ” | ૧૯૬૧ | લીબડી |
| ” | ૧૯૫૧ | કપડવજ | ” | ૧૯૬૨ | લુણવા |
| ” | ૧૯૫૨ | અમદાવાદ | ” | ૧૯૬૩ | ચાણસ્મા |
| ” | ૧૯૫૩ | ” | ” | ૧૯૬૪ | વીરમગામ |
| ” | ૧૯૫૪ | ” | ” | ૧૯૬૫ | આણદ |

| | | | |
|---|---|---|---|
| વિ સ | ૧૯૬૬ ડભોઇ | વિ સ. | ૧૯૭૭ આતીજ |
| " | ૧૯૬૭ અમદાવાદ | " | ૧૯૭૮ અમદાવાદ |
| " | ૧૯૬૮ કપડવજ | " | ૧૯૭૯ મેસાણા |
| " | ૧૯૬૯ લાબડી | " | ૧૯૮૦ વીરમગામ |
| " | ૧૯૭૦ ડભોઈ | " | ૧૯૮૧ માડવી |
| " | ૧૯૭૧ અમદાવાદ | " | ૧૯૮૨ " |
| " | ૧૯૭૨ " | " | ૧૯૮૩ જામનગર |
| " | ૧૯૭૩ સુરત | " | ૧૯૮૪ સાણંદ |
| " | ૧૯૭૪ છાણી | " | ૧૯૮૫ અમદાવાદ |
| " | ૧૯૭૫ ચાણસ્મા | " | ૧૯૮૬ રીદ્રોલ |
| " | ૧૯૭૬ પાલીતાણા | " | ૧૯૮૭ લોદ્રા |
| | | " | ૧૯૮૮ અમદાવાદ |

પૂજ્ય શ્રી હર્ષવિજયજી મહારાજના શિષ્યો શ્રી જશવિજયજી, શ્રી દુર્લભવિજયજી, શ્રી ધ્યાનવિજયજી, પં શ્રી પુષ્પવિજયજી ગણિ, શ્રી કપુરવિજયજી અને શ્રી ઉત્તમવિજયજી થયા

આમાથી પં. શ્રી પુષ્પવિજયજી ગણિવરનો ફોટો અને તેમનું ટુંક જીવનચરિત્ર અત્રે અપાય છે





## સ્વર્ગસ્થ પન્યાસ શ્રી પુષ્પવિજયજી ગણિવર્યનું

# જીવન ચરિત્ર

Lives of Great men all remind us,
That we can make our lives sublime

—Long Fellow

જન્મવુ, જીવવુ અને મરવુ,—એ જગતના જીવોનો સ્વાભાવિક ક્રમ છે જળચર કે સ્થલચર દરેક જીવ એ ક્રમને આધીન છે પરન્તુ પ્રત્યેક જીવને માટે નિર્માએલા એ ક્રમમા કાઈક ને કાઈક વિવિધતા અવશ્ય હોય છે એ વિવિધતા ઉત્પન્ન કરનાર જીવનકાળ છે જીવનકાળમા જે આત્માઓ પોતાના જીવનને સુચારૂરૂપે વ્યતીત કરે છે, સ્વપર શ્રેય સાધવામા મોઘી જીવનક્ષણોમા તત્પર બને છે, પોતાના શરીર, સંપત્તિ અને સ્વજનના ભોગે પણ જેઓ પરહિત કરવામા પ્રયત્નશીલ રહે છે, તેઓ પોતાના જન્મ અને મરણને પણ મહત્ત્વનું બનાવે છે તેઓના જન્મ ધન્ય ગણાય છે, તેઓનુ જીવન આદર્શ ગણાય છે અને તેઓનુ મરણ ગૌરવભર્યું હોય છે એવા આત્માઓ નાશવત શરીરનો નાશ થયા પછી પણ, જગતના અન્તરપટ ઉપર અમર રહે છે એમના નામ પ્રાતઃસ્મરણીય ગણાય છે અને એમના જીવનકાર્યની કીર્તિ ઉપર દુનિયા પુષ્પ વેરે છે

## સ્વર્ગસ્થ પન્યાસ શ્રી પુષ્પવિજયજી ગણિવર્ય્યનું

# જીવન ચરિત્ર

Lives of Great men all remind us,
That we can make our lives sublime

—Long Fellow

જન્મવું, જીવવું અને મરવું,—એ જગતના જીવોનો સ્વાભાવિક ક્રમ છે જળચર કે સ્થલચર દરેક જીવ એ ક્રમને આધીન છે પરન્તુ પ્રત્યેક જીવને માટે નિર્માએલા એ ક્રમમા કાઇક ને કાઇક વિવિધતા અવશ્ય હોય છે એ વિવિધતા ઉત્પન્ન કરનાર જીવનકાળ છે જીવનકાળમા જે આત્માઓ પોતાના જીવનને સુચારૂરૂપે વ્યતીત કરે છે, સ્વપર શ્રેય સાધવામા મોઘી જીવનક્ષણોમા તત્પર બને છે, પોતાના શરીર, સપત્તિ અને સ્વજનના ભોગે પણ જેઓ પરહિત કરવામા પ્રયત્નશીલ રહે છે, તેઓ પોતાના જન્મ અને મરણને પણ મહત્ત્વનું બનાવે છે તેઓના જન્મ ધન્ય ગણાય છે, તેઓનું જીવન આદર્શ ગણાય છે અને તેઓનું મરણ ગૌરવભર્યું હોય છે એવા આત્માઓ નાશવત શરીરનો નાશ થયા પછી પણ, જગતના અન્તરપટ ઉપર અમર રહે છે એમના નામ પ્રાતઃસ્મરણીય ગણાય છે અને એમના જીવનકાર્યની કીર્તિ ઉપર દુનિયા પુષ્પ વેરે છે

પોતાનો જીવનકાળ આટલો સુચારૂ બનાવવાને માટે જ જગતમા ધર્મનું અસ્તિત્વ છે ધર્મ, આત્માને એના કર્ત્તવ્યનું દિગ્દર્શન કરે છે આત્મા કયી રીતિએ ઉન્નતિ સાધે તેનો મર્મ ધર્મ દર્શાવે છે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના સર્વ પદાર્થોના સર્વ ભાવોના જ્ઞાતા વીતરાગદેવોએ કહેલ ધર્મ, એ ઉત્તમ કોટિના જીવન જીવવાના માર્ગોનું નિદર્શન કરાવે છે શ્રી જિનેશ્વરદેવોએ આજ કારણે માનવ જીવનની મહત્તા આકી છે દૈવી સંપત્તિ કે પાશવિક બળની એમને મન કશી જ કિંમત નથી કિંમત માત્ર વિવેકની છે સદ્ અને અસદ્‌નુ પૃથક્કરણ કરીને, સાચનો સ્વીકાર કરવો અને ખોટાનો પરિત્યાગ કરવો, એમા જ સાચી વિવેક-શીલતા રહેલી છે અને એવા જ વિવેકી આત્માઓ સ્વપર કલ્યાણ સાધી શકે છે વિવેક, એ તો ઉત્તમ જીવનનો પાયો છે

આવા વિવેકી આત્માઓને શ્રી જિનેશ્વરદેવોના શાસનમા ત્રણ વિભાગમા વ્હેચવામા આવ્યા છે સર્વવિરતિ, દેશવિરતિ અને સમ્યગ્દૃષ્ટિ અનન્તજ્ઞાનીએ પોતાના અનુભવથી અને જ્ઞાનથી જગતના દુખનું નિદાન કરીને, આ ત્રણેનો ઉપદેશ કર્યો જગત આખુય સંપૂર્ણ, સ્થાયિ અને સર્વાંગ શુદ્ધ સુખ મેળવાને-આધિ, વ્યાધિ, અને ઉપાધિની યન્ત્રણાઓમાથી બચવા ઇચ્છે છે. સારાય વિશ્વના જીવોનો એ માટેનો પ્રયત્ન નિરન્તર ચાલુ છે છતા મ્હોટે ભાગે જગતની આધિ, વ્યાધિ, અને ઉપાધિની યન્ત્રણા વધી જ રહી છે અને જ જાય છે આનુ કારણ અજ્ઞાનતા કિંવા

**વિવેકનો અભાવ છે.** આથી જ અનતજ્ઞાની શ્રી જિનેશ્વર-દેવોએ જગતના એ દુખનુ નિદાન શોધ્યુ પૌદ્ગલિક **સામગ્રી મળી હોય એમાં રાચવુ અને નહિ મળે લીને મેળવવા મથવુ,—એ જગતના દુખનુ નિદાન** છે મળેલી પૌદ્ગલિક સામગ્રીના ભોગવટાનો અને નહિ મળેલી પૌદ્ગલિક સામગ્રીને મેળવવાની ઇચ્છાનો ત્યાગ તે સર્વવિરતિ આમા મર્યાદિત આચરણ તે દેશવિરતિ, અને આમા દૃઢ શ્રદ્ધા તે સમ્યગ્દર્શન એટલે જૈનદર્શનમા આદર્શ જીવન માત્ર સર્વવિરતિનુ જ ગણાય છે દેશવિરતિ યા સમ્યગ્ દ્રષ્ટિના જીવન તે તે અશે ભલે આદર્શ હોય, પરન્તુ **સપૂર્ણ આદર્શ જીવન તો સર્વવિરતિનુ જ છે.** સર્વવિરતિથી કોઈ ઉત્તમ જીવન હોઇ શકતુ જ નથી, એમ જૈનશાસન માને છે અને આવા જ આત્માનો જન્મ ધન્ય અને મરણ ગૌરવભર્યું હોય છે

જે ચરિત્ર નાયકનુ આ ટુક જીવન ચરિત્ર છે, તેઓએ પોતાના જીવનકાળમા સર્વવિરતિની આરાધના કરી છે અને તેથી જ આજે તેઓનો નાશવત દેહ જગતની સપાટી ઉપરથી નષ્ટ થએલ હોવા છતા પણ એ પુણ્યપુરૂષનુ જીવન-ચરિત્ર પ્રકાશમા મૂકવાની અતરમા પ્રેરણા જન્મે છે અને આ જીવનમા વિશેષતા તો એ છે કે-કુળના અને અભ્યાસના સયોગો સામાન્યતયા વિપરીત છતા, પૂર્વકર્મનો પ્રબલ વેગ અને પૂર્વભવના સસ્કારોની છાયા તેઓશ્રીને ઉન્નત માર્ગે દોરવી ગએલ છે ખરેખર, મહાપુરૂષોના જીવનોમા આવી ને આવી કાઈક વિશેષતા-કાઇક વિશિષ્ટતા પ્રાય હોય છે એવા મહાપુરૂષના ઉત્તમ જીવનને જાણીને, તે જીવનમાથી

ટાઈફ નીખીને, વાચક પોતાના જીવનને પણ ઉન્નતિના માર્ગમા ગતિમાન કરે, એ જ આ પ્રયાસનો હેતુ છે અને એ જ વાસ્તવિક સફલતા છે ઉપરાન્ત પુણ્યપુરૂષો પોતાના જીવનનો ઉત્તમ આદર્શ ખડો કરીને, જગત્ ઉપર ઉપકાર કરે છે, તે પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવાનો અને ઋણ અદા કરવાનો હેતુ પણ આ રીતે સ્વાભાવિક રીતિએ જ સિદ્ધ થાય છે

મેસાણાની નજદિકમા આવેલા ખેરવા ગામમા વિ સ ૧૯૫૦ મા જ્યારે રામદાસ પટેલને ત્યા તેમના ધર્મ પત્ની શિવકોરબાઇની કુક્ષીથી અમથાલાલનો જન્મ થયો, ત્યારે કોણે ધાર્યું હશે કે એ અનથાલાલ ભવિષ્યમા સર્વ વિરતિ ધર્મ અંગીકાર કરી સ્વપર હિત સાધશે અને એના દેહાવસાન બાદ પણ એની કીર્તિકથા લખાશે ! પરન્તુ વિધિની લીલા જ ન્યારી છે વિધિના ગર્ભમા તો એવી અનેક અકલ્પ્ય ઘટનાઓ છૂપાએલી હોય છે

રામદાસ પટેલ કડવા કણબી જ્ઞાતિના હતા સ્થિતિ સાધારણ હતી ઘેર ખેતી પણ હતી અને દુકાન પણ હતી પુત્રરત્નની પ્રાપ્તિ થતા તેઓનો હર્ષ ખૂબ વધી ગયો બાળકનો તેજસ્વી અને આનન્દી ચ્હેરો જોઇ રામદાસ પટેલ, શિવકોરબાઇ અને કુટુબીજનો ખૂબ આનંદમા રહેતા તેઓને મન માત્ર સ્વાભાવિક આનન્દ હતો, પરન્તુ એના તેજસ્વી લલાટમા લખાએલી ઉજ્વલ કારકીર્દિ તેઓ ક્યાથી ઉકેલી શકે ? એ ભવ્ય લલાટની ભવ્યતા તે કાળે કલ્પનામા પણ ક્યાથી હોય ? તેઓ તો તે બાળકને

પરન્તુ થોડા જ

ઉપર કાળનો પજો ફરી વળ્યો શિવકોરબાઈ વિધવા બન્યા

શિવકોરબાઇની ખ્યાતિ ખેરવામા ભડતાણી તરીકેની હતી સાધુ સન્યાસીની ભક્તિમા અને ધર્મકથાના શ્રવણમા જ પ્રાય તેમનુ જીવન વ્યતીત થતુ અમથાલાલ માત્ર તેમને ચિંતાનુ કારણ હતો પણ શિવકોરબાઇ તો અમથાલાલને બધે સાથે ફેરવતા આ સસ્કારોએ અમથાલાલના જીવન ઉપર અજબ અસર કરી છે, એમ અમથાલાલના ભવિષ્યના જીવન ઉપરથી કોઇ પણ કલ્પી શકે તેમ છે

વધુમા અમથાલાલ નિરતર ખેરવાના શ્રાવક કુટુમ્બોના પરિચયમા રહેતો ખેડુતનો પુત્ર હોવા છતા એ કોઇ પણ દિવસ ખેતરમા ઘાસ વાઢવા જાય નહિ ડુગળી, લસણ, તમાકુ વિગેરે ખાય નહિ શિવકોરબાઇએ લાવીને ઘરમા ગધ્યું હોય તો પણ તેવી અભક્ષ્ય વસ્તુઓ અમથાલાલ ખાય નહિ પૂર્વભવના સસ્કાર અને ધર્મીજનોનો સહવાસ શુ નથી કરતો ? બાળકમા સદ્દભાવનાઓ જન્મે છે તે કયાથી ? બાળક સ્વાભાવિક રીતે ધર્મમાર્ગે કયારે દોરાય ? પૂર્વભવના સસ્કારો અને અહીનુ સ્વચ્છ વાતાવરણ બાલકના જીવનમા અજબ અસર ઉત્પન્ન કરે છે. આથી જ જૈન શાસ્ત્રોમા બાળદીક્ષાનુ ખાસ વિધાન છે જે આત્માઓ પૂર્વભવના શુભ સસ્કારો લઈને આવ્યા હોય છે અને પુણ્યોદયે જેઓ અહી પણ ધાર્મિક સામગ્રી મેળવે છે, તેઓના અન્તરમા સ્હેજે ધર્મની રૂચિ ઉત્પન્ન થાય છે અને ધર્મી માતાપીતાની તથા સદ્દગુરૂઓની પ્રેરણા પામતાં ન્હાના પણ બાળકને વિરતિના પરિણામ થાય છે વધુમા બાલ

કાઈક શીખીને, વાચક પોતાના જીવનને પણ ઉન્નતિના માર્ગમા ગતિમાન કરે, એ જ આ પ્રયાસનો હેતુ છે અને એ જ વાસ્તવિક સફલતા છે ઉપરાન્ત પુણ્યપુરૂષો પોતાના જીવનનો ઉત્તમ આદર્શ ખડો કરીને, જગત્ ઉપર ઉપકાર કરે છે, તે પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવાનો અને ઋણ અદા કરવાનો હેતુ પણ આ રીતે સ્વાભાવિક રીતિએ જ સિદ્ધ થાય છે

મેસાણાની નજદિકમા આવેલા ખેરવા ગામમા વિ સ ૧૯૫૦ મા જ્યારે **રામદાસ** પટેલને ત્યા તેમના ધર્મ પત્ની **શિવકોરબાઇની** કુક્ષીથી **અમથાલાલનો** જન્મ થયો, ત્યારે કોણે ધાર્યું હશે કે-એ અમથાલાલ ભવિષ્યમા સર્વ વિરતિ ધર્મ અ ગીકાર કરી સ્વપર હિત સાધશે અને એના દેહાવસાન બાદ પણ એની કીર્તિકથા લખાશે ! પરન્તુ વિધિની લીલા જ ન્યારી છે વિધિના ગર્ભમા તો એવી અનેક અકલ્પ્ય ઘટનાઓ છૂપાએલી હોય છે

**રામદાસ પટેલ** કડવા કણબી જ્ઞાતિના હતા સ્થિતિ સાધારણ હતી ઘેર ખેતી પણ હતી અને દુકાન પણ હતી પુત્રરત્નની પ્રાપ્તિ થતા તેઓનો હર્ષ ખૂબ વધી ગયો બાળકનો તેજસ્વી અને આનન્દી ચ્હેરો જોઇ રામદાસ પટેલ, **શિવકોરબાઇ** અને કુટુબીજનો ખૂબ આનદમા રહેતા તેઓને મન માત્ર સ્વાભાવિક આનન્દ હતો, પરન્તુ એના તેજસ્વી લલાટમા લખાએલી ઉજ્વલ કારકીર્દિ તેઓ ક્યાથી ઉકેલી શકે ? એ ભવ્ય લલાટની ભવ્યતા તે કાળે કલ્પનામા પણ ક્યાથી હોય ? તેઓ તો તે બાળકને ઉત્સાહભેર ઉછેરવા લાગ્યા પરન્તુ થોડા જ વખતમા **રામદાસ પટેલના** શરીર

ઉપર કાળનો પંજો ફરી વળ્યો શિવકોરબાઈ વિધવા બન્યા

શિવકોરબાઇની ખ્યાતિ ખેરવામા ભકતાણી તરીકેની હતી સાધુ સન્યાસીની ભક્તિમા અને ધર્મકથાના શ્રવણમા જ પ્રાય તેમનું જીવન વ્યતીત થતુ **અમથાલાલ** માત્ર તેમને ચિંતાનું કારણ હતો પણ **શિવકોરબાઇ** તો **અમથાલાલને** બધે સાથે ફેરવતા આ સન્ડાગેએ **અમથાલાલના** જીવન ઉપર અજબ અસર કરી છે, એમ **અમથાલાલના** ભવિષ્યના જીવન ઉપરથી કોઇ પણ કલ્પી શકે તેમ છે

વધુમા **અમથાલાલ** નિરંતર ખેરવાના શ્રાવક કુટુમ્બોના પરિચયમા રહેતો ખેડુતનો પુત્ર હોવા છતા એ કોઇ પણ દિવસ ખેતરમા ઘાસ વાઢવા જાય નહિ ડુંગળી, લસણ, વતાક વિગેરે ખાય નહિ શિવકોરબાઇએ લાવીને ઘરમા ગધ્યું હોય તો પણ તેવી અભક્ષ્ય વસ્તુઓ અમથાલાલ ખાય નહિ પૂર્વભવના સંસ્કાર અને ધર્મીજનોનો સહવાસ શુ નથી કરતો ? બાળકમા સદ્ભાવનાઓ જન્મે છે તે કયાથી ? બાળક સ્વાભાવિક રીતે ધર્મમાર્ગે ક્યાંથી દોરાય ? પૂર્વભવના સસ્કારો અને અહીનુ સ્વચ્છ વાતાવરણ બાલકના જીવનમા અજબ અસર ઉત્પન્ન કરે છે આથી જ જૈન શાસ્ત્રોમા બાળદીક્ષાનુ ખાસ વિધાન છે જે આત્માઓ પૂર્વભવના શુભ સસ્કારો લઈને આવ્યા હોય છે અને પુણ્યોદયે જેઓ અહી પણ ધાર્મિક સામગ્રી મેળવે છે, તેઓના અન્તરમા સ્હેજે ધર્મની રૂચિ ઉત્પન્ન થાય છે અને ધર્મી માતાપીતાની તથા સદ્ગુરૂઓની પ્રેરણા પામતાં બાળકને વિરતિના પરિણામ થાય છે.

દીક્ષિતો વધારે ઉત્તમ અને વધારે પ્રભાવક નિવડે છે, એનુ કારણ એ પણ છે કે-દીક્ષા લીધા પછી તેઓને તદ્દન સ્વચ્છ અને વૈરાગ્યમય વાતાવરણમા રહેવાનુ હોય છે, નિરતર તેઓને સદ્ગુરૂઓનો પરિચય હોય છે, તેમજ ક્રિયા અને જ્ઞાન બન્ને વૈરાગ્યને જ પુષ્ટ કરનારા હોય છે આવુ વાતાવરણ, આવો સહવાસ અને આવા ક્રિયાજ્ઞાન જો સામાન્ય આત્માને પણ ધર્મરૂચિ બનાવી દે, તો પૂર્વભવના સસ્કારવાળા અને સમારની વિષમય વૃત્તિ અને પ્રવૃત્તિથી સાવ દૂર રહેલા આત્માને ઉચ્ચ જીવનમા દોરી જાય, તેમા આશ્ચર્ય જેવુ પણ શુ છે? પૂર્વભવના સસ્કાર અને સુવિશુદ્ધ વાતાવરણની અસર ન હોય, તો ખેડુતનો છોકરો અમથાલાલ પ્રથમથી જ પાપથી ડરનારો અને અનંત કાયાદિ અભક્ષ્ય પદાર્થો વિગેરેનો પહેલેથી ત્યાગી કેમ હોય? ખેડુત-કણબીના ઘરમા આવો આહાર રોજનો ગણાય અને એવે સ્થલે અમથાલાલની આ પ્રવૃત્તિ પૂર્વભવના ઉત્તમ સસ્કારોની સાક્ષીતીરૂપ જ છે

અમથાલાલે બાલપણમા ગુજરાતી પાચ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો તે દરમ્યાન તેમનામા કેટલાય સસ્કારો જૈનધર્મના પડયા પડી તો તેઓએ જૈનધર્મનો અભ્યાસ શરૂ કર્યો સામાયિક શીખ્યા અને બે પ્રતિક્રમણનો પણ અભ્યાસ કર્યો એટલુ જ નહિ પણ તેઓ રોજ સામાયિક તથા પ્રતિક્રમણ કરવા લાગ્યા કોઇ પણ જૈન સાધુ આવે તો તેઓની સ્હામે જવુ, તેઓની ભક્તિ કરવી અને ધર્મોપદેશનું શ્રવણ કરવુ,-એ અમથાલાલના શુભ

જીવનની શરૂઆત. **અમથાલાલની** આવી પ્રવૃત્તિથી તો તેમની માતા શિવકોરબાઈ ખૂશ થવા લાગ્યા પોતે ભક્તાણી અને પોતાનો પુત્ર ભક્ત બને, એ સાચી માતાને કેમ ન ગમે ? એક કવિએ સાચુ જ કહ્યુ છે કે –

**" જનની જણ તો ભક્ત જન, કા દાતા કા શૂર**
**નહિ તો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર "**

સાચી માતાઓ પણ એજ અભિલાષાવાળી હોય છે **શિવકોરબાઇ** તો પોતાના પુત્રને ભક્ત થતો જોઇને પોતાની કુક્ષીની સફળતા સમજવા લાગ્યા **અમથાલાલની** ઉન્નતિમા આ પણ જેવુ-તેવુ કારણ નથી ઘણી માતાઓ મોહવશ બનીને પુત્રને ધર્મમાર્ગે ચઢતો અટકાવી, પોતાનુ અને પુત્રનુ પણ અકલ્યાણ કરનારી હોય છે એવી જૈન માતાઓએ પણ આ શિવકોરબાઈનુ દષ્ટાન્ત સ્મરણમા રાખવા યોગ્ય છે કહો કે-અનુકરણીય છે **ખેડુત માતા પણ જ્યારે પુત્રને ભક્ત બનાવવામા આવી સહાયક નિવડે, ત્યારે જૈનકુળના ઉત્તમ સસ્કારોથી સુવાસિત માતાઓ પોતાના સતાનને ધર્મમાર્ગમા જતા કેમ જ અટકાવી શકે ?** ખરેખર, શિવકોરબાઇએ આ રીતે તો સાચી માતાના કર્તવ્યનો મૂગો છતા સચોટ બોધપાઠ જગત્ સમક્ષ રજૂ કર્યો છે, અને તે અભિનદનને પાત્ર છે એમ જ કહેવાનુ જોઈએ

અસ્તુ આપણા ચરિત્ર નાયક **અમથાલાલ** માત્ર સામાયિક, પ્રતિક્રમણ કે ગુરૂભક્તિથી જ ન અટક્યા. ધીરે ધીરે તેઓનુ અતર વૈરાગ્ય તરફ વળવા લાગ્યું **સમારની**

દીક્ષિતો વધારે ઉત્તમ અને વધારે પ્રભાવક નિવડે છે, એનુ કારણ એ પણ છે કે-દીક્ષા લીધા પછી તેઓને તદ્દન સ્વચ્છ અને વૈરાગ્યમય વાતાવરણમા રહેવાનુ હોય છે, નિરતર તેઓને સદ્ગુરૂઓનો પરિચય હોય છે, તેમજ ક્રિયા અને જ્ઞાન બન્ને વૈરાગ્યને જ પુષ્ટ કરનારા હોય છે. આવુ વાતાવરણ, આવો સહવાસ અને આવા ક્રિયાજ્ઞાન જો સામાન્ય આત્માને પણ ધર્મરૂચિ બનાવી દે, તો પૂર્વભવના, સસ્કારવાળા અને સમારની વિષમય વૃત્તિ અને પ્રવૃત્તિથી સાવ દૂર રહેલા આત્માને ઉચ્ચ જીવનમા દોરી જાય, તેમા આશ્ચર્ય જેવુ પણ શુ છે ? પૂર્વ ભવના સસ્કાર અને સુવિશુદ્ધ વાતાવરણની અસર ન હોય, તો ખેડુતનો છોકરો **અમથાલાલ** પ્રથમથી જ પાપથી ડર નારો અને અનત કાયાદિ અભક્ષ્ય પદાર્થો વિગેરેનો પહેલેથી ત્યાગી કેમ હોય ? ખેડુત-કણબીના ઘરમા આવો આહાર રોજનો ગણાય અને એવે સ્થલે **અમથાલાલ**ની આ પ્રવૃત્તિ પૂર્વભવના ઉત્તમ સસ્કારોની સાક્ષીતીરૂપ જ છે

**અમથાલાલે** બાલપણમા ગુજરાતી પાચ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો તે દરમ્યાન તેમનામા કેટલાય સસ્કારો જૈનધર્મના પડયા પછી તો તેઓએ જૈનધર્મનો અભ્યાસ શરૂ કર્યો સામાયિક શીખ્યા અને બે પ્રતિક્રમણનો પણ અભ્યાસ કર્યો એટલુ જ નહિ પણ તેઓ રોજ સામાયિક તથા પ્રતિક્રમણ કરવા લાગ્યા કોઇ પણ જૈન સાધુ આવે તો તેઓની સ્હામે જવુ, તેઓની ભક્તિ કરવી અને ધર્મોપદેશનુ શ્રવણ કરવુ,-એ અમથાલાલના શુભ

જીવનની શરૂઆત **અમથાલાલ**ની આવી પ્રવૃત્તિથી તો તેમની માતા **શિવકોરબાઈ** ખૂશ થવા લાગ્યા પોતે ભક્તાણી અને પોતાનો પુત્ર ભક્ત બને, એ સાચી માતાને કેમ ન ગમે ? એક કવિએ સાચુ જ કહ્યુ છે કે–

**"જનની જણ તો ભકત જન, કા દાતા કા શૂર**
**નહિ તો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર "**

સાચી માતાઓ પણ એજ અભિલાષાવાળી હોય છે **શિવકોરબાઇ** તો પોતાના પુત્રને ભક્ત થતો જોઈને પોતાની કુક્ષીની સફળતા સમજવા લાગ્યા **અમથાલાલ**ની ઉન્નતિમા આ પણ જેવુ–તેવુ કારણ નથી ઘણી માતાઓ મોહવશ બનીને પુત્રને ધર્મમાર્ગે ચઢતો અટકાવી, પોતાનું અને પુત્રનું પણ અકલ્યાણ કરનારી હોય છે એવી જૈન માતાઓએ પણ આ શિવકોરબાઈનું દૃષ્ટાન્ત સ્મરણમા રાખવા યોગ્ય છે કહો કે–અનુકરણીય છે **ખેડુત માતા પણ જ્યારે પુત્રને ભક્ત બનાવવામા આવી સહાયક નિવડે, ત્યારે જૈનકુળના ઉત્તમ સસ્કારોથી સુવાસિત માતાઓ પોતાના સતાનને ધર્મમાર્ગમા જતા કેમ જ અટકાવી શકે ?** ખરેખર, શિવકોરબાઇએ આ રીતે તો સાચી માતાના કર્ત્તવ્યનો મૂગો છતા સચોટ બોધપાઠ જગત્ સમક્ષ રજૂ કર્યો છે, અને તે અભિનદનને પાત્ર છે એમ જ કહેવાવુ જોઈએ

અસ્તુ આપણા ચરિત્ર નાયક **અમથાલાલ** માત્ર સામાયિક, પ્રતિક્રમણ કે ગુરૂભક્તિથી જ ન અટકયા. ધીરે ધીરે તેઓનુ અતર વૈરાગ્ય તરફ વળવા લાગ્યું **સસારની**

દીક્ષિતો વધારે ઉત્તમ અને વધારે પ્રભાવક નિવડે છે, એનુ કારણ એ પણ છે કે-દીક્ષા લીધા પછી તેઓને તદ્દન સ્વચ્છ અને વૈરાગ્યમય વાતાવરણમા રહેવાનુ હોય છે, નિરતર તેઓને સદ્ગુરૂઓનો પરિચય હોય છે, તેમજ ક્રિયા અને જ્ઞાન બન્ને વૈરાગ્યને જ પુષ્ટ કરનારા હોય છે. આવુ વાતાવરણ, આવો સહવાસ અને આવા ક્રિયાજ્ઞાન જો સામાન્ય આત્માને પણ ધર્મરૂચિ બનાવી દે, તો પૂર્વભવના સસ્કારવાળા અને સસારની વિષમય વૃત્તિ અને પ્રવૃત્તિથી સાવ દૂર રહેલા આત્માને ઉચ્ચ જીવનમા દોરી જાય, તેમા આશ્ચર્ય જેવુ પણ શુ છે? પૂર્વ ભવના સસ્કાર અને સુવિશુદ્ધ વાતાવરણની અસર ન હોય, તો ખેડુતનો છોકરો **અમથાલાલ** પ્રથમથી જ પાપથી ડર નારો અને અનત કાયાદિ અભક્ષ્ય પદાર્થો વિગેરેનો પહેલેથી ત્યાગી કેમ હોય? ખેડુત-કણબીના ઘરમા આવો આહાર રોજનો ગણાય અને એવે સ્થલે **અમથાલાલની** આ પ્રવૃત્તિ પૂર્વભવના ઉત્તમ સસ્કારોની સાક્ષીતીરૂપ જ છે

**અમથાલાલે** બાલ્યપણમા ગુજરાતી પાચ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો તે દરમ્યાન તેમનામા કેટલાય સસ્કારો જૈનધર્મના પડ્યા પછી તો તેઓએ જૈનધર્મનો અભ્યાસ શરૂ કર્યો સામાયિક શીખ્યા અને બે પ્રતિક્રમણનો પણ અભ્યાસ કર્યો એટલુ જ નહિ પણ તેઓ રોજ સામાયિક તથા પ્રતિક્રમણ કરવા લાગ્યા કોઇ પણ જૈન સાધુ આવે તો તેઓની સ્હામે જવુ, તેઓની ભક્તિ કરવી અને ધર્મોપદેશનું શ્રવણ કરવુ,-એ અમથાલાલના શુભ

જીવનની શરૂઆત **અમથાલાલની** આવી પ્રવૃત્તિથી તો તેમની માતા **શિવકોરબાઈ** ખૂશ થવા લાગ્યા પોતે ભક્તાણી અને પોતાનો પુત્ર ભક્ત બને, એ સાચી માતાને કેમ ન ગમે ? એક કવિએ સાચુ જ કહ્યુ છે કે –

**" જનની જણ તો ભકત જન, કા દાતા કા શૂર**
**નહિ તો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર "**

સાચી માતાઓ પણ એજ અભિલાષાવાળી હોય છે **શિવકોરબાઇ** તો પોતાના પુત્રને ભક્ત થતો જોઈને પોતાની કુક્ષીની સફળતા સમજવા લાગ્યા **અમથાલાલની** જ્ઞાતિમા આ પણ જેવુ-તેવુ કારણ નથી ઘણી માતાઓ મોહવશ બનીને પુત્રને ધર્મમાર્ગે ચઢતો અટકાવી, પોતાનું અને પુત્રનું પણ અકલ્યાણ કરનારી હોય છે એવી **જૈન** માતાઓએ પણ આ **શિવકોરબાઈનું** દૃષ્ટાન્ત સ્મરણમા રાખવા યોગ્ય છે કહો કે-અનુકરણીય છે **ખેડુત માતા પણ જ્યારે પુત્રને ભક્ત બનાવવામા આવી સહાયક નિવડે, ત્યારે જૈનકુળના ઉત્તમ સસ્કારોથી સુવાસિત માતાઓ પોતાના સતાનને ધર્મમાર્ગમા જતા કેમ જ અટકાવી શકે ?** ખરેખર, **શિવકોરબાઇએ** આ રીતે તો સાચી માતાના કર્ત્તવ્યનો મૂગો છતા સચોટ બોધપાઠ જગત્ સમક્ષ રજૂ કર્યો છે, અને તે અભિનદનને પાત્ર છે એમ જ કહેવાવુ જોઈએ.

અસ્તુ આપણા ચરિત્ર નાયક **અમથાલાલ** માત્ર સામાયિક, પ્રતિક્રમણ કે ગુરૂભક્તિથી જ ન અટકયા. ધીરે ધીરે તેઓનુ અતર વૈરાગ્ય તરફ વળવા લાગ્યું **સસારની**

અમારતા અને નમ્રતાની આગમૂતતા તેઓ પીછાની શકયા અનેક પાપોથી ભરેલા અને પાપોથી જ પોષાતા આ સંસારમાં પડયા રહેવા કરતા મળેલ અનુપમ માનવ જીવનનો સદુપયોગ કરવાની તે પુણ્ય પુરુષને અભિલાષા થઇ આ અભિલાષાના યોગે તેઓ માતૃભૂમિનો પણ બે-ત્રણ વાર ત્યાગ કરી ગયા, પરન્તુ તેઓને જેવો જોઇતો હતો તેવો સાધુસંયોગ પ્રાપ્ત ન થયો એટલે પાછા ફર્યા આથી તેમની ભાવનામાં જરા પણ ચલવિચલતા ન થઇ તેઓ પોતાની ધારણામાં મક્કમ રહ્યા અને એવી તક શોધતા રહ્યા ખરેખર, નીચ પુરૂષો વિઘ્નોના ભયથી ભયભીત થઇને શુભ કામની શરૂઆત કરતા જ નથી, સામાન્ય જનો શુભકાર્યની શરૂઆત કરે છે પણ વિઘ્નો આવતા તે છોડી દે છે અને ઉત્તમ પુરૂષો શુભ કામની શરૂઆત કરીને લાખો વિઘ્નો સ્હામે અડગ રહી કાર્યસિદ્ધિ જ મેળવે છે

આપણા ચરિત્ર નાયક અમથાલાલ આ રીતે કોઈ સુયોગ્ય તકની જ રાહ જોઇ રહ્યા હતા, તે દરમ્યાન ત્યા એક મહાપુરૂષની પધરામણી થઇ વર્તમાનકાળમા જૈનસમાજમા સુપ્રસિદ્ધ શ્રી મૂલચદજી મહારાજના ગુરૂભાઇ શ્રી બુટેરાયજી મહારાજના શિષ્ય પન્યાસ શ્રી આણદવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન મુનિરાજ શ્રી હર્ષવિજયજી ખેરવામા પધાર્યા મુનિરાજ શ્રી હર્ષવિજયજી મહારાજની શાંત મુખમુદ્રા, સાત્વિક ધર્મદેશના, શુભ પ્રવૃત્તિ અને ક્રિયા શીલતા,-એ બધાએ અમથાલાલને તે પૂજ્યશ્રી તરફ ખૂબ ખેંચ્યા માત્ર એક જ દિવસના પરિચયમા અમથાલાલ

મુગ્ધ બની ગયા તેઓશ્રી તરફ **અમથાલાલનું** મન દોરાએલુ જોઇને **અમથાલાલના** માતુશ્રી **શિવકોરબાઈએ** ઉપાશ્રયે આવીને **અમથાલાલને** સાથે લઈ જઈ ધાર્મિક જ્ઞાન આપવાની પૂ મહારાજશ્રી **હર્ષવિજયજીને** વિનતિ કરી **ખેરવાના** સઘે પણ વિનતિ કરી અને **અમથાલાલ** પોતે તો એ માટે તૈયાર જ હતા સાકળનો આકડે આકડો મળી જાય તેમ બધા જ સયોગ અનુકૂળ બની ગયા

વિ સ. ૧૯૬૨નું ચાતુર્માસ લુણુવામા કરીને, મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજ **ખેડાના શા. પરસોતમ દીપચદની** વિનતિથી **ખેડા** તરફ વિહાર કરતા હતા, કારણ કે-**પરસોતમ દીપચદને ખેડાથી શ્રી સિદ્ધાચળજીનો** છ રી પાળતો સઘ કાઢવાનો હતો પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મેરૂ તેરસને ( મહા વદ ૧૩ ૧૯૬૩ ) મગલ પ્રભાતે **ખેરવા** પધાર્યા હતા અને તેજ દિવસથી **અમથાલાલના** ભાગ્યોદયની આડે પડેલો પડદો ચીરાયો **અમથાલાલ** ત્યાથી પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજ સાથે જ ચાલ્યા માત્ર બાર વર્ષની જ ઉંમરે એક કણબીના કુટુબમા ઉત્પન્ન થએલ **અમથાલાલ** આવુ સદ્ભાગ્ય પામે, એના અન્તરમા આવી પુણ્યભાવના પ્રગટ થાય અને એનુ મન આ રીતે એ ભાવનાને જીવનમા ઉતારવા માટે ઉત્સુક બને, એ બધાની કોણ અનુમોદના ન કરે ? સામાન્ય રીતે ખેડુત બાળક આ ઉંમરે હજુ રખડતો હોય, કા તો ખેતરોમાથી ઘાસ કાપી લાવતો હોય, ત્યારે **અમથાલાલ** બારમે વર્ષે તો ગૃહત્યાગ અને સ્વજનત્યાગ કરીને સાધુ સમાગમમા જોડાય છે અને તે પણ સાધુ બનવાની

અભિલાષાથી, એ કાંઈ જેવી-તેવી સામાન્ય ઘટના તો નથી જ !

આ રીતે પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજ સાથે **અમથાલાલ** વિહાર કરવા લાગ્યા અને પોતાનો ધાર્મિક અભ્યાસ વધારવા ઉપરાત વિવિધ નિયમોનું પાલન કરવા લગ્યા રોજ સામાયિક-પ્રતિક્રમણ અને પર્વતીથિએ તપશ્ચર્યા ઉપરાત દૈહિક સગપો મનથી, વચનથી અને કાયાથી તોડવા મથતા હોય, તેમ આકરા નિયમોનું પણ પરિપાલન કરવા લાગ્યા. રોજ તેઓ જૈન સાધુઓ અને વ્રતધારી શ્રાવકો પીએ છે, તેમ ઉકાળેલુ પાણી પીવા લાગ્યા સામાન્ય રીતે તેઓ શયન પાટ પથારામા કરતા આ રીતે તેઓએ દીક્ષા લીધી, ત્યા સુધી પણ દીક્ષિત જીવનનો આચારાભ્યાસ કરવામાજ ધ્યાન આપ્યું પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજે પોતાનું ચાતુર્માસ વિ સ **૧૯૬૩નું ચાણસ્મા** કર્યું અને વિ સ **૧૯૬૪નું** ચાતુર્માસ **વીરમગામ** કર્યું **વીરમગામમા** જોગવાઇ મળતા **અમથાલાલે** વ્યાકરણનો સતત્ અભ્યાસ શરૂ કર્યો વિ. સ. **૧૯૬૫ ના સાણદના** ચાતુર્માસમા તે અભ્યાસ સારો થયો.

વિ. સ **૧૯૬૫નું સાણદનું** ચાતુર્માસ પૂર્ણ થયા બાદ, પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજે **દમણ** તરફ વિહાર કર્યો ખેડા, ખભાત કાવી, ગધાર, જબુસર, ભરૂચ, સુરત, નવસારી, બીલીમોરા, વલસાડ, વાપી વિગેરે સ્થળોના શ્રાવકોને સદ્ધર્મનો સદુપદેશ આપતા તેઓ શ્રીમદ **દમણ** સુધી પધાર્યા ત્યાથી પાછા ફરતા તેઓશ્રી **નવસારી** પધાર્યા

નવસારીમા પધારતા **અમથાલાલે** પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજીને** પોતાને દીક્ષા આપવાની વિનતિ કરી અને એ વિષયની જાણ થતા **અમથાલાલના** ઉત્તમ જીવનથી પરિચિત **નવસારીના** આગેવાન જૈનોએ પણ પોતાને એ પુણ્યકર્મનો ઉત્સવ ઉજવવાનો લ્હાવો આપવાની વિનતિ કરી આ રીતે વિનતિ થઈ અને **અમથાલાલ** તો પારમેશ્વરી પ્રવ્રજ્યા માટે યોગ્ય જ હતા, એટલે **નવસારીમા** દીક્ષા આપવાની વિનતિ **પૂ. શ્રી હર્ષવિજયજી** મહારાજે સ્વીકારી **નવસારીના** આગેવાન જૈનોએ એ પુણ્ય અવસરે પધારીને શોભામા વૃદ્ધિ કરવાને માટે **અમથાલાલના** માતુશ્રી **શિવકોરબાઇ** ભક્તાણીને તથા **અમથાલાલના** કાકાને ખબર આપી બીજી તરફ નવસારીમા દીક્ષા મહોત્સવની તૈયારીઓ ચાલી ત્યા દેરાસર અને ઉપાશ્રય ધ્વજાપતાકાથી શોભવા લાગ્યા **નવસારીના** શ્રીસઘે બીજા ગામોમા પણ આમત્રણ પત્રિકાઓ મોકલી જલાલપુર, સીમોદરા, વાઝ, ખીલીમોરા વિગેરે સ્થલેથી તેમજ કાઠીયાવાડીથી મ્હોટો શ્રાવક સમુદાય એ મહોત્સવ નિહાળવા અને **અમથાલાલની** પુણ્ય પ્રવૃત્તિની અનુમોદના કરવાને માટે હાજર થયો નવકારશીના જમણો થયા પૂજાઓ ભણાવાઈ, ભાવનાઓ બેઠી, પ્રભાવનાઓ થઈ અને એ મગલ મહોત્સવ શ્રીસઘે અપૂર્વ રીતિએ ઉજવ્યો વરઘોડામા અને દીક્ષાની ક્રિયા વખતે હાજર રહેલા **અમથાલાલના** કાકાની અને ભક્તાણી **શિવકોરબાઇની** સૌ કોઈ અનુમોદના કરતુ વરઘોડામા **અમથાલાલના** દેહ ઉપર શ્રાવકોએ નાખેલા આભૂષણોમાથી દીપતી **અમથાલાલની** વૈરાગ્ય

ભાવનાએ જૈનેતર જનતાનું પણ ધ્યાન ખેંચ્યું અને વિ. સં. ૧૯૬૬ના વૈશાખ માસની શુકલા એકાદશીના પુણ્ય પ્રભાતે, હજારોની સંખ્યામાં એકત્રિત થએલી માનવમેદનીના જય જય ધ્વનિ વચ્ચે, **અમથાલાલે** ગૃહસ્થ જીવનનો અને ગૃહસ્થ સંબંધોનો ત્યાગ કરીને સાધુ વ્રત સ્વીકાર્યું તેઓ પૂ. **મુનિરાજ શ્રી હર્ષવિજયજી** મહારાજના શિષ્ય **મુનિરાજ શ્રી પુણ્યવિજયજી** તરીકે જાહેર થયા.

મનથી, વચનથી અને કાયાથી—ન કરે, ન કરાવે, અને કરનારને ન અનુમોદે,—એમ ત્રિવિધે ત્રિવિધે સર્વ સાવદ્ય યોગોનો, એટલે કે સૂક્ષ્મ અને બાદર હિંસા, અસત્ય, ચોરી, વિષય સેવન (મૈથુન) અને પરિગ્રહનો ત્યાગ કરવા રૂપ એ પાંચ મહાવ્રતો અને છઠ્ઠું રાત્રિ-ભોજન વિરમણ વ્રત,—એ રૂપ ભાગવતી જૈન દીક્ષા સ્વીકારીને **અમથાલાલમાંથી** તે મંગળ પ્રભાતે હવે બનેલા **મુનિરાજ શ્રી પુણ્યવિજયજી** કાલીયાવાડી પધાર્યા અને ત્યાં પણ કેટલાય જૈન-જૈનેતર સ્ત્રીપુરૂષો દર્શન કરવા આવ્યા. ખેડુતના પુત્ર, સોળ વર્ષની જુવાન વય, ભવ્ય મુખાકૃતિ, તેજસ્વી લલાટ અને એમાં જૈન સાધુતા ભળે, એટલે તો કોઈ પણ સુજ્ઞ જનનું એ ચરણોમાં શિર ઝુકી જાય એમાં આશ્ચર્ય શું?

નવસારીમાં થોડો કાળ રોકાઈને પોતાના ગુરૂ પૂ. **શ્રી હર્ષવિજયજી** મહારાજા સાથે **મુનિરાજ શ્રી પુણ્યવિજયજી** વિહાર કરતા કરતા **ડભોઈ** પધાર્યા અને વિ. સં. ૧૯૬૬નું પહેલું ચાતુર્માસ તેઓશ્રીએ **ડભોઈમાં** કર્યું. અહીંના ચાતુર્માસ દરમ્યાનમાં તેઓશ્રીએ સંસ્કૃત વ્યાકરણનો અભ્યાસ પૂર્ણ કરી લીધો. ત્યાંથી વિહાર કરતા

કરતા તેઓ વિ સ ૧૯૬૭ના માઘ માસમા વઢવાણ કૅમ્પ પધાર્યા અને માઘ શુક્લા દશમીને દિને મુનિરાજ **શ્રી પુષ્પવિજયજીની** પન્યાસ **શ્રી કમળવિજયજી** મહારાજના વરદ હસ્તે **વડી દીક્ષા** થઈ ૧૯૬૭નુ ચાતુમાસ તેઓશ્રીએ **અમદાવાદ**મા ગુરૂની સાથે કર્યું અને અહી પણ કાવ્યાદિનો અભ્યાસ ઘણી જ સરલતા પૂર્વક કર્યો તેઓશ્રી પોતાની તીક્ષ્ણ બુદ્ધિના યોગે દરેક વસ્તુ બહુ જ જલ્દિ ગ્રહણ કરી શકતા અને સામાન્ય અભ્યાસીને માટે મુશ્કેલ એવા એ કાવ્યાદિનો અભ્યાસ તેઓશ્રી જેમ સરળતાથી તેમ ત્વરાથી કરી શક્યા તેઓશ્રીના પરિચયમા આવનારને તેમની આ બુદ્ધિશક્તિ મુગ્ધ બનાવતી

આમ મુનિરાજ શ્રી પુષ્પવિજયજી ધાર્મિક અને સસ્કૃત અભ્યાસમા આગળ વધ્યા, તેમ તેઓશ્રીની તાર્કિક શક્તિ પણ ખીલી અને વ્યાખ્યાન શક્તિ પણ વિકાસ પામવા લાગી પોતાના ગુરૂદેવની છત્રછાયા નીચે તે પુણ્યપુન્જ જગતના જીવોને સસારની અસારતા અને સયમની સારભૂતતા સમજાવવા લાગ્યા **જૈન સાધુઓ જગત્મા પરમ ઉપકારી કહેવાય છે, તેનુ કારણ જ આ છે. ઉપદેશ કેવલ આત્મિક કલ્યાણ સાધવાનો અને તે પણ નિસ્પૃહપણે ! કોઈ પણ આત્માને તેના આત્મધર્મનુ ભાન કરાવવુ અને તેને આ કર્મમય સસારથી વિરક્ત બનાવી સયમનો ઉપાસક બનાવવો, એ જૈનશાસન કહે છે કે-પરમ ઉપકાર છે. કરોડોની સપત્તિ આ-પવામા જે પુણ્ય કે ઉપકાર થાય, તે કરતા પણ એક આત્માને ધર્મ પમાડવામા વિશેષ ઉપકાર**

**સમાએલો છે** મુનિરાજ **શ્રી પુષ્પવિજયજી** મહારાજે એજ જાતિના ઉપદેશથી તેઓના પરિચયમા આવતા જીવોને ધર્મ પમાડયો છે **ખરેખર, સત્પુરૂષોની શક્તિ પરોપકારમા જ ખર્ચાય છે**

મુનિરાજ **શ્રી પુષ્પવિજયજી** જૈન સાધુના આચાર મુજબ ગામે ગામ વિહાર કરતા ત્યા આ ઉપદેશ દેતા લોકો ધર્મમા જોડાતા અને એવી પોતાની લક્ષ્મી ધર્મ મહોત્સવોમા ખર્ચતા આ આખાય વિહારનુ વર્ણન આ ટુક જીવનચરિત્રમા આપી શકાય તેમ નથી એટલે તેઓશ્રીને અંગેની માત્ર જરૂરી બાબતોનો જ અત્રે સચય કરવામા આવે છે

**પૂ. મુનિશ્રીનો વિહાર —**

પૂ મુનિરાજ શ્રી પુષ્પવિજયજી સસારી અવસ્થામા તેઓ શ્રીમદ્દના દીક્ષાગુરૂ પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજ સાથે શ્રી કેસરીયાજી તીર્થની યાત્રા કરવા પધાર્યા હતા ત્યાથી ઉદેપુર આવ્યા અને પછી **મારવાડની** નાની તથા મોટી પચતીર્થીની યાત્રા કરી આબુ વિગેરે સ્થલોની પણ યાત્રા કરી એટલે તેઓશ્રી મેવાડ, મારવાડ, દક્ષિણમા દમણ સુધી, કાઠીયાવાડમા તેમજ વિ સ ૧૯૮૧ અને વિ સ ૧૯૮૨ મા કચ્છમા તથા ગુજરાતમા વિચર્યા હતા એટલે તેઓની કીર્તિલતા જૂદા જૂદા દેશોમા વિકસી હતી

**ગુરૂનિશ્રા —**

પૂ મુનિરાજ શ્રી પુષ્પવિજયજી મહારાજના જીવનમા 'ગુરૂનિશ્રા' એ મહત્ત્વની વસ્તુ છે દીક્ષા સમયથી કાલધર્મ

પામ્યા ત્યા સુધીમા તેઓશ્રીએ એક પણ ચાતુર્માસ તેઓશ્રીના ગુરૂવર્ય્ય પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી**થી અલગ કર્યું નથી તેમજ તેઓ સારા વિદ્વાન્, પ્રતિભાસંપન્ન અને પ્રભાવક ઉપદેષ્ટા હોવા છતા, તેઓનો વિનય અને તેઓની ગુરૂશુશ્રૂષા એટલી જ નિર્મળ રહી હતી **આ કાળમા આવી આજ્ઞાધીનતા કિંવા ગુરૂપરતન્ત્રતા ઉત્તમ આત્માઓમા જ હોય છે. આત્માને વિનમ્ર અને કર્તવ્યશીલ તો** પુણ્ય પુરૂષો જ બનાવી શકે છે. અને પૂ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી જેવા તેના દૃષ્ટાન્તરૂપ છે

**પદપ્રદાન —**

પૂ મુનિરાજ **શ્રી પુણ્યવિજયજી** મહારાજે વિ સ ૧૯૮૦ નુ ચાતુર્માસ **વીરમગામ**મા કર્યું હતુ ત્યા તેઓશ્રીએ શાસન પ્રભાવક **પન્યાસ શ્રી ભક્તિવિજયજી** મહારાજ પાસે યોગોદ્વહનની ક્રિયા કરી અને તેજ વર્ષે ચાતુર્માસ પૂર્ણ થયા બાદ, વીરમગામના સઘના ઘણાજ ઉત્સાહપૂર્વક વિ સ ૧૯૮૧ ના કાર્તિક વદી ૬ ને દિવસે **પન્યાસ શ્રી ભક્તિવિજયજી**એ તેઓશ્રીને ગણિપદ તથા માગશર શુદ ૫ ને દિને **પન્યાસ પદારોપણ** કર્યું અમદાવાદ તેમજ બીજા પણ સ્થલોનો શ્રાવક સમૂહ આ પ્રસગે સારી સખ્યામા એકત્રિત થયો હતો તેઓના ગુરૂનો આ પ્રેમ કેટલો બધો કે-પોતે કોઇ પણ પદવી નહિ લીધેલી છતા, પોતાના વિદ્વાન્ વિનેયને યોગ્ય જાણીને હાજર રહીને પદસ્થ બનાવ્યા! ઉત્તમ પુરૂષોની ઉત્તમતા આવે પ્રસગે જ ઝળકી ઉઠે છે આ રીતિએ આપણા ચરિત્ર નાયક **અમથાલાલ**માથી મુનિરાજ **શ્રી પુણ્યવિજયજી**

મહારાજ બન્યા અને હવે તેઓશ્રી **પન્યાસ શ્રી પુષ્પ-વિજયજી** ગણિ બન્યા

**શિષ્યસંપદા —**

પૂ પન્યાસ **શ્રી પુષ્પવિજયજી** ગણિને બે સુયોગ્ય શિષ્યો થયા વિ સં ૧૯૭૮ મા અમદાવાદની પતાશાની પોળના શ્રીમત ગૃહસ્થ **મફતલાલને** પૂ મુનિરાજ **શ્રી હર્ષવિજયજી** મહારાજે પોતાના વરદ હસ્તે દીક્ષા આપી અને તેઓનુ નામ મુનિરાજ **શ્રી માણેકવિજયજી** રાખી, પન્યાસ શ્રી પુષ્પવિજયજી ગણિના શિષ્ય બનાવ્યા બીજા શિષ્ય તે **મુનિરાજ શ્રી પાર્શ્વવિજયજી** વિ સ. ૧૯૭૯નું ચાતુર્માસ **મેસાણામા** થતા ત્યાની સુપ્રસિદ્ધ **શ્રી યશોવિજયજી જૈન પાઠશાળામા** અભ્યાસ કરતા વિદ્યાર્થી ભાઇ **પોપટલાલને** પૂ પન્યાસ શ્રી **પુષ્પવિજયજીનો** પરિચય થયો અને પરિચયમા તેઓ શ્રીમદ્‌ની ભવ્યતાએ આ ભાઈને ખૂબ આકર્ષણ કર્યું પછી તો તે ભાઇને ભાગવતી દીક્ષા અગીકાર કરવાની ભાવના થઇ અને ચાતુર્માસ પૂર્ણ થયે તે ભાઇ પણ પૂ પન્યાસજી મહારાજ **શ્રી પુષ્પવિજયજીની** પાસે દીક્ષા લેવાના ઉપરા ઉપરી પ્રયાસો કરવા લાગ્યા તીવ્ર બુદ્ધિ, તીક્ષ્ણ ગ્રાહશક્તિ, ચારિત્રની દૃઢ અભિલાષા અને શોભીતી મુખાકૃતિએ પૂ પન્યાસ શ્રી **પુષ્પવિજયજી** ગણિને પણ આકૃષ્ટ કર્યા આ દરમ્યાન તે ભાઇનો અભ્યાસ ચાલુ રહ્યો અને વિ. સ ૧૯૮૦ ના વૈશાખ શુદ અગીયારસના પુણ્ય દિવસે દીક્ષા આપી નામ **મુનિ શ્રી પાર્શ્વવિજયજી રાખ્યુ, અને પોતાના શિષ્ય બનાવ્યા તે નૂતન દીક્ષિત મુનિ શ્રી પાર્શ્વવિજયજીને** ખૂબ મહોત્સવ પૂર્વક

વિ સ ૧૯૮૧ ના વૈશાખ સુદ ૧૧ ને દિને કચ્છ–ગયણુમા વડી દીક્ષા આપી આ બન્ને વિનયી મુનિરાજોએ–શિષ્યોએ તેઓશ્રીની સારી સેવા બજાવી આજે પણ પૂ મુનિરાજ શ્રી પાર્શ્વવિજયજી તેઓશ્રીના કાલધર્મ પામ્યા બાદ પણ, યથાશક્તિ ભક્તિ બજાવે છે પન્યાસ શ્રી પુષ્પવિજયજીના ઉત્તમ ગુણો અને જ્ઞાનનો વારસો મુનિરાજ શ્રી પાર્શ્વવિજયજીને પ્રાપ્ત થએલ છે, એમ કોઈ પણ પરિચયશીલ વ્યક્તિ કહી શકે

**ચાતુર્માસ —**

વિ સ ૧૯૫૦મા જન્મ ' ૧૯૬૩ મા ગૃહત્યાગ વિ સ ૧૯૬૬ મા દીક્ષા અને વિ સ ૧૯૬૭ મા વડી દીક્ષા હવે અત્રે માલ અને ગામવાર પન્યાસ શ્રી પુષ્પવિજયજી ગણિવરે પોતાના ગુરુવર્ય્ય પૂ મુનિરાજ શ્રી હર્ષવિજયજી મહારાજની છત્રછાયામા કરેલા ચાતુર્માસોની નોધ અપાય છે

| | |
|---|---|
| વિ સ ૧૯૬૬ ડભોઇ | વિ સ ૧૯૭૫ ચાણસ્મા |
| ,, ,, ૧૯૬૭ અમદાવાદ | ,, ,, ૧૯૭૬ પાલીતાણા |
| ,, ,, ૧૯૬૮ કપડવજ | ,, ,, ૧૯૭૭ પ્રાતીજ |
| ,, ,, ૧૯૬૯ લીંબડી | ,, ,, ૧૯૭૮ અમદાવાદ |
| ,, ,, ૧૯૭૦ ડભોઇ | ,, ,, ૧૯૭૯ મેસાણા |
| ,, ,, ૧૯૭૧ અમદાવાદ | ,, ,, ૧૯૮૦ વીરમગામ |
| ,, ,, ૧૯૭૨ અમદાવાદ | ,, ,, ૧૯૮૧ કચ્છ માડવી |
| ,, ,, ૧૯૭૩ સુરત | ,, ,, ૧૯૮૨ કચ્છ માડવી |
| ,, ,, ૧૯૭૪ છાણી | ,, ,, ૧૯૮૩ જામનગર |

વિ સ ૧૯૮૨નુ ચાતુર્માસ માડવીમા પૂર્ણ કરીને પન્યાસ શ્રી પુષ્પવિજયજી ગણિવર નાગલપુર પધાર્યા ત્યા

માડવીના ત્રણે ગચ્છના શ્રાવકોએ સાધર્મિક વાત્સલ્ય કર્યું ત્યાથી ભારીયા, ડુડા, નવીનાર, મુંદ્રા, બારોઇ, ગોરસમા, લુણી વિગેરે સ્થળે વિહાર કરતા અને જનસમૂહને ધર્મદાન આપવા દ્વારા પરમ ઉપકાર કરતા પન્યાસજી મહારાજ **કચ્છ ભદ્રેશ્વર મહાતીર્થની** યાત્રાએ પધાર્યા ત્યાથી અજાર પધાર્યા અને તાવની બીમારીને અગે ત્યા દશ–બાર દિવસનું રોકાણ થયુ ત્યા કાઇક આરામ થતા, વાગડમા શ્રી કટારીયા તીર્થની યાત્રા કરી, રણને કાંઠે કાંઠે પેથાપર પધાર્યા અને ત્યાથી રણ ઉતરી વેણાસર થઇ બાબરેચી પધાર્યા ત્યાથી **પાટણના** દાનવીર નરરત્ન **શેઠ નગીનદાસ કરમચદે** કાઢેલા **શ્રી ભદ્રેશ્વરજી તીર્થના ચતુર્વિધ શ્રી સઘના** દર્શન કરવા તેઓશ્રી હળવદ ગયા અને ત્યાથી આદરણા, બેલા વિગેરે ગામોમા વિહરતા મોરબી પધાર્યા ત્યાથી ટકારા, લતીપર થઇ ધ્રોલ પધાર્યા ત્યાથી **જામનગર** પધાર્યા અહીંના શ્રીસઘે તેઓશ્રીને ચાતુર્માસ સ્થિર રહેવા આગ્રહ ભરી વિનતિ કરી ચાતુર્માસ દરમ્યાન તેઓશ્રીની તબીઅત સામાન્ય નરમ રહેતી હોવા છતા પણ, **મુનિરાજ શ્રી ત્રિલોકવિજયજીના** શિષ્ય મુનિરાજ શ્રી સુદરવિજયજીને તથા પોતાના શિષ્ય મુનિરાજ શ્રી પાર્શ્વવિજયજીને આસો વદ ત્રીજને શુભ દિવસે **શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના** યોગોદ્વહન શરૂ કરાવ્યા આસો વદ ૯ થી મુનિરાજ શ્રી કપુરવિજયજીના શિષ્ય મુનિ શ્રી અમૃતવિજયજીને પણ યોગોદ્વહનની ક્રિયામા દાખલ કર્યા યોગોદ્વહનની આ ક્રિયા માગશર શુદમા પૂર્ણ થયા બાદ, માગશર વદ ૧ ને દિવસે તેઓશ્રીને મેલેરીયા તાવ લાગુ પડ્યો

તાત્કાલિક ઉપાયો લેતા છ દિવસમા આ તાવ ઉતર્યો, પરન્તુ અશક્તિ રહી દરમ્યાન ગૂજરાત–કાઠીયાવાડમા બે ઇંચ જેટલી વૃષ્ટિ થતા, પૂ. પન્યાસજી મહારાજના અશક્ત શરીરને શરદી લાગુ પડી તેમાથી ન્યુમોનીયા તાવ શરૂ થયો રોજ બબ્બે વખત બબ્બે ડૉક્ટરો તપાસવા આવતા તેઓશ્રીની ભદ્રિક પ્રકૃતિથી વિવશ બનેલા શ્રાવક ભક્તોએ આ બીમારી ટાળવાના તા કાલિક ઘટતા ઉપાયો કરવા માડયા અને પરિણામે શરદી ઓછી થએલી જણાઈ તેમજ તાવ પણ માગશર વદી ૧૨ ને દિને ઉતરી ગયો

આથી તેઓશ્રીના પૂ ગુરુવર્ય્ય હર્ષવિજયજી મહારાજને, તેઓશ્રીના ગુરૂભાઇ મુનિરાજોને, તેઓશ્રીના શિષ્યોને અને જામનગરના શ્રીસઘને ખૂબ આનન્દ થયો અને થોડા જ વખતમા શરીરે સપૂર્ણ આરામ થવાની આશા સૌએ બાધી પરન્તુ **બધી જ આશાઓ કોની ફળે છે? કુદરતની ક્રૂરતા કયારેય કયા કોઇનીય આશાનો વિચાર કરે છે?** બપોરના આરામ અનુભવ્યા બાદ, લગભગ સાડા ત્રણ વાગે એકાએક શરીરમા શ્વાસ ઉત્પન્ન થયો ભક્તો એકત્રિત થઈ ગયા આશાનો આનદ લોપાઇ ગયો મોટા ડૉક્ટરને તૂર્ત જ બોલાવ્યા, પણ જ્યા આયુષ્યની દોરી ત્રુટી હોય ત્યા તે શુ કરે? લગભગ પાચેક વાગે તે પુણ્યપુરૂષે સમાધિપૂર્વક દેહત્યાગ કર્યો અને વાતાવરણને કેવળ ગમગીનીભર્યું બનાવી દીધુ

**ખરેખર, કાળ કોઇને છોડતો જ નથી જન્મે છે તે મરવાને માટે જ છતા ઉત્તમ આત્માઓનુ મરણ જગતને વેદના ઉપજાવે છે.** જામનગરના સઘે

હિત માટેની અનન્તજ્ઞાનીઓએ દર્શાવેલી ક્રિયાઓમા મશગુલ રહે છે, તેમના જ જીવન ધન્ય છે અને મગણ ગૌરવભર્યા છે. આવું જીવન જીવવા માટે મહાપુરૂષોના જીવનો આદર્શરૂપ છે, કારણકે-મહાપુરૂષોના જીવનો આપણને ઉત્તમ જીવન જીવવાનો ઉદ્બોધ કરે છે

  

# પ્રસ્તાવના.

આધ્યાત્મિકતાના મૂર્તિમન્ત સ્વરૂપ સમા જીવન જીવીને જગતને અધ્યાત્મવાદનું પાન કરાવી, શાશ્વત્-સમ્પૂર્ણ અને સર્વાંગ શુદ્ધ સુખની પ્રાપ્તિનો માર્ગ ચીંધનારા મહાપુરૂષોની વિશ્વને ભેટ આપનાર આપણુ આ આર્યાવર્ત છે આર્યાવર્તનું તેજ તે ધર્મ આર્યાવર્તની ભૂમિ એટલે ધર્મભૂમિ આર્યાવર્તનો સામ્રાજ્યપતિ પણુ ધર્મનો સેવક ધર્મપ્રધાનતા, એજ આર્યાવર્તની વિશિષ્ટતા આર્યાવર્તની જુગ જુગ જુની યશ કથાઓ કહેનાર ઈતિહાસ પણુ આર્યાવર્તની ધાર્મિકતાને જ આગળ ધરે છે સર્વ દેશો કરતા આર્યાવર્ત આજે પણુ ધર્મદૃષ્ટિએ ઉન્નત ગણુાય છે અધ્યાત્મવાદના ભૂખ્યા બનેલા સર્વને આર્યાવર્તની છાયડી તરફ નજર ઢાળવી પડે છે

કોઈ પણુ દેશમા નહિ હોય એટલા ધર્મો આજે પણુ આર્યભૂમિમા પ્રવર્તી રહ્યા છે ભૂતકાળમા પણુ સખ્યાબધ ધર્મો આર્યાવર્તમા પ્રચલિત હતા આ સર્વ ધર્મોએ દુનિયાના બધનો અને દુન્યવી સમ્પત્તિના ત્યાગને પોતાના પ્રાણુરૂપ ગણ્યો હતો સર્વ ધર્મોએ અને દર્શનકારોએ સસારત્યાગ વિના ધર્મ હોઈ શકે જ નહિ, એમ માનેલુ છે અને એનુ જ પ્રતિપાદન કરેલુ છે ન્યૂનાધિક્ય તો એ ધર્મોના આદિ મહાપુરૂષોની દીર્ઘાદીર્ઘ દૃષ્ટિને અગે જ જણાય છે આજ કારણે આર્યપ્રજા ત્યાગી સસ્થાને પૂજતી આવી છે અને એ ત્યાગી સસ્થાની સેવા પાછળ ખર્ચાતી પોતાની

દરેક શક્તિને સફળ માનતી આવી છે આર્યપ્રજાએ આ ત્યાગી સંસ્થાને સમૃદ્ધ બનાવવાને માટે, એ સંસ્થાની ઇજ્જત વધારવાને માટે અને એ સંસ્થાને સંરક્ષણ આપવાને માટે કેટલાય સ્વાર્થોનો ભોગ આપ્યો છે ટુકમા કહીએ તો, પ્રત્યેક આર્ય ત્યાગ તરફ સ્વાભાવિક રીતે જ પૂજ્ય ભાવે નિહાળતો

આત્મિક ઉન્નતિને માટેનો ત્યાગ તો ઠીક, પરન્તુ સામાન્ય કર્તવ્યના પરિપાલન માટે પણ આર્યપ્રજાએ ત્યાગને સ્વાભાવિક બનાવી દીધો હતો હરિશ્ચંદ્ર એક વચન ખાતર રાજ-પાટ તજે છે, પોતાની પત્નિને અને પુત્રને બજારમા મૂકી ગુલામ તરીકે વેચે છે, પોતાની જાતને ચાડાલને ત્યા વેચે છે જીવનપર્યંતને માટે ભીષ્મ બ્રહ્મચર્યવ્રતને વાતવાતમા સ્વીકારી લે છે અરે, ઇતર દર્શનોના અને આર્ય રાજવી ઓના ઇતિહાસ તપાસીએ, તો એવા સેકડો દૃષ્ટાન્તો મળી આવે કે-જેમા આર્યપ્રજાના જીવનમા ત્યાગ તદ્દન ઓતપ્રોત થઇ ગએલો જણાય ઉપકારને આધીન થઈ ને વચન આપ્યું હોય, લગ્નની ચૅારીમા દીકરો પરણતો હોય અને ઉપકાર કરનાર આવીને એ બત્રીસ લક્ષણા પુત્રનું માથુ માગે, ત્યા જાતે પુત્રનું માથુ કાપી આપનાર પિતાના અને હસતે મુખડે પિતાની તલવાર ગરદન પર ઝીલનારા પુત્રના ઉદાહરણો પણ આપ ઇતિહાસમા છે અહીં લગ્નગીતો ગવાતા હોય ને મગલ ધ્વનિ ગુજતા હોય, વરકન્યા પોતે ભવિષ્યમા ભોગવવાના દામ્પત્ય જીવનના કૉડ નેવી રહ્યા હોય, અને ભૂદેવો સુખે ગૃહસસાર ભોગવવાના આશિર્વાદ દઈ રહ્યા

હોય, ત્યા એકાએક રણભેરી વાગે અને રાજપૂત બચ્ચાને યુદ્ધના મેદાનમા આવવાની હાકલ પડે, ત્યારે મીંઢલવાળા હાથેમા ઢાલ-તલવાર લઇ રણે ચઢયાના અને રાજપૂતાણીએ એજ પતિની પાછળ જીવન આપ્યાના દાખલા આર્ય ઈતિહાસને માટે કાઇ વિશેષ ઘટના નથી વધુમા એ યુગમા તો લોકજીવનમા પણ ત્યાગના સસ્કાર એટલા પ્રવેશી ચૂકયા હતા કે-જો આવા પ્રસગે રજપૂતનો બચ્ચો યુદ્ધના મેદાનમા ન જાય અથવા રજપૂતાણી એને રોકી રાખે, તો એમને માથે લ્યાનતની વૃષ્ટિ પ્રજા વર્ષાવતી એ કાયર ગણાતા કર્ત્તવ્યભ્રષ્ટ ગણાતા અરે, આજે પણ એ દૃષ્ટાન્તોને આદર્શ રજપૂતાઈના નમુના તરીકે જાહેરમા મૂકાય છે અને પ્રજા એવા પણ ત્યાગીના ઓવારણા લઈને વર્તમાનમા તેવી શૂરવીરતા કેળવવાની આવશ્યક્તા સ્વીકારે છે આ બધુ એજ સૂચવે છે કે-આર્યોને માટે ત્યાગ એ તો જીવનની સ્વાભાવિકતા હતી

હવે જ્યારે કર્ત્તવ્યને માટે અને પોતે સ્વીકારેલી ફરજને અદા કરવાને માટે આ રીતનો ત્યાગ રાજા અને પ્રજાજન કરી શકતા અને કરી શકે છે, તો પછી આત્મકલ્યાણના શુભાશયથી પ્રેરાએલા આત્માને પણ તેવો અથવા તેથી પણ વધુ ત્યાગ કરવામા કોઈ પણ સુજ્ઞ રાજા કે ડાહી પ્રજા અડચણ ઉભી કરી શકે જ નહિ, એ તદ્દન સ્પષ્ટ છે એક આત્મા પરમાત્મા બનવાની અભિલાષાથી જગતના સર્વે સબધોને તજે, સત્તા અને સપત્તિને તજે, તથા સાસારિક ભોગોપભોગોનો પરિત્યાગ કરવા દ્વારા પોતાની પ્રત્યેક પ્રવૃત્તિ

સ્વપર હિતસાધક બનાવે, એમા રાજા અને પ્રજા ઉભયની સહાનુભૂતિ હોવી જોઈએ તેમજ એવી નિર્ગ્રન્થતા ધરનાર મુમુક્ષુ આત્માના કુટુમ્બીજનોએ પણ એ પ્રસગને કુલગૌરવનો ગણી, તેમા સહાયક થવુ જોઈએ સર્વ હિતો કરતાં પણ આત્મિક હિતની પ્રધાનતા સમજનાર કોઇ પણ વિચારકથી આ વસ્તુનો ઇન્કાર થઈ શકે તેમ છે જ નહિ અને એજ કારણે દરેક આસ્તિક દર્શનકારોએ સસારત્યાગને ઇષ્ટ અને આવશ્યક લેખ્યો છે

બીજા વિષયોની માફક આ ત્યાગધર્મના વિષયમા પણ જૈનદર્શન સર્વથી અગ્રપદે સ્થિત થએલુ છે એનુ કારણ એ છે કે-કાલાન્તરે કાલાન્તરે થતા જૈનધર્મના મહાન્ ઉદ્યોત અને પ્રવર્તનના કરનારાઓ પણ પોતે સસારત્યાગ કરીને જ એવી યોગ્યતા પ્રાપ્ત કરે છે આમ તો વિશ્વ જેમ અનાદિ છે, તેમ જૈનધર્મ પણ અનાદિ છે, પરન્તુ ચઢતા-પડતા કાલની અસર જેમ સર્વ સ્થળે થાય છે, તેમ એના અનુયાયીઓમા પણ થાય છે અને પરિણામે અમૂક અમૂક સમયે તે લુપ્ત પ્રાય થઈ જાય છે આ પછીથી કાલાન્તરે એક મહાન્ વિભૂતિ જન્મે છે, કે જે પોતાના જીવનને પ્રથમ નિયન્ત્રિત કરીને, આવતી અનેક આફતોનો સામનો કરવાને બદલે એને સમભાવે સહન કરીને અને દેહકષ્ટના અપાર દુખો સહન કરીને પણ, પોતાના આત્માની કૈવલ્ય જ્યોતિ પ્રાપ્ત કરે છે આ કૈવલ્ય જ્યોતિ પ્રાપ્ત થવા પછીથી તે આત્મા પોતાના અનન્તજ્ઞાનના યોગે સકલ વિશ્વના સકલ પદાર્થોના ભૂત-ભાવિ-વર્તમાનના સકલ ભાવોને જાણી શકે

છે ત્યારબાદ આધિ-વ્યાધિ-ઉપાધિથી ત્રસ્ત સમસ્ત સંસારને એના ઉદ્ધારના માર્ગનું નિઃસ્વાર્થભાવે ઉપદેશદ્વારા સૂચન કરે છે આ ઉપદેશ તે જૈનધર્મ કાલાન્તરે કાલાન્તરે થતી દરેક વિભૂતિને, આ જાતિની એક જ સરખી યોગ્યતા,-કે જે માનવોન્નતિની અન્તિમ મર્યાદારૂપ છે,-તે પ્રાપ્ત કરવાની જ હોય છે, એથી દરેક શ્રી તીર્થંકરદેવનો એક સરખો ઉપદેશ આવે છે અને એજ કારણે જૈનધર્મ અનાદિ ગણાય છે વર્તમાનકાળ, કે જેને જૈનધર્મમા અવસર્પિણી કાળ કહેવાય છે, તેમા ચોવીશ તીર્થંકરો થયા છે, જેમાના ચોવીશમા તીર્થંકરનું નામ શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરદેવ છે આ બધા આત્માઓએ સ્વય અનુભવીને જૈનદર્શન ઉપદેશ્યું છે, અને તેથી જ ત્યાગ અને જૈનધર્મ એ બે ઓતપ્રોત છે કહેવા દ્યો કે-મુમુક્ષુભાવે ત્યાગનો આદર એજ જૈનધર્મની આરાધના છે

આ વસ્તુને વિસ્તારથી સમજવાને માટે તીર્થંકરત્વની ઉત્પત્તિ તરફ લક્ષ્ય આપવુ ઉપયોગી છે જે આત્માઓ તીર્થંકર થવાના હોય છે, તેમને ત્રીજે ભવે સારાય વિશ્વને પ્રભુશાસનનું અનુરાગી બનાવવાની ભાવદયાની તીવ્ર ભાવના ઉત્પન્ન થાય છે[1] તે આત્માઓને એમ સમજાય છે કે-આ દુ ખમય, દુ ખફ્લક અને દુ ખમાત્રની પરપરાવાળા સંસારમા અનન્તા કાળથી અનન્તા ભવો કરતા રીબાઇ રહેલા વિશ્વના જીવોને સાચા સુખની પ્રાપ્તિ કરાવવી હોય, તો તેમને શ્રી તીર્થંકરદેવોના શાસનના જ અનુરાગી બનાવવા જોઈએ સારૂય વિશ્વ સુખશાન્તિ ચાહે છે,

૧ સવિ જીવ કરૂ શાસનરસી, એસી ભાવદયા મન ઉલસી

અને તે પણ એવી કે—જે સ્થાયિ હોય, જેમા દુઃખરૂપ અશાન્તિનો એક લેશ પણ ન હોય અને જે તદ્દન સપૂર્ણ હોય આ વસ્તુ આ શબ્દોમા ભલે જગત્ વ્યક્ત ન કરતુ હોય, પરન્તુ દીર્ઘ દૃષ્ટિથી વિચારીએ તો જગતના દરેકે દરેક જીવની આવી ઇચ્છા હોવાનુ જણાઇ આવે છે જગતના જીવોની માત્ર આ ઇચ્છા જ નથી, પરન્તુ અહોરાત્રિ એજ સુખશાન્તિ પ્રાપ્ત કરવાના પોતે માની લીધેલા પ્રયાસો ચાલૂ જ છે છતા સાફ–સ્પષ્ટ અનુભવ એ છે કે–જગતના સર્વ જીવો એટલી એટલી તીવ્ર ઇચ્છા અને એટલા એટલા વિપુલ પ્રમાણમા પ્રયત્નો છતા દુઃખી છે એટલે અજ્ઞાન અને દુઃખથી રીબાતા જીવો પ્રભુશાસનને પામે અને સયમની આરાધના કરે, તો તેમના એ અજ્ઞાન અને દુઃખનો નાશ થઇને, તેમને સપૂર્ણ, સ્થાયી અને સર્વાગ શુદ્ધ મુક્તિસુખ પ્રાપ્ત થાય જગત્મા શુ નથી ? અઢળક સપત્તિ છે, સત્તા છે, કુટુમ્બ છે, સ્નેહી–સબધી છે, છતા દુઃખ કેમ ? એનુ કારણ એક જ છે કે–એમા વાસ્તવિક સુખ આપવાની તાકાત નથી જ્યારે એના સપૂર્ણ પરિત્યાગમા એ તાકાત છે અને એનો અનુભવ તો ‘સતોષ’ જેવો સદ્ગુણ પ્રાપ્ત કરનાર પણ કરી શકે છે આવા સસારત્યાગના ઉપદેષ્ટા પ્રભુશાસનનું વિશ્વ રસિક બને, એ તીવ્રાભિલાષા તો આત્માને તીર્થંકરત્વની પ્રાપ્તિ કરાવે છે એટલે જ્યા ત્રીજા ભવે તીર્થંકર નામકર્મની નિકાચના થાય છે, તે પ્રસગે પણ આવી ભાવના હોય અને તીર્થંકરના ભવમા પણ પોતાનું જીવન નિયન્ત્રિત કરીને કેવલજ્યોતિ પ્રાપ્ત કરવાનો સ્વાનુભવ જે

પુણ્યાત્માઓને થયો હોય, તે પુણ્યાત્માઓએ ઉપદેશેલા જૈનધર્મમા, મુમુક્ષુભાવે કરાતા ત્યાગની એકમેકતા હોવી, એ તો તદ્દન જ સ્વાભાવિક છે એ ત્યાગના ઉપદેશ વિના તો પ્રભુશાસનનું અસ્તિત્વ જ નિરર્થક નીવડે છે

જૈનધર્મમા સમારત્યાગનું આટલુ મહત્ત્વ હોવાનું કારણ પણ વિચારણીય છે જૈનદર્શન માને છે કે–આ વિશ્વમા કોઇ ભયકરમા ભયકર વસ્તુ હોય તો તે પાપ છે, અને તેથી જ ધર્મપ્રાપ્તિને માટે પાપભીરુતાને એક અતિ અગત્યનું સાધન માનવામા આવ્યુ છે સસારમા જે દુખાદિ દેખાય છે, તે કર્મને અગે જ છે આ આત્માને સસારમા પરિભ્રમણ કરાવનાર પણ કર્મ જ છે સબધીઓના સયોગ અને વિયોગ પણ કર્માધીન છે આવા કર્મોના બે પ્રકારો, તે પુણ્ય અને પાપ આખરે તો આ બન્ને બધનોનો ત્યાગ કરવાથી જ આત્મા મુક્તાવસ્થાને પ્રાપ્ત કરી શકે છે, છતા પાપને વધારેના વધારે ભયકર ગણવાનું કારણ એ છે કે–પુણ્ય પણ જે પુણ્યાનુબધિતાવાળુ હોય છે, તે ક્રમશ આત્માને કર્મનિર્જરાને માર્ગે દોરી જાય છે જ્યારે પાપ ભોગવતા પણ અજ્ઞાન આત્મા બીજા અનેક પાપોનું ઉપાર્જન કરે છે પાપની શ્રી જૈનદર્શને કરેલી વ્યાખ્યામા અને સામાન્યજનોમા પ્રચલિત વ્યાખ્યામા મહદ્ અન્તર સમાએલુ છે જગતમા સામાન્ય રીતે હિંસા નહિ કરવી, અસત્ય નહિ બોલવુ, ચોરી નહિ કરવી, બ્રહ્મચર્ય પાળવુ અને સતોષ રાખવો, એને પાપરહિતતા કહેવામા આવે છે, જૈનદર્શનમા પણ એને જ પાપરહિતતા કહેવામા આવે છે, પરન્તુ જૈનદર્શનની પાપરહિતતા વિશિષ્ટ છે એ

બધા સદ્ગુણો ત્રિવિધે ત્રિવિધે સેવવાના છે અર્થાત્-મન, વચન કાયાથી, ક વા કરાવવા અનુમોદવારૂપે હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહનો પરિત્યાગ કરવાનો છે હિંસાનો વિચાર કરતા કયે કયે સ્થળે જીવો છે, તે વિચાર કરવો પણ અનિવાર્ય થઈ પડે છે જૈનદર્શને જીવોના બે ભેદ-ત્રસ-સ્થાવર પાડ્યા છે માટી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિમા રહેલા અસખ્ય જીવો સ્થાવર વિભાગમા ગણાય છે અને તે જીવોને એક માત્ર સ્પર્શેન્દ્રિય હોય છે સ્પર્શેન્દ્રિય અને રસેન્દ્રિયવાળા દ્વીન્દ્રિય જીવો, સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિયવાળા ત્રીન્દ્રિય જીવો, સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિયવાળા ચઉરેન્દ્રિય જીવો અને સ્પર્શેન્દ્રિય,[1] રસેન્દ્રિય,[2] ઘ્રાણેન્દ્રિય,[3] ચક્ષુરિન્દ્રિય[4] તથા [5]શ્રોતેન્દ્રિયવાળા પચેન્દ્રિય જીવો,-એ ત્રસકાયના વિભાગમા જૈન દર્શને ગણ્યા છે આ સઘળા જીવોમાથી કોઈપણ જીવોની, ત્રિવિધ ત્રિવિધના વિભાગમાથી કોઈપણ વિભાગે હિંસા કરવી તે પાપ છે હવે એવી હિંસા તેમજ અસત્ય વિગેરેનું સેવન સસારમા રહેલા કોઇપણ આત્માથી થઇ જવુ, એ તદ્દન જ સ્વાભાવિક છે આથી એ પાપથી બચવાનો ઉપાય શ્રી જિનેશ્વરદેવોના શાસનમા એક સપૂર્ણ સયમ જ ઉપદેશાયો છે આવા સયમને પાપભીરૂતા વિના ગ્રહણ કરી શકાય જ નહિ પાપભીરૂતા એટલે બીજા શબ્દોમા કહીએ, તો આત્મહિતની તીવ્ર ઝખના આવી સ્થિતિમા જૈનદર્શને સસારત્યાગનો જે ઉપદેશ આપ્યો છે, એ સર્વથા વાસ્તવિક છે, એમ કોઇપણ વિચારક કબુલ કરે જ

---

૧ શરીર ૨ જીભ ૩ નાક ૪ આખ ૫ કાન

આમ છતા જે આત્માઓ સર્વથા સસારત્યાગ કરી શકે તેમ ન હોય, તે આત્માઓને માટે પણ આત્મકલ્યાણની સાધના કરવાનો માર્ગ શ્રી જૈનદર્શને ઉપદેશ્યો છે અર્થાત્- જૈન ધર્મનું આરાધન બે રીતે થઈ શકે છે એક તો સર્વવિરતિ એટલે સર્વથા સસારત્યાગી બનીને અને બીજુ દેશવિરતિ એટલે પરિમીત ત્યાગી બનીને ! સર્વવિરતિને ગ્રહણ કરનાર આત્મા પોતાના સ્વજનોનો સર્વથા ત્યાગ કરીને, મળેલી ભોગસામગ્રીનો તેમજ એ ભોગસામગ્રીને ભવિષ્યમા મેળવવાની ઈચ્છાનો પણ ત્યાગ કરે છે જ્યારે દેશવિરતિને ગ્રહણ કરનારો આત્મા બાહ્યદષ્ટિએ સ્વજનોથી આવૃત્ત હોવા સાથે ભોગસામગ્રીનો પરિમીત ભોક્તા અને તેની પ્રાપ્તિને માટે ન્યાયપુરસર પરિમીત પ્રયત્નો કરનાર હોય છે પરન્તુ એનો આત્મા અભ્યન્તર દૃષ્ટિએ સર્વવિરતિની–સર્વથા સસારત્યાગની ભાવનાથી રગાએલો હોય છે આ ઉપરાત સમ્યગ્દષ્ટિ આત્માઓને પણ જૈન ધર્મના ઉપાસક ગણવામા આવ્યા છે સમ્યગ્દૃષ્ટિ એટલે ભાવનાથી વિરતિવાળો. સત્યની રૂચિ અને શ્રદ્ધા તે સમ્યગ્દર્શન આ સમ્યગ્દૃષ્ટિ આત્માને વ્રત-નિયમાદિ નહિ હોવાથી, વિરતિના વિભાગમા ગણેલ નથી, પરન્તુ સમ્યગ્દૃષ્ટિનું અન્તર તો વિરાગભાવનાથી ભરપૂર હોય છે શાસ્ત્રકાર પરમર્ષિઓ કહે છે કે-સમ્યગ્દષ્ટિ આત્મા સસારમા હોવા છતા ધાવમાતાની માફક રહે છે જેમકે-ધાવમાતા શેઠપુત્રનું જતન તો પૂરતુ કરે જ છે, પરન્તુ નિરન્તર એને પોતાનો નહિ પણ શેઠનો પુત્ર સમજે છે, તેમજ સમ્યગ્દૃષ્ટિ આત્મા સસારની ક્રિયાઓ કરતો થકો પણ એને અનિષ્ટકારી ગણે છે અને આત્મકલ્યાણને માટે સસારત્યાગને જ ઈષ્ટ માને છે

આ રીતે જૈનદર્શનમા ગણાતા ત્રણે પ્રકાર વિચારતા સ્હેજે જણાઇ આવે તેમ છે કે-જેનદર્શનથી, મુમુક્ષુભાવે કરવામા આવતા અસારત્યાગને, એક રજ માત્ર પણ પૃથક્ કહી શકાય તેમ નથી

આ બધી જ વિચારણાને દૃષ્ટિ સમીપ રાખતા, ઈતર ધર્મો કરતા જૈનધર્મમા મુમુક્ષુભાવે કરવામા આવતા ત્યાગની કેટલી વિશિષ્ટતા છે એનો, અને એવા સર્વોત્તમ ત્યાગની ભાવના ન હોય તો ત્યા જૈનધર્મીપણું પણ ન હોય, એનો ખ્યાલ આવ્યા વિના રહેશે નહિ સન્યાસીઓ અને ફકીરો વિગેરે ફલાદિનું ભક્ષણ કરે છે, તે જૈનધર્મના સન્યસ્તમા નથી સન્યાસીઓ અને ફકીરો પૈસા રાખે કે રખાવે છે, તેવુ જૈનધર્મના સન્યસ્તમા નથી સન્યાસીઓ અને ફકીરો મઠ અને મસ્જીદની માલીકી ભોગવે છે, તેવુ જૈનધર્મના સન્યસ્તમા નથી સન્યાસીઓ અને ફકીરો મુસાફરીને માટે વાહનાદિનો અને આહારને માટે રસોઇ કરવા-કરાવવાની ક્રિયાનો ઉપયોગ કરે છે, તે જૈનધર્મના સન્યસ્તમા નથી જૈનધર્મના સન્યસ્તમા તો ડગલે ને પગલે કેવલ આત્મસયમ છે આજીવિકાનો નિર્વાહ માત્ર ભીક્ષામા પ્રાપ્ત થએલા નિર્દોષ આહારથી કરવાનો હોય છે ગ્રામાનુગ્રામ વિહાર પણ પગે ચાલીને જ કરવાનો હોય છે માથા તથા દાઢી મૂછના કેશોનુ લુચન કરવાનુ હોય છે, પણ હજામત કરાવવાની હોતી નથી સયમસાધનામા ઉપયોગી અને ભીક્ષાથી મેળવેલી વસ્તુઓ પોતે ઉપાડવાની હોય છે, પણ નોકર રાખવાનો હોતો નથી રાત્રે ગમે તેવી ભૂખ કે તૃષા લાગી હોય, તો પણ આહાર કે પાણી લઇ શકાય જ નહિ ન

બુટ પહેરાય કે ન છત્રી ઓઢાય અને કડકડતી ઠંડી કે દાહમય તાપમા પણ ઉઘાડે પગે ને ઉઘાડે માથે વિહાર કરવાનો હોય છે જૈનદર્શનનો આ ત્યાગ બીજા કોઈ પણ ધર્મમા નથી અને એ જૈનધર્મના ત્યાગધર્મની ઉત્કૃષ્ટતા છે આવો ત્યાગ જ્યા સુધી આત્મામા પૂરેપૂરી પાપભીરૂતા ન પ્રગટી હોય, ત્યા સુધી આરાધી શકાતો જ નથી સસારની ભીતિ અને મોક્ષની કાક્ષા હોય તો જ પવિત્ર ત્યાગધર્મનું આરાધન થઇ શકે છે આવા ત્યાગધર્મનો શ્રી જૈનશાસને જગતના જીવોના ઉદ્ધારને માટે ઉપદેશ આપ્યો છે, અને જો આત્મામા સસારભીતિ અને મોક્ષાભિલાષા તીવ્રપણે ઉત્પન્ન થાય, તો તેને માટે તો આ કઠણ પણ ત્યાગધર્મની આરાધના, સહેલી અને સુલભ થઈ જાય છે, કારણ કે–સસારીઓને પણ કાઈ ઓછા દુ ખો સહન કરવા પડતા નથી હા, આમા ઐચ્છિક ત્યાગ, એટલે કે–મરજીયાત સહવાનું છે અને સસારમા કર્માધીનપણે ફરજીયાત સહન કરવુ પડે છે! પરન્તુ જે આત્મામા એટલુ જ્ઞાન હોય છે કે–મરજીયાત સહેવાથી ભાવિમા ફરજીયાત સહન કરવાના અનેક દુ ખો નષ્ટ થઇ જાય છે અને ફરજીયાત સહન કરવાથી ભવિષ્યમા તેથી પણ વધુ ભયકર સ્થિતિને પ્રાપ્ત થવાય છે, તે આત્મા તો જરૂર મરજીયાત કષ્ટસહનને જ પસદ કરે વધુમા ઉપર વર્ણવ્યો તેવો સસારત્યાગ ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ હોવાનું કારણ એ છે કે–એથી વધારે સુદર ત્યાગની કલ્પના પણ થઈ શકતી નથી ઘણાઓ આવા સસારત્યાગ કરતા જીવનબલિદાનને વિશેષ મહત્ત્વ આપે છે, પરન્તુ ત્યા તેઓ ભૂલે છે જીવનત્યાગ, એ તો બહુ જ સહેલ છે એક જ વખત જુસ્સો આવ્યો ને કપાઇ

બીજા બધા જ વિચારોને કોરાણે મૂકીને, જેમ મનુષ્યો કુદી-અકળાઇને પણ જીવન બચાવવા નાસી છૂટે છે અને ઘરમા રહેલી સઘળીય ચીજોની જીવનના મૂલ્ય પાસે દરકાર કરતા નથી, તેમ સસાર જેને દાવાનળરૂપ ભાસ્યો હોય, તેવો આત્મા કદિ જ સસારી પદાર્થો કે સાસારિક સબધો ખાતર એ આગમા સળગ્યા જ કરવાનુ પસદ કરે નહિ અને આવો આત્મા તો એ સસારની આગમા સળગી રહેલા સબધીઓને પણ એથી બચાવવાનો જ પ્રયત્ન કરે છતા તે ન બચે તેમ હોય, તો પોતાના આત્માને તો અવશ્યમેવ બચાવી જ લે એટલે મોહમુગ્ધ કુટુમ્બ કદાચ આક્રન્દન કરે, એની પાછળ જીવનનાશ કરવાની બીક બતાવે, અથવા તો ઉન્માર્ગે ગમન કરવા સુધીની કુલહીનતા આદરે, તથાપિ મુમુક્ષુ આત્મા તો એ સર્વેની તરફ પોતાની આત્મસિદ્ધિની ખાતર દુર્લક્ષ્ય જ કરે ખુદ શ્રી તીર્થંકરદેવોના જીવનો પણ એ સત્યની સાક્ષીરૂપ છે આદિ તીર્થંકરદેવ શ્રી ઋષભદેવસ્વામિએ દીક્ષા ગ્રહણ કરી અને પાછળ એમના મોહમા મુઝાઈ ગએલા શ્રી મરૂદેવા માતાએ રડતા રડતા નેત્રો ગુમા વ્યા બાવીશમા તીર્થપતિ શ્રી નેમનાથસ્વામિએ માતાપીતાને રડતા મૂકયા અને રાજીમતિ-કોડભરી રાજીમતિને તજી દીધી એ મૂર્છાધીન થઈ અને કલ્પાત કરવા લાગી પ્રભુએ દરકાર કર્યા વિના દીક્ષા ગ્રહણ કરી ત્રેવીશમા તીર્થપતિ શ્રી પાર્શ્વનાથસ્વામિજીએ પણ દીક્ષા લીધી, ત્યારે તેઓના સસારી પત્ની ખીણુ ખીણુ રૂદન કરતા હતા ચોવીશમા તીર્થપતિ શ્રી મહાવીરદેવે દીક્ષા ગ્રહણ કરી, ત્યારે તેમના મ્હોટા ભાઇ નન્દીવર્ધને કરેલો વિલાપ પણ સામાન્ય રીતે દરેક

જૈનના ધ્યાનમા જ હોય આમ સુમુક્ષુ આત્માઓને મોહ વિકલ સાસારિક સબધીઓના આક્રદાદિની તરફ ઉપેક્ષા કરવી જ પડે છે, અથવા કહો કે-માત્ર પૂર્વકૃત કર્મથી સચોગમૂલ પ્રાપ્ત થએલા તેવા સબધીઓની વગર ઈંગદે પણ સ્વાભાવિક રીતે જ સુમુક્ષુ આત્માઓથી ઉપેક્ષા થઈ જાય છે અજ્ઞાન આત્માને, જો કે-આમા દયાહીનતા ભાસે તો પણ નવાઇ જેવુ નથી, પરન્તુ શ્રી જૈનશાસને 'ભાવદયા અને દ્રવ્યદયા'-એમ દયાના બે પ્રકારો પાડીને, ઉચ્ચતર દયાનું જે સ્વરૂપ દર્શાવ્યું છે, તેને સમજનાર સુમુક્ષુ આત્મા તો એવા મોહવિકલ સસારીઓનો ત્યાગ કરે, એમા જ વાસ્તવિક દયાનું પાલન માને છે, એટલુ જ નાહ પરન્તુ સુમુક્ષુ આત્માએ મોહવિકલ પ્રાણીઓના મોહાધીન આક્રદાદિથી મુઝાઇ જઇને, સસાર-દાવાનલમા સળગ્યા કરવુ, એમા તો વાસ્તવિક રીતે સાચી દયાનું કેવલ ખૂન જ છે, એમ ત્રિકાલદર્શિ અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવો ફરમાવે છે બીજી રીતે તો કુટુબ પોતે જો સસારત્યાગ ન કરી શકતુ હોય, તો પણ તણે સુમુક્ષુ આત્માને કુલદીપક જાણીને તેની પ્રવૃત્તિમા સહાય કરવી જોઇએ કદાચ મોહવિકલતાના યોગે કુટુમ્બ તેમ ન કરી શકે, તો શ્રીસઘની, પ્રજાની અને રાજાની ફરજ છે કે-આત્માર્થી સુમુક્ષુનો માર્ગ નિષ્કટક કરી આપવો.

આ બધી વિચારણા પછી કોઈ પણ સુજ્ઞ વિચારકને એમ જ માનવુ પડશે કે-જગત્મા રાજા તરફથી, પ્રજા તરફથી, અને શ્રીસઘ તરફથી પણ સુમુક્ષુ આત્માને એકાન્તે સહાય અને સત્કારની પ્રાપ્તિ થવી જોઇએ, પરન્તુ આજે

જગતનું દષ્ટિબિન્દુ બદલાયું છે આર્યાવર્તમા જડવાદની વૃત્તિ વધ કરતી જાય છે આત્મકલ્યાણની મહત્તા લુપ્તપ્રાય થઇ ગઈ છે સાસારિક હિતને માટે આત્મિક હિતનો સહાર થતો હોય તો પણ આજે ઈષ્ટ મનાય છે, જ્યારે પૂર્વકાળમા આત્મહિતને માટે સાસારિક હિતસબધીનો ભોગ આપવાનું ઈષ્ટ મનાતુ હતુ કોઇ પણ ધર્મ આત્મકલ્યાણને માટે જ અસ્તિત્વમા છે આત્મકલ્યાણમા જેઓ ન માનતા હોય, તેઓને માટે તો કોઈ ધર્મ જ હોઇ શકે નહિ ખાસ કરીને જૈન દર્શન તો કેવળ આત્માની મુક્તાવસ્થાને પ્રાપ્ત કરવાને માટે જ છે અને એથી જૈનદર્શનના દરેક વિધાનોને આધ્યાત્મિક દષ્ટિબિન્દુએ જોવા જોઇએ આધ્યાત્મિક દષ્ટિબિન્દુ વિના ધર્મવિધાનોની સમાલોચના કરવા બેસવુ, એ તો એ વિધાનોનો નાશ કરવા બરોબર છે જે રાજા, જે પ્રજા, જે સઘ કે જે કુટુમ્બીજનોને આજે ભાગવતી જૈન દીક્ષાના સબધમા વિચારવાનું હોય, તેઓએ આધ્યાત્મિક દષ્ટિબિન્દુ સમીપ રાખીને જ વિચાર કરવો જોઇએ જો આધ્યાત્મિક દષ્ટિબિન્દુ સમીપ નહિ રાખતા, કેવળ સાસારિક હિતની જ અપેક્ષાએ વિચાર કરાશે, તો જૈન ધર્મના પારમાર્થિક ફરમાનો પણ નિરર્થક જ લાગશે, કારણકે—જૈનદર્શન સસારનું તો કટ્ટર વૈરી છે સસારને તો દાવાનલથી પણ વધારે ભયકર માનનાર છે માટે આધ્યાત્મિક દષ્ટિબિન્દુ વિનાના માણસો જૈનદર્શનના વિધાનોની સમીક્ષા કરી શકે જ નહિ અને એવુ દષ્ટિબિન્દુ કેળવ્યા વિના જિજ્ઞાસુઓ પણ સત્યને મેળવી શકે જ નહિ આજે આત્માની અને પરમાત્માની અશ્રદ્ધા ઉત્પન્ન થઇ છે અને ધર્મફરમાનો આકરા

લાગે છે, એનું કારણ આધ્યાત્મિક દ્રષ્ટિબિન્દુનો અભાવ માત્ર જ છે આજે કારણે આજે ભાગવતી જૈન દીક્ષા જેવી તદ્દન નિર્દોષ, સ્વપર ઉપકારી અને જગતના ન્હાના–મ્હોટા દરેક જીવોને કેવલ આશિર્વાદ સમાન વસ્તુ ઉપર આક્રમણો થવા લાગ્યા છે અને જાહેર પેપરોના કોલમોમા એની સ્હામે ઉઘાડો પ્રચાર થઇ રહ્યો છે

ભાગવતી જૈન દીક્ષાને માટે આવી દુર્ભાવના ઉત્પન્ન થવાનું કારણ પશ્ચિમનો જડવાદ છે પાશ્ચિમાત્ય કેળવણી પામીને જેઓ સાવ જડવાદી થઈ ગયા, તે તો ધર્મથી સાવ વિખૂટા પડી ગયા, એટલે સમાજને તેમની ગણત્રી ઓછી થવા ઉપરાત કાઈ જ સહવાનું રહ્યુ નહિ, પરન્તુ જે કેટલાકોની અધ્યાત્મવાદ અને જડવાદ વચ્ચે ત્રિશંકુ જેવી દશા થઇ, તેવાઓએ પોતાનો સ્વાર્થ સાધી લેવા સમાજના નેતા બનવાની દુર્લાલસામા અનતજ્ઞાનીઓના વિધાનોમા પરિવર્તન કરાવવાના પ્રયાસો સેવ્યા, પરન્તુ પવિત્ર સાધુસસ્થાની હયાતીએ તેમનો દાવ ખાલી ગયો આથી તેવા લોકોએ ધર્મફરમાનોની સામે બળવો જગાવ્યો. પરન્તુ સાધુસસ્થાના અસ્તિત્વના યોગે તેના હાથ હેઠા પડયા અને સમાજમા તેમની કિંમત ઉલટી ઘટી ગઇ આથી તેઓને લાગ્યુ કે–જ્યા સુધી સાધુસસ્થા હયાતિમા હોય, ત્યા સુધી તેઓની કોઈપણ પ્રવૃત્તિનું યોગ્ય પરિણામ આવશે નહિ આવી માન્યતાને લીધે જ તે કહેવાતા સુધારક જડવાદીઓએ સાધુ સસ્થાની મ્હામે પ્રચાર આદર્યો, દીક્ષાનો વિરોધ કરવા માડયો, પરન્તુ સમર્થ વિદ્વાન્ મુનિરાજોએ તે પ્રવૃત્તિને શાસ્ત્રાજ્ઞાઓના પ્રચાર દ્વારા તોડી પાડી એટલે તેઓએ શ્રી અનન્ત

એ સાફ વિધાન છે અને કુટુમ્બના નિર્વાહને માટે સાધન કરવાની ફરજ તો વાસ્તવિક રીતે શ્રી સઘની છે આમ છતા પણ દીક્ષાના વિરોધીઓ જુદી જુદી રીતે ખોટી દલીલો કરીને—

૧ અઢાર વર્ષની અદરની વયવાળા દીક્ષા લેતા હોય,તો તેમની દીક્ષામા નાની વય અને અણુસમજ આગળ ધરવામા આવે છે

૨ અઢારથી પચીસ વર્ષ સુધી યુવાવસ્થાનો પ્રારમ્ભ આગળ ધરવામા આવે છે,

૩ પચીસ વર્ષથી અમૂક વર્ષો સુધી લગ્નનું તાજાપણું આગળ ધરવામા આવે છે, અને—

૪ તે પછી સ્રીપુત્રાદિ કુટુમ્બના નિર્વાહનું બ્હાનું આગળ ધરવામા આવે છે આ ચાર રીતના વિરોધોનું પણ જ્યા બ્હાનું નીકળી શકતુ ન હોય, એટલે કે-

૫ જે દીક્ષા લેનારની ઉંમર પુખ્ત હોય, લગ્ન થયાને વર્ષો થઇ ગયા હોય, અને ઘરમા સ્થિતિ પણ સારી હોવાથી સ્રીઆદિના નિર્વાહની કાઇ પણ અડચણ ન હોય, ત્યારે પણ દીક્ષાના વિરોધીઓ સ્રી કે બીજા કુટુંબીજનના કલ્પાતને આગળ ધરીને દીક્ષાનો વિરોધ કરે છે

આ બધી દલીલોનો આ પુસ્તકમા પૂ સકલનાકારે સચોટ ઉત્તર આપ્યો છે અને આ પુસ્તકનું જિજ્ઞાસુભાવે સાદ્યન્ત અવલોકન કરનાર દરેકને એમાથી ઘણું ઘણું જાણવાનું અને સમજવાનું મળે તેમ છે એટલે આટલી પ્રસ્તાવના પછી પુસ્તકાવલોકનની સૂચના કરવાનું ઇષ્ટ માનવુ યોગ્ય છે શાસનદેવ સર્વેને સદ્બુદ્ધિ અર્પો, એજ તેઓ પ્રતિ નમ્ર વિજ્ઞાપના

# અ ❀ નુ ❀ ક ❀ મ ❀ ણિ ❀ કા

॥ ॐ ह्रीँ श्री पार्श्वनाथाय नमः ॥

દીક્ષાનુ સુન્દર સ્વરૂપ

દેવ ગુરૂ અને શાસ્ત્રની સાચી ઓળખ

દરેક આસ્તિકતા ધરાવનાર દર્શનોમા જેમ દેવ તત્ત્વની જરૂર માનવામા આવી છે, તેવીજ રીતે તેટલીજ બલ્કે કોઈક અપેક્ષાએ તેથી વધારે જરૂર ગુરૂતત્ત્વની માનવામા આવેલી છે, કારણ કે–ગુરૂતત્ત્વની પ્રવૃત્તિ સદાચારની હોય છે આ સદાચારની છાયાવડે દેવતત્ત્વની શુદ્ધ પ્રવૃત્તિની પિછાણ થાય છે, અને તેથીજ કાલાતરે પણ થઇ ગયેલ દેવોને દેવ તરીકે શ્રદ્ધા પૂર્વક માની શકાય છે ગુરૂતત્ત્વમા દાખલ થયેલા ગુરૂમહારાજાઓ સસારથી વિરક્ત સદાચારને નિભાવવા કટિબદ્ધ રહે છે, તે દેખીને તેવા સદાચરણમા

વળી દેવતત્ત્વમા મનાતા દેવોનો વખત તેમની હયાતિ જેટલોજ હોય છે, ત્યારે ગુરૂતત્ત્વમા દાખલ થતા ગુરૂમહારાજાઓનો વખત ધર્મની પ્રવૃત્તિથી માંડીને છેવટ ધર્મના અભાવ સુધી હોય છે, અર્થાત્-જગતના ઘણા જીવોને ગુરૂતત્ત્વદ્વારાએ જ તરવાનુ બને છે. ગુરૂઓ તેનેજ કહેવાય કે-જેઓ દર્શન-પ્રવર્તક દેવના કહેવા પ્રમાણે, તેમના કહેલા શાસ્ત્રો પ્રમાણે આચાર રાખતા હોય દેવ અને ગુરૂ બન્ને તત્ત્વને તે શાસ્ત્રના આધારેજ માની શકાય, કે જે શાસ્ત્રની પ્રરૂપણા પૂર્વાપર વિરોધે કરીને રહિત હોય, દષ્ટ અને ઈષ્ટથી અબાધિત હોય, નિર્વાણરૂપ પરમાર્થનેજ કહેનારી હોય, હિંસાદિકના પરિહારને માટે સ્થાન સ્થાન પર તેને નિષેધ કરનાર વાક્યો હોય, તેમજ આત્મકલ્યાણને માટે ધ્યાન-અધ્યયન આદિકની કર્ત્તવ્યતા જણાવવામા આવી હોય આવા શાસ્ત્રોનુ કથન કે ઉત્પાદન વીતરાગ યાને સર્વજ્ઞ પ્રભુથી જ થઇ શકે છે દેવ અને ગુરૂ-તત્ત્વની ઓળખાણ ભવ્ય જીવોને આવા શાસ્ત્રોથી જ થઇ શકે છે

શાસ્ત્રોની જરૂરીઆત

ઉપર જણાવેલ હકીકતથી વિચક્ષણ જનોને જરૂર માલમ પડશે કે-દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્ત્વોનો આધાર શાસ્ત્રોની શુદ્ધતા ઉપર જ છે જીવ, કર્મ, પુણ્ય, પાપ,

કર્મનું આવવું, આવવાના દ્વાર, કર્મનો આત્માની સાથે સબંધ, કર્મનું વેદવું, અને આત્માથી કર્મનું જુદું પડવું, યાવત્-સર્વ કર્મો ક્ષય કરીને આત્માને પોતાના સ્વરૂપમા સદાને માટે રહેવું-આ બધા પદાર્થો કોઈપણ પ્રકારે ચક્ષુ આદિ ઈન્દ્રિયોના વિષયમા આવે તેવા નથી તેમજ તેના એવા કોઈ ચિહ્નો પણ જગતૂમા દૃષ્ટિગોચર થતા નથી, કે જેથી તે તત્ત્વો માનવાની ફરજ પડે જેમ તે જીવાદિક તત્ત્વો સાક્ષાત્ જણાતા નથી, તેમ અનુમાનથી પણ તેઓનો પાકો નિર્ણય થાય એ સભવિત નથી પ્રત્યક્ષ અને અનુમાનથી જીવાદિ તત્ત્વોનો જ્યારે નિર્ણય ન થાય, ત્યારે તે તત્ત્વોના નિર્ણય માટે શાસ્ત્ર એક આધાર છે તેથી શાસ્ત્રો તેવા પુરૂષોના કહેલા હોવા જોઈએ, કે જેઓ દૃશ્ય-અદૃશ્ય, સૂક્ષ્મ-બાદર, નજીક કે દૂર, રૂપી કે અરૂપી, મોટુ કે ભારી, એવા જગતૂના સર્વ પદાર્થો જાણનારા, અર્થાત્-સર્વજ્ઞ હોય. સર્વજ્ઞકથિત શાસ્ત્રોના આધારે જીવાદિ પદાર્થો નિશ્ચિત રીતે જાણવામા આવે છે આથી દરેક વિદ્વાન્‌ને એમ માનવુજ પડશે કે-પુણ્યના કે પાપના, સદ્‌ગતિના કે દુર્ગતિના, સંસારના કે **મોક્ષના કારણો, કે જે ઉપરોક્ત શાસ્ત્રવિહિત હોય, શાસ્ત્રમા જેનો ઉલ્લેખ હોય તેને જ માની શકાય.** ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ પોતાના બનાવેલા 'ષોડશક પ્રકરણ'મા જણાવે છે કે-

"અન્યભવ સબધીના કાર્યમા શાસ્ત્ર એજ પ્રમાણ છે"

આથી સ્હેજે સમજી શકાશે કે-જેઓ શાસ્ત્ર માનવાને તૈયાર નથી, શાસ્ત્રોક્ત પદાર્થને માનતા નથી, એટલુંજ નહિ પરંતુ શાસ્ત્રોનો વિચ્છેદ કરવા કટિબદ્ધ થાય છે, તેઓ કોઈપણ પ્રકારે ધર્મ પામવાની કોટિમાં રહી શકતા જ નથી જેને પરલોક વિગેરે માનવા છે, તેને તો શાસ્ત્ર શિવાય બીજુ પ્રમાણ જ વિદ્યમાન નથી શાસ્ત્રને નહિ માનનારો મનુષ્ય જીવાદિ તત્ત્વો કયા આધારે માનશે ? જૈન શાસ્ત્રકારો તો સ્પષ્ટપણે જણાવે છે કે—

**"આત્માના હિતની ઇચ્છાવાલાએ જો આગમ (શાસ્ત્ર)નો આદર કર્યો હોય, તો જ તેણે શ્રી જિનેશ્વર દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્ત્વોનુ આરાધન કર્યું કહેવાય."**

*

વળી-'આ દુષમ કાળમાં ખરેખરો આધાર તો શાસ્ત્રોનોજ છે'-તે જણાવતા પૂર્વાચાર્યો કહી ગયા છે કે—

**"દુષમ કાળના દોષે કરીને દૂષિત થયેલા અમારા જેવા જીવોને, ખરેખર, જો શ્રી જિનેશ્વર મહારાજના આગમ આ સમયમાં ન હોત, તો અમારી સ્થિતિ શું થાત ?** કારણ કે-તીર્થંકર, કેવલી, ગણધર વિગેરે શાસનના માલીકોનો યોગ જેને નથી, એવા અમે અનાથ છીએ"

*

એટલે કે-દુષમ કાલમાં શાસ્ત્રોનું **વિદ્યમાનપણુ હોવાથી જ અમે નાથવાળા છીએ** આવી રીતે જ્યારે

શાસ્ત્રકારો પોતે જ શાસ્ત્રની અપેક્ષાએ જ દુષમ કાલમા પોતાનું સનાથપણું બતાવે છે, તો પછી અન્ય જીવોનું સનાથપણું તો શાસ્ત્ર શિવાય બને જ કેમ ?

## નિર્ગ્રંથ ગુરૂતત્ત્વ

ઉપર જણાવેલા શાસ્ત્રને આધારે દેવ અને ગુરૂના લક્ષણો જેમા હોય, તે તે વ્યક્તિને શુદ્ધ દેવ અને શુદ્ધ ગુરૂ તરીકે માની શકીએ લાબા કાળ સુધી પ્રવર્ત્તવુ ગુરૂતત્ત્વને આધારે જ થાય છે, એ વાત આપણે ઉપર જોઈ ગયા તેથી સાબીત થાય છે કે–ગુરૂતત્ત્વનો વિચ્છેદ થતાની સાથે જ ધર્મતત્ત્વનો પણ વિચ્છેદ થાય છે અને તેજ વાત શાસ્ત્રકારો પણ ચોખ્ખા શબ્દોમા જણાવે છે કે–

"નિર્ગ્રંથ, અર્થાત્–ત્યાગી સાધુઓની ગેરહાજરીમા શાસન એટલે ધર્મ હોતો જ નથી"

*

એટલે જ્યારથી સાધુઓ થયા, ત્યારથીજ તીર્થ થયું આ વાત સમજવાથી એ વાત પણ સ્પષ્ટ સમજાશે કે–**શ્રીમાન્ ભગવાન મહાવીરદેવને** ઋજુવાલિકા નદીના કાઠે કેવલજ્ઞાન થયું, દેવેન્દ્રો વિગેરે આવ્યા, સમવસરણ રચાયું, ભગવાને દેશના આપી, અનેક જીવોને સમ્યક્ત્વનો લાભ થયો, છતા કોઇએ પણ **સર્વવિરતિ** એટલે દીક્ષા લીધી નહિ, તેથી **"અભાવિતા પર્ષત્"** નામનું આશ્ચર્ય ગણાયું, એટલે વસ્તુસ્થિતિ જોતા સર્વવિરતિવાળા (દીક્ષાવાળા) કોઇ

પણ છવો થાય, તોજ તીર્થ સ્થપાય આ દેશનામા કોઇપણ જીને દીક્ષા લીધી નહિં, તેથી તે દિવસે શાસનની સ્થાપના થઇ નહિ અને તેથી જ શાસ્ત્રકારોએ તે દીક્ષા વગરની પહેલી દેશનાને ( આશ્ચર્ય રૂપે ) અફલ દેશના ગણી બીજે દિવસે જ્યારે ભગવાને ત્યાથી દૂર એવી પાવાપુરીમા ગણધરોને પ્રતિબોધીને દીક્ષા આપી, ત્યારે જ તીર્થની સ્થાપના થઇ પહેલા સમવસરણમા ભગવાન પોતે જો કે સર્વવિરતિવાલા હતા, પણ તેઓ તો દેવતત્ત્વમા હતા અને અન્ય કોઇએ ત્યા દીક્ષા ન લીધી, તેથી તે દેશના નિષ્ફળ કહેવાઈ તીર્થની સ્થાપના ત્યારે જ થાય છે કે-જ્યારે કોઇને પણ સર્વવિરતિ ( દીક્ષા ) થાય આ હકીકત ઉપરથી સિદ્ધ થાય છે કે-સાધુઓ વગર તીર્થ હોતું નથી સાધુ એટલે ગુરૂતત્ત્વની ઉત્પત્તિ, તેની સાથે જ તીર્થની ઉત્પત્તિ થાય છે, એટલુ જ નહિં પણ નિર્ગ્રંથો શિવાય તીર્થ એટલે શાસનની કે ધર્મની સ્થિતિ પણ હોતી નથી અને તેથી જ પાચમા આરાના છેડે પણ પહેલા સાધુઓનો વિચ્છેદ થશે, પછી જ તીર્થનો વિચ્છેદ થશે. જ્યારે આવી રીતે તીર્થની ઉત્પત્તિ, સાધુની ઉત્પત્તિ સાથે થાય અને સાધુધર્મનો નાશ થયા પછી જ સઘધર્મનો નાશ થાય, તો શાસનને ચલાવનાર, શાસનનો આધાર તેમજ શાસનને વધારનાર જો કોઇપણ હોય, તો તે માત્ર સાધુ મહાત્માઓ જ છે,—એ વાત સ્પષ્ટ થાય છે કદાચ એમ કહેવામા આવે કે-શ્રમણવર્ગ અને શ્રમણીવર્ગ કે જે સાધુ અને સાધ્વીના નામથી ઓળખાય છે તે ન હોય, તો પણ શ્રમણોપાસક અને શ્રમણોપાસિકા જેને શ્રાવક અને શ્રાવિકા

કહેવામા આવે છે, તેને તીર્થ માની લઇએ તો હરકત શી? આ શકા તે શબ્દોના અર્થ વિચારવામા આવે તો રહેતી જ નથી શ્રમણોપાસક અને શ્રમણોપાસિકાના શબ્દાર્થ ચોક્ખુ બતાવે છે કે-સાધુવર્ગની ઉપાસના કરનાર પુરૂષવર્ગ તે શ્રમણોપાસક અને સ્રી વર્ગ તે શ્રમણોપાસિકા અર્થાત્-આ બન્ને શબ્દો શ્રમણની ઉપાસનાને અગે કહેવામા આવ્યા છે અને **જ્યારે મહાવ્રત ધરનાર શ્રમણ કે શ્રમણી વર્ગ જ ન હોય, તો ઉપાસના કોના? આથી સ્પષ્ટ થાય છે કે-શાસન, તીર્થ, ધર્મ, એ બધાનુ મૂળ સાધુઓ જ છે અને તેટલા માટે શાસ્રકારોએ કહ્યુ કે-નિર્ગ્રંથ સાધુ વિના તીર્થ હોય જ નહિ.'**

ઉદ્દેશ મોક્ષનો!

ઉપર જણાવ્યા પ્રમાણે ગુરૂતત્ત્વ એટલે કે સાધુવર્ગ જ્યારે ધર્મ, તીર્થ, શાસ્ર એ બધાના મૂળ આધારભૂત છે, તો સાધુઓની સર્વથી પહેલી જરૂર છે, એમ કબૂલ કરવુ પડશે જૈનશાસ્ર પ્રમાણે સાધુ થનારાઓને અર્થ અને કામનો ઉદ્દેશ સર્વથા છોડી દેવાનો હોય છે તેને તો કેવલ મોક્ષની જ સાધ્યતા રાખવાની હોય છે જો કે તેઓ દાનાદિક ધર્મને માનનારા, કહેનારા અને અનુમોદનારા હોય છે, પણ તે બધાનુ સાધ્ય મોક્ષનુ જ હોય છે મોક્ષના સાધ્ય વિનાના દાનાદિકને તેઓ અનુમોદન આદિના વિષયમા લેતા નથી જે મહાવ્રતો સાધુપણામા પ્રાણભૂત છે, તે મહાવ્રતોને પણ તેઓ મોક્ષની સાધ્યતાથી જ કરવા યોગ્ય માને છે તત્ત્વથી ધર્મ પણ મોક્ષના ઉદ્દેશથી જ કરવા યોગ્ય ગણે છે

## સાધુઓનું સાધ્ય

જૈન શાસ્ત્રકારો 'સાધુ' શબ્દની વ્યુત્પત્તિ કરતા **સાધુઓને મોક્ષ શિવાયની સાધ્યતા રાખવાનો નિષેધ કરે છે, અર્થાત્–જેઓ મોક્ષનો ઉદ્દેશ ચૂકી જાય, તેવાઓને સાચા સાધુપણાની કોટિમાં મૂકવાની સાફ ના પાડે છે** જે જીવો વ્યવહાર રાશીમાં અનંતા કાળથી આવ્યા છે, તે દરેક જીવોને નવ ગ્રૈવેયક સુધી લઈ જનારૂ કષાયરહિત જેવુ શુદ્ધલેશ્યાના પરિણામે પહોંચવાવાળુ અને વિરાધના વગરનું સાધુપણું અનંતી વખત મલી ગયું, છતાં તે સર્વ અવસ્થામાં પરમેષ્ટીપદની અંતર્ગત એવા સાધુઓને છાજતું સાધુપણું માન્યું નહિ, કારણ કે–બધી વખત ચારિત્ર પાલતા તે જીવે મોક્ષને બીલકુલ લક્ષ્યમાં રાખ્યો નહોતો તેણે તો કેવળ દેવલોકને, રાજાપણાને, ઋદ્ધિ–સમૃદ્ધિને, માનપૂજાને ઈત્યાદિ એવા એવા ઉદ્દેશો રાખીને સાધુપણું પાળ્યું હતું તેવા સાધુઓને પણ, લોકોથી માનપૂજાદિકની પ્રાપ્તિ કરવા માટે, મોક્ષની ઉત્કૃષ્ટતાનો ઉપદેશ તો કરવો પડતો હતો અને તેની જ સાધ્યતા રાખવાને કહેવુ પડતુ હતું કારણકે–જૈનશાસનના **પગથીએ ચઢેલો મનુષ્ય પણ મોક્ષ શિવાય બીજી સાધ્યતાને રાખવાવાલો હોય નહિ!** જૈન થવા માગનારાઓએ પહેલા સમ્યક્ત્વ ઉપાર્જન કરવુ પડે છે તે સમ્યક્ત્વની પ્રાપ્તિ સાથે સંસારથી વૈરાગ્ય અને મોક્ષસુખની ઈચ્છા જાગે છે તેથી તે શ્રોતાઓ સ્વપ્નાંતરે પણ **જેઓ અર્થ તથા કામના વિષયનો ઉપદેશ આપનાર હોય, તેમને સાધુ તરીકે ગણતા જ નથી** તેઓ એમ સમજે છે

કે–અર્થ અને કામના પદાર્થો તરફ પ્રીતિ થવી, તેને માટે ઉદ્યમ થવો, એ કર્મવશ સહજ છે જગતમા તેને માટેના સાધનો ઠામઠામ છે અને તે સાધનોથી કોઇપણ અશે આત્મકલ્યાણ થયું નથી, થતુ નથી અને થવાનુ નથી, એટલા માટે કેવળ મોક્ષમાર્ગમા મદદ કરનાર સાધુ આદિનો જ સસર્ગ શ્રાવકો કરે છે છતા પણ જે સાધુઓ તરવાનો રસ્તો ન બતાવતા, સસારમા ડૂબવાના કારણો–જે અર્થ અને કામ છે, તેની તરફ જ શ્રાવકોને ધકેલે, તો તે સાધુવેષને ધારણ કરવાવાળા છતા પણ વિશ્વાસઘાતી, શાસનદ્રોહી અને ધર્મના લુટારા બને છે તેવાઓનું દર્શન પણ સસારસમુદ્રમા ડૂબાડનાર છે, એમ ધારીને જૈન શ્રોતાઓ તેવા અર્થ–કામની દેશના આપનાર સાધુને સ્વપ્નાતરે પણ ગુરૂ તરીકે માને જ નહિ તેવી માનપૂજાના લોભી દ્રવ્ય સાધુને, મોક્ષની ઉત્કૃષ્ટતા અને પરમ સાધ્યતા કહેવી પડે છે, પણ તેના આત્મામા મોક્ષની પરમ સાધ્યતા ન હોવાથી સાધુપણું પાળવા છતા પણ અનતકાલ સુધી તેની મુક્તિ થઈ શકતી નથી. અભવ્ય જીવો પણ જ્યારે જ્યારે દ્રવ્યથી સાધુપણું લે છે, ત્યારે ત્યારે પોતાની શ્રદ્ધા કે સાધ્યતા મોક્ષને માટે નહિ છતા પણ, જૈન સઘની અભિરૂચીને ખાતર મોક્ષની ઉત્કૃષ્ટતાને પરમ સાધ્યતા કહે છે અને તેથી જ તે બધાને દીપક નામના સમ્યક્ત્વની સત્તા શાસ્ત્રકારો સ્વીકારે છે તેના કથનથી શ્રોતાઓને મોક્ષ સુધીના તત્ત્વોનું જાણવાપણું, માનવાપણું અને હેય–ઉપાદેયનો વિભાગ કરવાપણું થાય છે, અને તેવા અભવ્ય કે મિથ્યાદષ્ટી જીવોથી પ્રતિબોધ પામીને અનતા આત્માઓ

સંસારને તરી જાય છે અભવ્ય કે મિથ્યાદૃષ્ટી જીવો, સાધુ વેષમાં રહીને મોક્ષની ઉત્કૃષ્ટતા અને પરમ સાધ્યતા ન જણાવતા હોત, તો તે જીવોદ્વારા ભવ્ય શ્રોતાઓને સમ્યક્ત્વની ઉત્પત્તિ થવાનું શાસ્ત્રકારો કહેત નહિ આ બધી હકીકત વિચારતાં ખાત્રી થશે કે-દ્રવ્ય થકી થયેલા (માત્ર નામના) સાધુઓ પણ મોક્ષ શિવાય બીજાની, એટલે કે-અર્થ અને કામની સાધ્યતા બતાવે નહિ તો પરમેષ્ટી-અંતર્ગત સાધુપદમાં રહેલ સાધુઓને અર્થ અને કામની સાધ્યતા અને તેનો ઉપદેશ ઘટી શકે જ નહિ તેઓને તો કેવલ મોક્ષ માટે ધર્મ તરફ લક્ષ્ય રાખવાનું હોય છે જ્યારે મોક્ષ અને તેને માટે કરાતો ધર્મ એજ સાધુઓનું સાધ્ય, તો ત્યાં ધર્મ અને મોક્ષ શિવાયની વસ્તુની સાધ્યતા કે ઉત્કૃષ્ટપણાની માન્યતા હોય જ ક્યાંથી ?

## મોક્ષનું અદ્વિતીય લિંગ અને મહત્તા

આગળ જોઈ ગયા તે પ્રમાણે જ્યારે સાધુઓને ધર્મ અને મોક્ષ જ સાધવો છે, તો પછી તેઓએ દુનિઆદારીના કોઈપણ સંસર્ગથી દૂર રહેવું જોઈએ, એજ હિતાવહ છે દુનિયાદારીમાં રહેવું, કુટુંબ-કબીલાની સાથે વર્તાવ રાખવો, વિગેરે જે જે કાર્યો સંસારમાં થાય છે, તે બધા કેવલ અર્થ કામને માટે જ છે, અને તેથી તેમાં રહેનારો મનુષ્ય કેવલ ધર્મ અને મોક્ષની સાધ્યતા રાખવા સમર્થ થઈ શકતો નથી. **જગત્માં જેમ એક આધારભૂત ભાજનમાં બે વસ્તુઓ પૂરતા પ્રમાણમાં ભરી શકાતી નથી, તેમ મન અને આત્માને અંગે પણ અર્થ અને કામની**

સાધ્યતા સાથે ધર્મ અને મોક્ષની સાધ્યતા સપૂર્ણપણે રહી શકતી જ નથી, અને તેથી જ અનાદિ કાલથી ધર્મ અને મોક્ષની દૃષ્ટિને ધારણ કરનારા જીવો સસારથી, એટલે કે-દુનિયાના બાહ્ય સસર્ગથી નિવૃત્ત જ થાય છે સસારથી નિવૃત્ત થનારને જ ધર્મ અને મોક્ષની પરમ સાધ્યતા થઇ છે એમ ગણાય શ્રી તીર્થંકરદેવો, કે જેઓ માતાના ઉદરમા અવતરવાના વખતથી પણ અપ્રતિપાતિ (કદી નહિ જનાર) મતિ, શ્રુત અને અવધિ જ્ઞાનને ધારણ કરનાર હોય છે, તેઓ પણ મોક્ષ માટે સસારથી નિવૃત્ત થઇને ત્યાગધર્મને જ આદરે છે જગતના વ્યવહારની અપેક્ષાએ પણ વિચારવામા આવે, તો જ્યા સુધી સસારનો ત્યાગ કરવામા ન આવે અને કુટુબકબીલા, ધનમાલ, હાટ હવેલી અને પૈસાટકાના સબધમા રહેવામા આવે, ત્યા સુધી તેને ત્યાગી ગણવામા આવતો નથી શાસ્ત્રમર્યાદા પણ કહે છે કે-'તેવા કુટુબકબીલાવાળાને મન પર્યવ નામનું જે ચોથુ જ્ઞાન છે તે થતું નથી શાસનપતિ ભગવાન્ શ્રી મહાવીરદેવ બે વરસ સુધી ગૃહસ્થાવાસમા ત્યાગીપણે રહ્યા કુટુબનો સસર્ગ ન કરવો, અચિત્ત ભોજન કરવુ, અચિત્ત જલ પીવુ, સ્નાન ન કરવું, બ્રહ્મચર્ય પાળવુ, રાજખટપટમા ન ઉતરવુ અને કોઈ પણ દુનિયાદારીનો વ્યવહાર કરવો નહિ, એવુ ત્યાગીપણું અગીકાર કર્યા છતા પણ તેઓશ્રીને મન પર્યવ જ્ઞાન પ્રગટ થયું નહિ અને જ્યારે સર્વથા સર્વસાવદ્યનો ત્યાગ કર્યો ને સાધુપણું અગીકાર કરી ગૃહસ્થાવાસમાથી ચાલી નીકળ્યા, તે વખતે તત્કાળ તેઓને ચોથુ મનઃપર્યવ

જ્ઞાન ઉત્પન્ન થયું જ્યારે શ્રી તીર્થંકર મહારાજા સરીખા જ્ઞાની અને ત્યાગીને, દુનીઆદારીમાં સાવ અલીસપણે રહેતા છતાં પણ, માત્ર સાધુપણાની સાથે બંધાયેલું મન પર્યવ જ્ઞાન થાય નહિ. તો પછી ઘરમાં રહ્યા થકાં ધર્મ થાય છે–સાધુપણાં કરતાં પણ ગૃહસ્થપણામાં સારો ધર્મ થાય છે, વિગેરે વિગેરે મન કલ્પિત વાતો કરવાની જૈનશાસનમાં રહે જ ક્યાંથી?

## ગૃહીલિંગ અને અન્યલિંગના ભેદ શાથી?

શાસ્ત્રકારોએ જેવી રીતે સાધુપણાના લિંગને મોક્ષનું લિંગ ગણી, તેમાં રહેલા જે જીવો મોક્ષે જાય તેને સ્વલિંગ સિદ્ધ કહ્યા, તેવી જ રીતે અન્યલિંગ એટલે કે જૈનમત શિવાયના બીજા મતના લિંગે તથા ગૃહસ્થલિંગે, કે જે કુટુંબકબીલા, ધનમાલ, મિલ્કતમાજ રહેલા હોય તેવા ગૃહીલિંગમાં પણ મોક્ષે જવાનું જણાવ્યું છે, અર્થાત્–સાધુલિંગમાંથી મોક્ષે જવાય છે, તેવી જ રીતે અન્યલિંગ અને ગૃહીલિંગથી પણ જીવો મોક્ષે જાય છે એમ કહેલું છે, તો પછી દુનિયાદારીના ત્યાગ વિના પણ મોક્ષ મેળવી શકાય છે? તેનું સમાધાન એ છે કે–પ્રથમ તો શાસ્ત્રકારોએ સાધુપણાના લિંગને જ મોક્ષનું લિંગ માન્યું, ત્યારે જ તેઓ "સ્વલિંગ સિદ્ધ" એવો શબ્દ વાપરી શક્યા તેમ જો ન હોત, એટલે કે–મોક્ષનું લિંગ સાધુલિંગ જ ન હોત, તો તેનો "સ્વલિંગ" શબ્દથી વ્યવહાર ન કરત સાધુલિંગ શિવાયના બીજા લિંગોને

અન્યલિંગ અને ગૃહીલિંગના શબ્દોથી જાહેર કર્યા, એટલે કે-દુનિયાદારીનું કે અન્ય મતનું લિંગ ખૂદ શાસ્ત્રકારોના શબ્દોમા જ મોક્ષનું લિંગ નથી, એમ સ્પષ્ટ થાય છે અન્યલિંગે અને ગૃહીલિંગે સિદ્ધ થવાની જે વાત શાસ્ત્રકારોએ જણાવી છે, તે અસત્ય તો નથી જ પણ કોઈક તેવા સાધુ આદિના તે ભવમા કે અન્ય ભવમા ગાઢ પરિચયવાળાને, કે જેને ધાર્મિક ભાવનાની તીવ્રતા હોય-જે ત્યાગધર્મને જ મેળવવા ચાહના કરી રહ્યો હોય, તેવાને આકસ્મિક ભાવનાના ઉલ્લાસથી, બે ઘડી માત્ર પરિણામની તીવ્ર ધારાથી, સાધ્ય એવુ કેવલજ્ઞાન કદાચિત થઈ જાય તે સભવિત છે, અને તે અપેક્ષાએ આ ગૃહીલિંગ સિદ્ધ અને અન્યલિંગ સિદ્ધ, એ ભેદો કહેવામા આવ્યા છે **ભરત મહારાજાએ** પૂર્વભવમા ઘણા લાબા કાળ સુધી સાધુપણુ પાર્યું અને પછી મોક્ષે ગયા, તો પણ તેઓને ગૃહસ્થપણામા આકસ્મિક ભાવનાથી કેવળજ્ઞાન થયેલુ, માટે તેમને ગૃહીલિંગ સિદ્ધ કહ્યા. તેમજ **વલ્કલ ચીરીને** કેવળજ્ઞાન અન્યલિંગે થયું અને પછી જો કે પોતે સાધુપણામા વિચર્યા અને તે સાધુપણામા વિચરતા જ મોક્ષ પદ મેળવ્યુ, છતા તેમને અન્યલિંગે સિદ્ધ કહ્યા આથી સ્પષ્ટ થાય છે કે-મોક્ષનુ ખરૂ લિંગ તો સાધુપણુ જ છે અને ગૃહીલિંગે સિદ્ધ અને અન્યલિંગે સિદ્ધ તરીકે કહેલા ભેદો, તે તે લિંગમા થતા કેવલજ્ઞાનની અપેક્ષાએ જ છે અહીં શકાને સ્થાન છે કે-ગૃહીલિંગ અને અન્યલિંગ સિદ્ધમા ગણેલા **ભરત મહારાજ** અને **વલ્કલ ચીરીના** દૃષ્ટાતથી જ્યારે માત્ર કેવલજ્ઞાન જ તે તે લિંગમા થયા છે, અને મોક્ષપ્રાપ્તિ તો-તેઓને સાધુપણાના

જ્ઞાન ઉત્પન્ન થયું જ્યારે શ્રી તીર્થંકર મહારાજા સરીખા જ્ઞાની અને ત્યાગીને, દુનીઆદારીમા સાવ અલીપ્તપણે રહેતા છતા પણ, માત્ર સાધુપણાની સાથે બંધાયેલુ મન પર્યવ જ્ઞાન થાય નહિ, તો પછી ઘરમા રહ્યા થકા ધર્મ થાય છે-સાધુપણા કરતા પણ ગૃહસ્થપણામા સારો ધર્મ થાય છે, વિગેરે વિગેરે મન કલ્પિત વાતો કરવાની જૈનશાસનમા રહે જ ક્યાથી?

## ગૃહીલિંગ અને અન્યલિંગના ભેદ શાથી?

શાસ્ત્રકારોએ જેવી રીતે સાધુપણાના લિંગને મોક્ષનું લિંગ ગણ્યુ, તેમા રહેલા જે જીવો મોક્ષે જાય તેને સ્વલિંગ સિદ્ધ કહ્યા, તેવી જ રીતે અન્યલિંગ એટલે કે જૈનમત શિવાયના બીજા મતના લિંગે તથા ગૃહસ્થલિંગે, કે જે કુટુંબકબીલા, ધનમાલ, મિલકતમાજ રહેલા હોય તેવા ગૃહીલિંગમા પણ મોક્ષે જવાનું જણાવ્યું છે, અર્થાત્-સાધુલિંગમાથી મોક્ષે જવાય છે, તેવી જ રીતે અન્યલિંગ અને ગૃહીલિંગથી પણ જીવો મોક્ષે જાય છે એમ કહેલુ છે, તો પછી દુનિયાદારીના ત્યાગ વિના પણ મોક્ષ મેળવી શકાય છે? તેનું સમાધાન એ છે કે-પ્રથમ તો શાસ્ત્રકારોએ સાધુપણાના લિંગને જ મોક્ષનું લિંગ માન્યું, ત્યારે જ તેઓ "સ્વલિંગ સિદ્ધ" એવો શબ્દ વાપરી શકયા તેમ જો ન હોત, એટલે કે-મોક્ષનું લિંગ સાધુલિંગ જ ન હોત, તો તેનો "સ્વલિંગ" શબ્દથી વ્યવહાર ન કરત સાધુલિંગ શિવાયના બીજા લિંગોને

દ્રવ્ય વેષની મહત્તા

જૈનશાસનનો વ્યવહાર એમ કહે છે કે-'જ્યા સુધી બાહ્ય ત્યાગ અને સાધુપણાનો વેષ ન હોય, ત્યા સુધી કોઇપણ વ્યક્તિ વદ્ય હોઇ શકતી નથી' આવશ્યક ચૂર્ણિ અને ટીકામા તથા **શ્રી આદીશ્વર ચરિત્રમાં ભરત મહારાજના** અધિકારમા સ્પષ્ટપણે જણાવવામા આવેલ છે કે-'આકસ્મિક ભાવનાના સયોગથી **ભરત મહારાજને** કેવલજ્ઞાન પ્રગટ થયુ તેથી ઈંદ્ર મહારાજનું આસન ચલાયમાન થયું ઈંદ્ર મહારાજ આવ્યા તે વખતે **ભરત મહારાજા** કેવળજ્ઞાન પામ્યા છે, એમ સ્પષ્ટપણે જાણવા છતા ઈંદ્ર મહારાજે **ભરત મહારાજને** વદના કરી નહિ વદના કરી નહિ એટલુજ નહિ, પણ **ભરત મહારાજને** સાધુપણાનો વેષ લેવા વિનતિ કરી **ભરત મહારાજે** તે સ્વીકારી, અને પછી જ ઇદ્ર મહારાજે વદના કરી' જ્યારે **ઈંદ્ર મહારાજ સરખા ત્રણ જ્ઞાનવાળા અવિરતિ પણ દ્રવ્ય વેષ વગર કેવળજ્ઞાની સરખા ભરત મહારાજને નમસ્કાર કરે નહિ, તો પછી શાસ્ત્રની શ્રદ્ધાવાળો કયો મનુષ્ય દ્રવ્ય વેષ વિનાના મનુષ્યને નમસ્કાર કરવા તૈયાર થાય ?** જેવી રીતે કેવળજ્ઞાનને અગે દ્રવ્ય વેષની પ્રધાનતા જણાવી છે, તેવી જ રીતે છદ્મસ્થ (કેવળજ્ઞાન પ્રગટ થયા પહેલા)ની અવસ્થા માટે પણ શાસ્ત્રકારોએ ચાદી અને મહોરના દૃષ્ટાતે દ્રવ્ય લિંગની અત્યત જરૂરીઆત બતાવી છે એક તો ચાદીનો કટકો, જો ...ખી ચાદીનો છે, છતા તેની ઉપર રૂપીઆની મહોર હોય તો તેને રૂપીઓ કહેવાય નહિ, અને તે

થયેલી છે, તો તેઓને ખરી રીતે સ્વલિંગ સિદ્ધના ભેદમાં જ ગણી લેવા જોઈએ, તે કેમ ગણ્યા નહિ ? અને બે ભેદો જુદા કેમ પાડયા ? આ શંકા નહિ કરવાનું કારણ એજ છે કે-કોઈ **મરૂદેવી માતા** સરખા ગૃહીલિંગવાળા અને તેવા જ બીજા કોઈ અન્યલિંગવાળા કદાચિત્ આકસ્મિક ભાવનાથી કેવળજ્ઞાન પામ્યા અને તે કેવળજ્ઞાન પામ્યા પછી પોતાનું આયુષ્ય અંતર્મુહૂર્ત ( ૪૮ મીનીટ )થી વધારે ન હોય ને તેથી તેઓ સાધુપણાનું લિંગ લઈ શકે નહિ, અને બે ઘડીમાં આવર્જીકરણ તથા શૈલેશીકરણ કરીને મોક્ષે જાય, તો તે અસંભવિત નથી, એમ જણાવવાને જ ભેદો જુદા પાડેલ છે આ બધી હકીકત ઉપરથી જણાશે કે-કોઇને ગૃહસ્થપણામાં કે અન્યલિંગમાં કેવળજ્ઞાન થઈ જાય, તો પણ જો **તેમનું આયુષ્ય અંતર્મુહૂર્તથી વધારે હોય, તો તેઓ અવશ્ય સાધુવેષ ગ્રહણ કરે છે. અર્થાત્-કોઇપણ કેવળજ્ઞાની અન્યલિંગમાં વિચરતા મલે જ નહિ ! વિચરતા કેવળજ્ઞાનીએ સાધુપણું લેવું જ જોઇએ** તેટલા જ માટે **ભરત મહારાજા અને વલ્કલચીરીને** અનુક્રમે ગૃહીલિંગ તથા અન્યલિંગે કેવળ જ્ઞાન થયું તો પણ દેવતાઓએ સાધુપણાનો વેષ આપ્યો અને તેઓએ તે ગ્રહણ કર્યો આ બધી હકીકત ઉપરથી સ્પષ્ટપણે માલમ પડે છે કે-દુનિયાની પ્રવૃત્તિઓમાં રહીને, **સાધુપણાનો વેષ પહેર્યા શિવાય મોક્ષ મેળવવું, તે માખણ મેળવવાના ઇરાદે પાણીને વલોવવાની જેમ નિષ્ફળ છે**

દ્રવ્ય વેષની મહત્તા

જૈનશાસનનો વ્યવહાર એમ કહે છે કે-'જ્યા સુધી બાહ્ય ત્યાગ અને સાધુપણાનો વેષ ન હોય, ત્યા સુધી કોઇપણ વ્યક્તિ વદ્ય હોઇ શકતી નથી.' આવશ્યક ચૂર્ણિ અને ટીકામા તથા શ્રી આદીશ્વર ચરિત્રમા ભરત મહારાજના અધિકારમા સ્પષ્ટપણે જણાવવામા આવેલ છે કે-'આકસ્મિક ભાવનાન' સયોગથી **ભરત મહારાજને** કેવલજ્ઞાન પ્રગટ થયું તેથી ઈંદ્ર મહારાજનું આસન ચલાયમાન થયું ઈંદ્ર મહારાજ આવ્યા તે વખતે **ભરત મહારાજા** કેવળજ્ઞાન પામ્યા છે, એમ સ્પષ્ટપણે જાણવા છતા ઈંદ્ર મહારાજે **ભરત મહારાજને** વદના કરી નહિ વદના કરી નહિ એટલુજ નહિ, પણ **ભરત મહારાજને** સાધુપણાનો વેષ લેવા વિનતિ કરી **ભરત મહારાજે** તે સ્વીકારી, અને પછી જ ઇદ્ર મહારાજે વદના કરી' જ્યારે **ઈંદ્રિ મહારાજ સરખા ત્રણ જ્ઞાનવાળા અવિરતિ પણ દ્રવ્ય વેષ વગર કેવળજ્ઞાની સરખા ભરત મહારાજને નમસ્કાર કરે નહિ, તો પછી શાસ્ત્રની શ્રદ્ધાવાળો કયો મનુષ્ય દ્રવ્ય વેષ વિનાના મનુષ્યને નમસ્કાર કરવા તૈયાર થાય?** જેવી રીતે કેવળજ્ઞાનને અગે દ્રવ્ય વેષની પ્રધાનતા જણાવી છે, તેવી જ રીતે છદ્મસ્થ (કેવળજ્ઞાન પ્રગટ થયા પહેલા)ની અવસ્થા માટે પણ શાસ્ત્રકારોએ ચાદી અને મહોરના દૃષ્ટાતે દ્રવ્ય લિંગની અત્યત જરૂરીઆત બતાવી છે એક તો ચાદીનો કટકો, જો કે ચોક્ખી ચાદીનો છે, છતા તેની ઉપર રૂપીઆની મહોર છાપ ન હોય તો તેને રૂપીઓ કહેવાય નહિ, અને તે

ચલણ તરીકે ઉપયોગમા આવી શકે નહિ બીજો રૂપીઆની છાપ ત્રાબાના કટકા ઉપર હોય તો પણ તે ત્રાબાનો કટકો રૂપીઆ તરીકે ચાલી શકે નહિ ત્રીજો ત્રાબાના કટકા ઉપર પૈસાની છાપ હોય તો તે રૂપીઓ ન જ ગણાય અને ચોથો ભાગો જ એવો જ છે કે–જેમા ચાદી ચોકખી અને છાપ પણ રૂપીઆની સાચી હોય, તેનો જ દુનિયામા રૂપીઆ તરીકે વ્યવહાર થઇ શકે અને ચલણમા ચાલે

આવી રીતે ચાર ભાગાનો ઉપનય ઘટાવતા શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે–નમિ રાજર્ષિ વિગેરે જે પ્રત્યેક બુદ્ધો થયા, તેમા જેઓને ગુરૂવેષ ન હોય તેવા મહાત્માઓને પહેલા ભાગામા લેવા બીજા ભાગામા પાસત્થા ( એક જગ્યાએ રહેવાવાળા ), કુશીલીઆ ( ચારિત્રભ્રષ્ટ ) વિગેરે શીથિલ ચારીઓ લેવા, કારણ કે–તેમા ચાદી તરીકેના સાધુપણાના ગુણો નથી, પણ માત્ર છાપ તરીકે સાધુવેષ છે ત્રીજા ભાગામા ચાદી નહિ ને છાપ પણ નહિ, તેવા ગુણ વિનાના ને વેષ વિનાના, એટલે ગૃહસ્થો કે અન્ય તીર્થીઓ સમજી લેવા કારણ કે–તેઓમા મહાવ્રતાદિ ગુણો નથી, તેમ સાધુ પણાનો વેષ પણ નથી ચોથા ભાગામા ગચ્છમા રહેલા સાધુઓ છે, કે જેઓમા ચાદી તરીકે સાધુપણાના મહાવ્રતાદિ ગુણો પણ છે અને છાપ તરીકે સાધુપણાનો વેષ પણ છે આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે–ગુણોવાળા છતા પણ જે વેષવાળા હોય, તેને જ વદનાદિક વ્યવહાર કરી શકાય અને ગુણવાળો છતા પણ જે સાધુપણાના વેષવગરનો હોય, તેને વદનાદિક વ્યવહાર થઇ શકે નહિ જેમ કોર્ટની અપેક્ષાએ ધારાઓનું

પૂરૂ જ્ઞાન પણ હોવુ જોઈએ, એટલે કે-બૅરીસ્ટરની પરીક્ષામા પાસ પણ થવુ જોઈએ અને કોર્ટમા હાજર થતા બૅરીસ્ટરનો ઝભ્ભો પહેરેલો પણ જોઇએ ધારાશાસ્ત્રમા પૂરૂ જ્ઞાન મેલવનાર બૅરીસ્ટર ઝભ્ભો પહેર્યા વગર કૉર્ટમા હાજર થાય, તો તે બૅરીસ્ટર તરીકે ઉભો રહી શકતો નથી, તેમજ જેને ધારાશાસ્ત્રનું મુદ્દલ જ્ઞાન ન હોય તેવો કોઇ મૂર્ખ મનુષ્ય ઝભ્ભો પહેરી આવી ઉભો રહે, તો ઝભ્ભો પહેરવા માત્રથી તેને બૅરીસ્ટરની ખુરશી મલતી નથી, એટલે ત્યા જેમ જ્ઞાન અને વેષ બન્નેની જરૂર છે, તેવી રીતે જૈન-શાસનમા પણ ગુણ અને વેષ બન્નેની સરખી જરૂર સ્વીકારેલી છે

<u>ખાલી વેષ ઉપરથી ભોળવાઈ જનારાઓને—</u>

આ દૃષ્ટાંત ઉપરથી જેઓ એવી માન્યતા રાખતા હોય કે-'સાધુનો વેષ તે શ્રીમન્ **મહાવીરદેવનો** લેખ છે, માટે તેને અમારે પૂજવો જ જોઈએ, પછી તે વેષમા રહેલા ગુણવાળા હો કે ન હો, મહાવ્રત રાખો કે ભાગો, સાધુઓને અંગે જરૂરી એવા શીલની રક્ષા કરો કે ન કરો, તેની અમારે જરૂર નથી, ફક્ત જે આ **મહાવીરદેવનો** લેખ છે તે અમારે પૂજવા યોગ્ય છે ' આ માન્યતા હોય તે તેમની ગેરસમજ છે જેમ ત્રાંબાના કટકા ઉપર પડેલી છાપ નકામી ગણી અને તેનો જેમ રૂપીયા તરીકે વ્યવહાર થતો નથી, **તેમ મહાવ્રતાદિક જે સાધુઓના ગુણો છે, તેનાથી રહિત સાધુવેષ ધારણ કરનારાઓ સાધુ નથી પણ અસાધુઓ છે. અગુરૂને ગુરૂ માનવા તે મિથ્યાત્વનો**

એક પ્રકાર છે, એમ જૈનશાસ્ત્ર સ્પષ્ટપણે કહે છે જેમ ગુણ-રહિત મનુષ્યે પહેરેલા સાચા વેષની કિંમત નથી, તેમ વેષરહિતના સાચા ગુણો પણ, જ્યાંસુધી વેષ ધારણ કરે નહિ ત્યાં સુધી સ્વી કારી શકાતા નથી. આ હકીકતથી સ્પષ્ટ થાય છે કે-મોક્ષના ચિહ્ન તરીકે અને સાધુના ભેખ તરીકે જે વેષ શાસ્ત્રકારોએ નિયમિત કરેલો છે, તે વેષ આત્માના કલ્યાણને ઈચ્છનારા પતિતપણાથી બચવાના મનોરથવાળા, અન્યને પણ કલ્યાણને માર્ગે જોડવા ઈચ્છનાર જીવોએ અંગિકાર કરવો જરૂરી છે વકીલો, ડૉકટરો, આંખ, કાન કે દાંતના સ્પેશીયાલીસ્ટો, પોતપોતાના ધંધાની જાહેરાતને માટે, દરદીઓને ગોથા ન ખાવા પડે અને સીધા પોતાને ત્યાં આવી શકે, તે કારણસર જેમ પોતાને સ્થાને બૉર્ડો લગાવે છે, તેમ **મહાવ્રતધારી સાધુઓ પણ ધર્માર્થીઓની સવડને માટે તેમજ પોતાના આત્માને પાપથી બચાવવા માટે સાધુપણાના વેષને ધારણ** કરે છે, કારણકે-જગતના જીવો ધર્મની ઈચ્છાવાળા થયા પછી પણ ધર્મ કોને પૂછવો, ધર્મ બાબતમાં કોની સલાહ લેવી, ધર્મમાં કેવી રીતે આગળ વધી શકાય, અમે ધર્મ કરીએ તેમાં અમોને મદદગાર કોણ થઇ શકે, તેને માટે આવા વિચારવાળા આત્માઓને શુદ્ધ સાધુઓએ ધારણ કરેલો સાધુપણાનો વેષ જરૂર આલંબનરૂપ થાય વેષ ધારણ કરવાવાળા સાધુને કદાચિત્ પરિણામ વિપર્યાસ થવાનો પ્રસંગ આવે, તો પણ વેષને લીધે પરિણામ સુધરવાનું બની શકે છે, પરંતુ જેઓએ સાધુપણાનો વેષ લીધો ન હોય, તેવાઓને આલંબનના અભાવે પરિણામનો પલટો થતાં અશુભ કાર્યથી બચવાનું બની શકતું નથી.

ચારિત્ર્ય-આકર્ષ યાને પરિણામ

સાધુઓને માટે શ્રી દશવૈકાલિક અને શ્રી આચારાગ સૂત્રમા જણાવ્યું છે કે—

**"જે પરિણામથી સાધુપણુ લેવામા આવે, તે પરિણામને હંમેશા નિભાવી રાખવા જરૂરી છે. દીક્ષા લેતી વખતે દરેક મનુષ્યને ઉચ્ચ ભાવ આવી જાય** છે અને તે વખતની દીક્ષા લેનારની પરિણતિ ઉત્તમોત્તમ થાય છે, તે પરિણતિને હંમેશા ટકાવી રાખવા પ્રયત્નશીલ રહેવુ જોઇએ "

*

છતા આવશ્યક નિર્યુક્તિકાર કહે છે કે—

"એક જન્મમા ચારિત્રના પરિણામો થવા અને પડવા તે સેંકડો વખત બને છે"

*

**ચારિત્ર ગ્રહણ કરનારાના પરિણામ યાવત્ જીદગી એક સરખા જ રહેવુ એમ બનવુ અસભવિત છે,** અને એજ વાત શ્રી દશવૈકાલિક અને શ્રી આચારાગના ઉપરના વાક્યો પણ બતાવે છે દીક્ષા લેતી વખતની પરિણતિથી ચઢતી પરિણતિ થાય, તેનો નિષેધ કરવા માટે તે વાક્યો નથી અને હોય જ નહિ, કિંતુ દીક્ષા લેતી વખતના ઉત્તમોત્તમ દશાના પરિણામથી પાછા નીચા નહિ ઉતરવાને માટે જ તે વાક્યો ઉચ્ચારવામા આવ્યા છે વળી દીક્ષા લેનારના પરિણામ હંમેશા

ઉંચા જ ચઢતા હોય અથવા તો દીક્ષા લેતી વખતના પરિણામ જેવા કાયમ જ રહેતા હોય, પડના પરિણામ ન થતા હોય અગર થવાનો સંભવ ન હોય, તો શાસ્ત્રકારોને 'દીક્ષા લેતી વખતના પરિણામને હમેશા ટકાવવા'-એવો ઉપદેશ કરવાપણું રહેત નહિ ઉપર કહી ગયા તેમ શ્રી દશવૈકાલિક, આચારાંગ તેમજ આવશ્યક નિર્યુક્તિકાર,-એ બધાના વચનોથી સાફસાફ જણાઇ આવે છે કે-દીક્ષા લેનારના પરિણામ દીક્ષા લીધા પછી કોઇક વખત પલટી પણ જાય, છતા તેવા પરિણામ પલટાવાનો સંભવ દેખીને શાસ્ત્રકારોએ દીક્ષાની મનાઇ કરી નહિ, પરંતુ તે ઉત્તમ પરિણામને ટકાવવાનો ઉપદેશ આપ્યો આથી એ પણ સમજાય છે કે-ચારિત્રપાલન કરતા કરતા કર્મનો ક્ષયોપશમ ( હાનિ ) થાય અને તે ક્ષયોપશમથી ક્ષાયિક ભાવ પ્રાપ્ત કરાય, પણ ક્ષાયોપશમિક ( થોડે થોડે ) ભાવ આવ્યા વગર પ્રથમથી જ ક્ષાયિક (શાશ્વત) ભાવ આવી જાય એ સંભવિત નથી, એટલુ જ નહિ, પરંતુ અશાસ્ત્રીય છે તેમા વળી ક્ષાયોપશમિક ભાવને પામ્યા પછી તેમાથી પડે નહિ અને સીધા ક્ષાયિક ભાવને પામે, એવા જીવો તો માત્ર કોઇક જ હોય છે તેવા જીવો કરતા અસંખ્યાત ગુણા જીવો એવા હોય છે કે-જેઓ ક્ષાયોપશમિક ભાવને પામીને પડી જાય અને વચમા અનંત, અસંખ્યાત કે સંખ્યાત કાલસુધી રખડે અને પછી ફેર ક્ષાયોપશમિક ભાવદ્વારા ક્ષાયિક ભાવને મેળવીને મોક્ષ સાધે આ બધી સ્થિતિને વિચારનારો મનુષ્ય કોઈ દિવસ એમ કહી શકે

નહિ કે—' ભવિષ્યમા પડવાની સભાવના લાગે તેટલા માત્રથી પ્રથમથી જ વ્રત નિયમો કરવા નહિ ' તેવી માન્યતાવાળાથી તો ધર્મનું આરાધન જ થઈ શકે નહિ જૈન શાસ્ત્રકારો તો સ્પષ્ટપણે કહે છે કે—

" એક વખત અતર્મુહૂર્ત જેટલા કાળમા પણ જેને ધર્મબુદ્ધિ થઇ છે, તે પાછળથી ચાહે તેવો અધર્મી થાય તો પણ તે અર્ધ પુદ્‌ગલ પરાવર્ત્તનની અદર તો જરૂર મોક્ષે જાય "

*

સમ્યકૃત્વની પ્રતિજ્ઞાથી કે તેના પરિણામથી પડવુ થાય તો પણ પૂર્વના આવેલા શુભ પરિણામના પ્રભાવથી જ મોક્ષે જવાનું થાય છે ચારિત્ર લઈને અથવા તો બીજી પ્રતિજ્ઞા લઈને ત્હેને કર્મના ઉદયથી કોઇ ભાગે, ત્યારે તે દ્રવ્ય ચારિત્ર કે પચ્ચખાણ કહેવાય છે છતા તે ખડિત થયેલુ ચારિત્ર કે પચ્ચખાણ જો મોક્ષને માટે સ્વીકારવામા આવેલુ હોય, તો તે દ્રવ્ય પચ્ચખાણ છતા પણ ભવિષ્યમા ભાવ પચ્ચખાણને લાવનારૂ છે, એમ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી 'અષ્ટક' નામના ગ્રથની અદર સ્પષ્ટપણે જણાવે છે આ બધી હકીકતથી માલમ પડશે કે–' ભવિષ્યમા પડી જવાનો **સભવ લાગે તેટલા માત્રથી વ્રત–નિયમ કરવા નહિ, ચારિત્ર આદરવુ નહિ, પચ્ચખાણ લેવુ નહિ, તે વાકયો પ્રમાણભૂત કે માનવા લાયક નથી ' અને તે પ્રમાણે જો ચાલવામા આવે, તો કોઇ પણ દિવસ કોઇપણ જીવ ધર્મને આરાધી શકે જ નહિ.**

માટે શાસ્ત્ર રીતિએ વિધિપૂર્વક વ્રતાદિક અંગિકાર કરવા, તેના દૂષણો ટાલવા તત્પર રહેવુ, દૂષણોના કારણોથી હમેશા ડરતા રહેવુ અને તે નિયમાદિક પચ્ચખાણોની વૃદ્ધિ માટે હમેશા ગુરૂકુળવાસની સેવા કરવી એમ છતા કદાચ ગાઢ કર્મના ઉદયથી પતન થઇ જાય, તો તેટલા માત્રથી જીવ ધર્મને માટે નાલાયક જ બની ગયો અગર તેને વ્રતાદિક આરોપણ કરના ને પાપ લાગ્યું, એમ કહી શકાય જ નહિ આ ઉપરથી અધ્યવસાયની ચળવિચળતાને લીધે ધર્મમા આદરવાલા નહિ થવુ એ વાત ટકી શકતી નથી

## પરિણામ ટકાવવામા સાધુવેષની ઉપયોગિતા

ઉપરની હકીકત ઉપરથી આપણે એટલું તો ચોક્કસ માનવું પડશે કે–સાધુઓના પરિણામની ધારા પણ કોઇ કોઈ વખત બદલાય છે હવે જે ધારાને પતિત થવાનો અભવ છે, તો તેના રક્ષણને માટે આલમ્બનની જરૂર છે અને તે આલબન, એ સાધુપણાનો વેષ છે કેમકે–વેષમા રહેલો સાધુ પોતાના સાધુપણાથી વિરૂદ્ધ એવા અપકૃત્યો કરતા ડર્યા વગર રહે નહિ છતા કદાચ કર્મની બહુલતાને લીધે પોતાના આત્માને સાધુ પડતો રોકી શકે નહિ, તો પણ તે સાધુપણાના વેષમા સાધુપણાને અનુચિત કાર્યો કરનાર સાધુને દેખીને, બીજા સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો કે શ્રાવિકાઓ તેને સારા રસ્તે લાવવા પ્રયત્ન કરશે આ પ્રભાવ સાધુપણાના વેષને જ આભારી છે, કેમકે–જો વેષ ધારણ કરેલો ન હોત તો બીજા સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકાઓને પ્રેરણા કરી, બોધ આપી, તેને ઠેકાણે લાવવાનો વખત

આવત જ નહિ. આ સ્થળે **પ્રસન્નચદ્ર** રાજર્ષિનું દષ્ટાંત વિચારીશું, તો સ્હેજે ઉપરની હકીકત સમજાઇ જશે. **પ્રસન્નચદ્ર** રાજર્ષિ રાજગૃહી નગરીની બહાર કાયોત્સર્ગ ધ્યાને રહ્યા હતા **શ્રેણિક મહારાજ, મહાવીર પ્રભુને** વદના કરવા રાજગૃહીથી નીકળ્યા સૈન્યના આગળના દૂતના મુખથી પોતાના બાલપુત્રની વિપત્તિ સાભળીને મત્રી વિગેરે ઉપર ક્રોધ આવ્યો અને મનથી તેઓની સાથે સગ્રામ શરૂ કર્યો યુદ્ધમા એટલી બધી માનસિક લીનતા થઈ ગઇ કે-જેવી **શ્રેણિક મહારાજની** આખી સ્વારી લક્ષ બહાર ગઇ, એટલુજ નહિ પણ ખૂદ **શ્રેણિક મહારાજે** તેઓશ્રીને વિધિપૂર્વક વદન કર્યું, તે પણ **પ્રસન્નચદ્ર રાજર્ષિના** લક્ષ્યમા આવ્યુ જ નહિ આટલા બધા યુદ્ધના તીવ્ર પરિણામે તેઓએ સાતમી નારકીના કર્મો બાધ્યા, તેવામા સર્વે હથિયાર ખૂટવાથી મારવા માટે મસ્તકનો મુકુટ ઉપાડવાને માટે **તેઓશ્રીનો હાથ પોતાના માથા ઉપર ગયો, કે તરતજ સાધુપણુ યાદ આવ્યુ.** કુટુબકબીલા, પુત્ર, વિગેરેનો કરેલો ત્યાગ ધ્યાનમા આવ્યો. રાજ્ય, પુત્ર વિગેરેની ચિંતા તે આર્તધ્યાન છે, તેમ માલુમ પડ્યું **સયમમા રહેલા પુરૂષે ગૃહસ્થનો કોઈપણ વ્યાપાર અનુમોદવો કે પ્રેરવો તે પાપ છે,** એમ લક્ષ્યમા આવ્યું સયમમા સ્ખલના થઇ, એમ સમજાયું કર્મની સ્થિતિનું ભાન આવ્યું કર્મ તોડવાના કારણોની દુર્લભતા માલુમ પડી. ચારિત્રની સ્થિરતા કેળવવા આત્મા તૈયાર થયો આત્માના ગુણો શિવાય જગતની કોઇ પણ ચીજ આત્માની નથી, એમ સમજાયું આત્માના ગુણો અને

કર્મના આવરણો યાદ આવ્યા તેને તોડવા માટે વજ્ર સમાન શુભ પરિણામની ધારા શરૂ થઈ શુક્લ ધ્યાન પ્રાપ્ત થયું કર્મરૂપી વન છેદાઇ ગયું શરદ્ઋતુના વાદળમાંથી નીકળેલા પૂર્ણિમાના ચંદ્રની માફક નિરાવરણ થયેલો આત્મા ઝળકી ઉઠયો અને કેવળ જ્ઞાન પામી મુક્તિ ગયા આ બધી હકીકત ઉપરથી ચારિત્રના વેષ અને આચારનો મહીમા સ્પષ્ટપણે હૃદયગત થાય છે **કોઈ વખત આત્માના પડેલા પરિણામને પોતા દ્વારાએ અથવા બીજા દ્વારાએ દ્રવ્ય વેષને લીધે જ સુરક્ષિત કરવાનુ બની શકે છે.** માટે મોક્ષની ઇચ્છાવાલા આત્માને જેવી રીતે મહાવ્રતોનો સ્વીકાર કરવો જરૂરી છે, તેવી જ રીતે દુનિયાદારીથી ખસી જઈ સાધુપણાનો વેષ ધારણ કરવો જરૂરી છે સાધુપણાનો વેષ નિયમિત છે, તેથી તો શાસ્ત્રકારો સિદ્ધ થતા જીવોમા ગૃહીલિંગ, અન્યલિંગ અને સ્ત્રીલિંગ સિદ્ધ આદિ ભેદો કરી શકે છે

### દ્રવ્યલિંગમા ધાર્મિક ઉપકરણની જરૂર

મોક્ષને માટે દ્રવ્યલિંગ પણ શાસ્ત્રકારોએ નિયત કરેલુ છે, એમ આપણે જોઈ ગયા અને તે દ્રવ્યલિંગ વસ્ત્રાદિકના અભાવરૂપ નહિ, પણ કોઈ પણ તેવી વસ્તુના સદ્ભાવરૂપ હોવુ જોઈએ, અને એટલા જ માટે શ્વેતામ્બરો ધાર્મિક ઉપકરણની દ્રવ્યલિંગમા જરૂર માને છે અને ધાર્મિક સાધનને ઉપગ્રહ તરીકે માની, તેને પરિગ્રહ–આશ્રવ તરિકે માનતા નથી જો ધર્મના ઉપકરણરૂપ વસ્ત્રાદિને પણ પરિગ્રહ–આશ્રવ તરિકે માને અને તેને અંગે રહેલા નિર્મમત્વ ભાવને

હિસાબમા જો ન ગણાય, તો પછી જે ગૃહસ્થો અને અન્ય લિંગવાળાઓ મમતાપૂર્વક જ વસ્ત્રાદિકને ધારણ કરનારા છે, તેવાઓમા તો ભાવનાના લીધે થતો જ્ઞાનાવરણીયાદિ અને વેદનીયાદિ કર્મોનો ક્ષય તો મનાય જ નહિ ને ? આ કોઇ માની શકશે નહિ, કારણ કે–આત્માને કર્મનો બધ અને નિર્જરા એ કેવળ આત્માના પરિણામને આધારે જ થાય છે અને જો તેમ ન માનીએ, તો સરખા પરિગ્રહવાળાઓમા સરખો જ કર્મનો બધ માનવો પડે તેમજ એ પણ માનવુ પડે કે–અલ્પ વસ્તુના માલીકને કર્મબધ ઘણો જ થાય આમ માનવુ તે જૈનશાસ્ત્રની દૃષ્ટિએ કોઇને પણ યોગ્ય લાગશે નહિ એક જ કુટુબમા રહેલા સરખા સાધનવાળા બધા જીવોની એક સરખી ગતિ થાય, એમ કોઈ પણ મતવાળા માનતા નથી જ્યારે કોઇ પણ ગતિમા સાધનની સરખાવટ છતા કર્મબધની સરખાવટ નથી, તો પછી અત્રે મોક્ષના વિચારમા સાધનની વિચિત્રતા હોય તો પણ પરિણામે વિચિત્રતા ન માનવી, તે યુક્તિપ્રમાણ પણ નથી જો કે બાહ્ય સાધન વ્યવહારને અગે એકાતિક છે, છતા આત્માના પરિણામને અગે તેને એકાતિક માનવા જેટલી ભૂલ થાય, એ તો સમજી શકાય તેવુ નથી બીજા મુદ્દાની અપેક્ષાએ વિચારીએ તો વસ્ત્રાદિકનો સસર્ગ માત્ર જો ચારિત્રને રોકી મોહનો ક્ષય ન થવા દે અને તેથી કેવળજ્ઞાન ન થાય એમ માનવામા આવે, તો જેઓને કેવળજ્ઞાન થઇ ગયું તેવા પુરૂષોને પ્રાપ્ત થયેલા કેવળજ્ઞાનના નાશનો ભય ડગલે ને પગલે રહે, કારણ કે–તેવા કેવળજ્ઞાનીના શરીરને જો કોઇ મનુષ્ય વસ્ત્રાદિક લગાડી દે અથવા પવનાદિકથી ઉડીને લાગી જાય,

તો તે કેવળજ્ઞાનીને પણ પરિગ્રહનો આશ્રવ શરૂ થાય, ત્યારે પહેલાના આવેલા કેવળજ્ઞાનને જરૂર નષ્ટ થવું પડે અને એ વાત બનવી સર્વથા અસભવિત છે કારણકે-કેવળજ્ઞાન ક્ષાયિક ભાવનું હોવાથી તે સાદિ અનંત હોય, એટલે નાશ પામવાનું હોય જ નહિ જ્યારે કેવળજ્ઞાનના અગે વસ્ત્રાદિકના સંસર્ગનો ભય સભવે જ નહિ અને જ્યારે કેવળજ્ઞાનીને આત્માની નિર્મળતા હોવાથી વસ્ત્રના સંસર્ગથી પરિગ્રહ સજ્ઞા ઉત્પન્ન થતી નથી અને ચારિત્રનો નાશ થતો નથી, તેવી રીતે બીજા ક્ષાયોપશમિક ભાવના જીવોને પણ મમતાની ઓછાશથી પરિગ્રહ સજ્ઞા અને કર્મબધની ઓછાશ માનવામા વાધો આવતો નથી અર્થાત્-ધર્મના સાધનની બુદ્ધિએ જેમ શિષ્ય, શિષ્યા, શરીર આહાર, સ્થાન, શ્રાવક કે શ્રાવિકા કર્મબધના કારણ થતા નથી, તેમ ધર્મસાધનને અગે વપરાતા વસ્ત્રાદિક ઉપકરણ હોય, તે પણ પરિગ્રહ કે કર્મબધના કારણ થાય જ નહિ

## શંકા સમાધાન પૂછવાનો નિષેધ નથી

ઉપરની હકીકત વિચારવાથી માલુમ પડશે કે-દ્રવ્યલિંગ પણ મોક્ષપ્રાપ્તિમા જરૂરનું છે, છતા તેમા શકા તો જરૂર રહેશે કે-જ્યારે મોક્ષ એ સમગ્ર કર્મોનો નાશ થવાથી થાય છે, આત્મસ્વરૂપને પ્રગટ કરવા રૂપ છે અને તે કેવળ આત્માના ઉચ્ચતર પરિણામનું જ સાધ્ય છે, તો પછી મોક્ષનો દ્રવ્યલિંગની સાથે સબધ શા માટે માનવો? જો કે-શાસ્ત્રકારોએ સ્વલિંગ સિદ્ધ નામનો ભેદ જણાવીને તથા લિંગદ્વારથી સિદ્ધોનો વિક૫ જણાવીને, મોક્ષને માટે લિંગ

જરૂરનુ છે એ નક્કી કરેલુ છે, તો પણ શાસ્ત્રવચનોને માત્ર તેના વક્તાના ગૌરવથી જ માનવા એવો એકાત નિયમ બાધ્યો નથી જો કે-વક્તાની વિશિષ્ટતાથી તેના વચનો નિર્દોષ હોય એમ શ્રદ્ધા થઇ શકે, પણ તે વચનોની વિશેષ ખાત્રી કરવા માટે યુક્તિઓનો આશ્રય લેવો અથવા તે માટે વકતાને પ્રશ્ન કરવો, તેનો જૈન શાસ્ત્રમા નિષેધ કરેલો નથી જ શ્રીમાન્ મહાવીરદેવ સરખા સર્વજ્ઞ અને વીતરાગ ભગવાન્ જ્યારે પદાર્થનું નિરૂપણ કરતા, ત્યારે પણ ભગવાન્ **ગૌતમસ્વામિ** કે જેઓ અદ્વિતીય શ્રદ્ધાવાન હતા, એટલુ જ નહિ પણ **શ્રીમાન્ મહાવીરદેવની** સાથે ઘણા ભવોથી પરિચયવાળા હતા, **"ચિરપરિચિત અને ચિરસસ્તુત"** હતા, છતા તેઓ શ્રીમાન્ મહાવીર દેવને બધી પર્ષદા વચ્ચે પણ પૂછી શકતા હતા કે-**"આપે જણાવેલી વાત જો કે શ્રદ્ધેય છે, તો પણ કયા હેતુથી કહેવામા આવેલી છે, તે મને સમજાવવાની કૃપા કરશો"** દ્વાદશાગીના પ્રણેતા ગૌતમસ્વામિ મહારાજ જ્યારે ખૂદ ભગવાનની પ્રરૂપણા વખતે પ્રશ્ન કરી શકતા હતા, ત્યારે વર્ત્તમાન કાળમા પણ આગમની શ્રદ્ધા પૂર્વક તેમા કથન કરાયેલા પદાર્થોને સ્પષ્ટપણે જાણવા માટે હેતુ કે યુક્તિની ગવેષણા કરવામા આવે તો તેને અયોગ્ય કહેવાય જ કેમ? હેતુ જાણવાની છૂટ છે, તો પછી મોક્ષપ્રાપ્તિને અગે દ્રવ્યલિંગનું નિયતપણું શાથી થયેલુ છે, તેના કારણો જાણવા તે અસ્થાને નથી

દ્રવ્યલિંગ અને ભાવલિંગ બન્નેની સરખી જ જરૂર છે

પ્રથમ એ જાણવાની જરૂર છે કે-મહાવ્રત અગિકાર

બાહ્ય ત્યાગનું ફળ પણ મહાન્ છે

એક ભવથી બીજા ભવમા જતી વખતે ઉત્તમ ગતિની પ્રાપ્તિની સાથે પણ દ્રવ્યલિંગને ઘણો જ સબધ છે ચાહે તેવો ઉત્તમ ભાવનાવાળો અને શ્રાવકપણાની ઉત્કૃષ્ટ ક્રિયા કરનારો ગૃહસ્થલિંગમા રહેલો શ્રાવક મરણ પામે તો અચ્યુત નામના બારમા દેવલોકથી આગળ ઉંચી ગતિમા જઈ શકે જ નહિ, પણ સાધુપણાના વેષને ધારણ કરનારો મિથ્યાદૃષ્ટિ અથવા અભવ્ય પણ હોય, તે છતા તે નવ ગ્રૈવેયક સુધી જઈ શકે છે આવી રીતે સાધુલિંગની મહત્તા શાસ્ત્રકારોએ જણાવેલી છે, તેને જાણીને કયો વિચક્ષણ માણસ સાધુના દ્રવ્યલિંગની કિંમત નહિ સમજે ? શ્રાવકપણાની ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ભાવના ને પ્રવૃત્તિથી જે ફળ ન નીપજે, તે ફળ સાધુપણાના કેવળ વેષને લીધે જ મિથ્યાદૃષ્ટિ અને અભવ્ય પણ પ્રાપ્ત કરે છે સસારનો બાહ્ય ત્યાગ અને સાધુલિંગની મહત્તા માટે આથી અધિક કયા દ્રષ્ટાંતની જરૂર છે? આ ઉપરથી દ્રવ્યલિંગ જ સાધુતાનું પ્રથમ પગથીઉ અનેક રીતિએ સાબીત થાય છે

*        *        *

જો કે આ ગ્રથ દીક્ષા પ્રકરણને અગે જ છે, તોપણ તેને અગે પૂર્વે જણાવેલી હકીકતો, જેવી કે–ગુરૂતત્ત્વની જરૂર, શાસ્ત્રોની પ્રમાણિકતા, બાહ્ય વેષની જરૂર, આરભ પરિગ્રહના ત્યાગની જરૂર, તેમજ સાધુપણાના દ્રવ્યલિંગને અગે પણ શાસ્ત્રકારોએ કહેલા ફાયદા, વિગેરે પ્રસગોપાત દીક્ષાના સ્વરૂપને જાણવાની જિજ્ઞાસાવાળાને ઉપયોગી હોવાથી જણાવેલ છે

*        *        *

બાલદીક્ષાનું સ્વરૂપ-

હવે કેટલાકો તરફથી એમ કહેવામા આવે છે કે—

"જે મનુષ્યો નાની ઉંમરમા દીક્ષા લે તેઓ પાછળથી પતિત થઇ જાય, તો તેનો દોષ દીક્ષા ન લેવાવાળાને લાગતા દોષ કરતા વધારે હોય છે, કેમકે-વૃદ્ધો પણ એમ કહે છે કે-"વ્રત ન લે તે પાપી, અને વ્રત લઈને ભાગે તે મહા પાપી"-એટલે તે બાળપણમા દીક્ષા લઇને આગળ ઉપર ભવિષ્યમા દીક્ષાને ભાગનારો થાય, તો તે દીક્ષા ન લેનારા કરતા મહા પાપનું ભાજન બને, માટે તેવા બાળકને દીક્ષા ન આપવી તેજ યોગ્ય છે, અને તેમ છતા તેવા બાળકને જે દીક્ષા આપે તે અયોગ્ય રીતે દીક્ષા આપનારા છે, એમ કેમ ન કહેવાય?"

*

આવી રીતે કેટલાકોનું કહેવુ થાય છે, પણ તે કથન શાસ્ત્રીય વિચારોથી કોઇપણ પ્રકારે સમત થતું નથી પ્રથમ તો બાળપણમા દીક્ષા લેનારા બધા પતિત જ થાય છે, એ માનવુ ભૂલભરેલુ છે એવી માન્યતા રાખવામા આવે, તો આપણા શાસનમા અખડ બ્રહ્મચારી કોઇ હોતો જ નથી, એમ માનવુ પડે, એટલુ જ નહિ પણ જગતના મોહમય સસ્કારોથી દૂર રહેલો મનુષ્ય પણ પવિત્ર જીવન ગાળે જ નહિ, એમ આપણે માનવું પડશે, અને તે માન્યતા શાસ્ત્ર અને અનુભવના આધારે સત્ય સાબીત થઈ શકે તેમ છે જ નહિ આપણે એમ કદિ જ નહિ કહી શકીશુ કે-૧૮ વર્ષની ઉંમર પછી જેણે જેણે દીક્ષા લીધી છે, અગર

ઉદયથી બાધિત નહિ જ થાય, એમ કહી જ શકાય નહિ, અને જ્યારે નવમા ગુણસ્થાનકે જ વેદનો સર્વથા ક્ષય કે ઉપશમ થાય છે, ત્યારે જ તે જીવને વેદનો ઉદય નડશે નહિ, એમ નક્કી કહી શકાય, ત્યારે ભવિષ્યના પતનના સભવની અપેક્ષાએ ચારિત્ર આપવુ યોગ્ય ન હોય, એમ ગણીએ તો નવમા ગુણસ્થાનક (એક જાતિના આત્માના ઉચ્ચ અધ્યવસાયો)ની પ્રાપ્તિ વિનાના કોઇપણ જીવને ચારિત્ર આપી શકાય નહિ, અને નવમા ગુણસ્થાનકની પ્રાપ્તિ કોઇ દિવસ પણ ચારિત્ર લીધા શિવાય થતી નથી આ વાત જણાવી શાસ્ત્રકારો સ્પષ્ટપણે જણાવે છે કે–

**"ભવિષ્યના પતનની સભાવનાથી, વર્ત્તમાનમા ચારિત્રની યોગ્યતા હોય છતા પણ ચારિત્ર ન આપવુ, તે અયોગ્ય જ છે."**

આ વાત પચવસ્તુમા શ્રીમાન્ **હરિભદ્રસૂરીશ્વરજી**એ સ્પષ્ટપણે જણાવી છે, તેમજ જે ભવિષ્યમા પરિવ્રાજકપણુ આદરીને સાધુપણાથી વિમુખ થવાના હતા, તેવા મરિચીને **શ્રીમાન્ ઋષભદેવજી** મહારાજે કેવળી અવસ્થામા હતા છતા દીક્ષા આપી છે ભગવાન્ **શ્રી ઋષભદેવજી** સાથે જે ચાર હજાર મનુષ્યોએ દીક્ષા લીધી હતી, તેમાથી એક પણ મનુષ્ય બાર મહિના જતા સાધુપણામા રહ્યો નહિ, છતા ભગવાને તેઓને દીક્ષા લેતા રોકયા નહિ, તેમજ તે ચાર હજાર મનુષ્યની કે **મરિચી**ની દીક્ષાના ભગનુ પાપ **ઋષભદેવજી**ને પણ લાગ્યુ,

એમ કોઇ ઠેકાણે શાસ્ત્રકારે કહ્યું નથી તેવી જ રીતે શ્રી નંદીષેણજીને ચારિત્રથી પતિત થવાનું છે, એમ દેવતાએ સાક્ષાત્ થઇને જણાવ્યું, છતા તે દેવતાની દરકાર નહિ કરીને શ્રી નંદીષેણજી ભગવાન્ મહાવીરદેવ પાસે દીક્ષા લેવા આવ્યા અને તે વખતે ભગવાને શ્રીમુખે નંદીષેણજીને મોહના ઉદયની પ્રબલતા ભવિષ્યમા થવાની જણાવી, છતા શ્રી નંદીષેણજીના પરિણામ તે વખતે ચારિત્ર લેવામા જ મજબૂત રહ્યા, તેથી ખુદ ભગવાને પણ તે નંદીષેણજીને દીક્ષા આપી આ વાત વિચારનારાઓ જો મધ્યસ્થ દૃષ્ટિ રાખશે, તો કોઇ દિવસ પણ એમ નહિ કહી શકે કે–ભવિષ્યમા થનારા પતનની સભાવનાથી ચારિત્ર દેવું લાયક નથી અથવા તો તેવા પતનની સભાવના છતા પણ ચારિત્ર દેનારા દોષિત ગણાય.

આ સ્થળે કોઈ એમ કહે કે–

"તે જ્ઞાની પુરૂષો જેવી રીતે તેના ચારિત્રના પતનને જાણતા હતા, તેવીજ રીતે તે પતિત થએલાઓનો ઉદ્ધાર પણ જાણતા હતા, પણ આજકાલ તેવું જ્ઞાન ન હોવાથી જ્યા ચારિત્રના પતનની સભાવના હોય, ત્યા દીક્ષાની પ્રવૃત્તિ જ બધ કરવી તેજ લાયક છે"

*

આ વચન કહેવુ તે વદતો વ્યાઘાત કરનારૂ છે, કારણ કે– જ્યારે કેવળજ્ઞાનીઓની દૃષ્ટિથી એ વાત નક્કી થઇ કે–ચારિત્રને ગ્રહણ કરનારો મનુષ્ય ચારિત્રથી પતિત થઇને પણ પાછળથી

પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે છે, અને તે પહેલા ગ્રહણ કરેલ ચારિત્રના પ્રતાપે જ કરે છે, તો પછી આજકાલના છદ્મસ્થ જીવો પણ તે કેવળજ્ઞાનીની દ્રષ્ટિના આધારે પ્રવૃત્તિ કરે, તેમા આશ્ચર્ય કે ખોટુ શું ? છદ્મસ્થ જીવોને તો કેવળી ભગવાનના સિદ્ધાત અને દૃષ્ટાતના આધારે જ વર્તવાનું હોય છે, જ્યારે કેવળી મહારાજાઓ ચારિત્રના પ્રતિપાત ( પડવા )ને નક્કી જાણ્યા છતા ચારિત્ર આપે છે, તો પછી શ્રુતજ્ઞાનને આધારે પ્રવર્તનારા આત્માઓ ભવિષ્યમા થવાના પતન માત્રની સભાવનાથી વર્ત્તમાનમા યોગ્ય દેખાતા પુરૂષને પણ ચારિત્ર ન આપે, એમ કહેવું તે કેમ યોગ્ય ગણાય ? છદ્મસ્થની અપેક્ષાએ તો શાસ્ત્રકારો જણાવે છે કે–ક્ષાયોપશમિક ભાવમા જે ક્રિયા કરવામા આવે છે તે ક્રિયા, તે જીવનું તે ક્ષાયોપશમિક ભાવથી પતન થયા છતા પણ, ભવિષ્યમા તેને ચઢીયાતી દશાને જ આપનાર થાય છે શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી અષ્ટકજીમા સ્પષ્ટપણે જણાવે છે કે–' જે મનુષ્ય મોક્ષની સાધ્યતા માટે જિનેશ્વર મહારાજે આ કહેલુ છે, એમ શુદ્ધ બુદ્ધિ રાખીને વ્રત અગિકાર કરે છે, તે મનુષ્યને તે વ્રત કદાચિત્ કર્મની પ્રબલતાથી તુટી જાય અગર તે વ્રત દ્રવ્યથી જ લીધુ હોય અને તેમાથી પણ તે પડી જાય, તો પણ તેનું તે પ્રથમ દ્રવ્યથી આચરેલુ વ્રત ભવિષ્યમા ભાવવ્રતનું કારણ બને છે ' આ વાત સ્પષ્ટ રીતે જાણનારો અને માનનારો કોઇપણ મનુષ્ય ભવિષ્યમા પતનની સભાવના માત્રથી વર્ત્તમાનમા યોગ્યતા છતા પણ લેવાતી દીક્ષાને અયોગ્ય કહી શકે જ નહિ

એમ કોઇ ઠેકાણે શાસ્ત્રકારે કહ્યું નથી તેવી જ રીતે શ્રી નંદીષેણજીને ચારિત્રથી પતિત થવાનું છે, એમ દેવતાએ સાક્ષાત્ થઇને જણાવ્યું, છતા તે દેવતા ની દરકાર નહિ કરીને શ્રી નંદીષેણજી, ભગવાન્ મહાવીરદેવ પાસે દીક્ષા લેવા આવ્યા અને તે વખતે ભગવાને શ્રીમુખે નંદીષેણજીને મોહના ઉદયની પ્રબલતા ભવિષ્યમા થવાની જણાવી, છતા શ્રી નંદી ષેણજીના પરિણામ તે વખતે ચારિત્ર લેવામા જ મજબૂત રહ્યા, તેથી ખૂદ ભગવાને પણ તે નંદીષેણજીને દીક્ષા આપી આ વાત વિચારનારાઓ જો મધ્યસ્થ દૃષ્ટિ રાખશે, તો કોઇ દિવસ પણ એમ નહિ કહી શકે કે–ભવિષ્યમા થનારા પતન ની સભાવનાથી ચારિત્ર દેવું લાયક નથી અથવા તો તેવા પતનની સભાવના છતા પણ ચારિત્ર દેનારા દોષિત ગણાય.

આ સ્થળે કોઈ એમ કહે કે–

"તે જ્ઞાની પુરૂષો જેવી રીતે તેના ચારિત્રના પતનને જાણતા હતા, તેવીજ રીતે તે પતિત થએલાઓનો ઉદ્ધાર પણ જાણતા હતા, પણ આજકાલ તેવુ જ્ઞાન ન હોવાથી જ્યા ચારિત્રના પતનની સભાવના હોય, ત્યા દીક્ષાની પ્રવૃત્તિ જ બધ કરવી તેજ લાયક છે "

*

આ વચન કહેવું તે વદતો વ્યાઘાત કરનારૂ છે, કારણ કે–જ્યારે કેવળજ્ઞાનીઓની દ્રષ્ટિથી એ વાત નક્કી થઇ કે–ચારિત્રને ગ્રહણ કરનારો મનુષ્ય ચારિત્રથી પતિત થઇને પણ પાછળથી

જણાવેલ વાકય-"**વ્રત લે નહિ તે પાપી અને લઇને ભાગે તે મહાપાપી**"-**તે વ્રત લેતા પહેલા કોઇએ તે વાકય વિચારવા કે કહેવા લાયક જ નથી,** કેમકે-તેથી તો કોઇપણ ભવિષ્યમા ન પડવાવાળો હોય તે જીવ પણ શકિત થાય અને વ્રતને આદરી શકે જ નહિ, પણ તે વાકય વ્રત લીધા પછી તે વ્રતના પાલનમા સતત ઉદ્યત રહેવા માટે જરૂર વિચારવા અને કહેવા લાયક છે, કારણ કે-તેમ કરવાથી વ્રતવાળો મનુષ્ય પોતાના વ્રતને પ્રતિદિન ઉજ્વળ બનાવશે અને તેમા મલીનતાને લેશ પણ આવવા દેશે નહિ આ હકીકતને વાસ્તવિક રીતે સમજવાવાળો મનુષ્ય કોઈપણ દિવસ એમ નહિ કહી શકે કે-'ભવિષ્યમા પતન થવાના ભયમાત્રથી વર્તમાનમા નાની કે મોટી ઉંમરની દીક્ષા આપવી તે અયોગ્ય કહેવાય'

<u>દીક્ષા લેવામા કેટલા જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે ?</u>

હવે બાળદીક્ષા માટે બીજી શકા એ કરવામા આવે છે કે—

"દીક્ષા લેવામા મૂખ્યતાએ જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે ` શાસ્ત્રકારો પણ, દીક્ષા એ વૈરાગ્ય અને જ્ઞાનમલક ી જોઈયે, એમ કહે છે અને તે વૈરાગ્ય અને વર્ષ જેવી નાની ઉંમરમા માત્ર કોઇક જ તેથી સર્વે સાધારણ રીતે આઠ કે નવ માટે લાયક ગણાય નહિ"

## વ્રત ન લે તે પાપી અને વ્રત લઈને ભાગે તે મહાપાપી– એ વાકયની સાચી સમજણ

હવે આગળ કહ્યુ કે–'વૃદ્ધો એમ કહે છે કે, **વ્રત ન લે તે પાપી અને લઈને ભાગે તે મહાપાપી કહેવાય**'–આ કહેલુ તે પણ સમજણ વગરનું જ છે જો વ્રત લઈને ભાગનારા કરતા વ્રતને ન લેનારા જ સારા ગણાતા હોત, તો આ જગતમા વ્રત વિનાના જીવોનો કાઈ પાર નથી અને તેથી તે બધા મોક્ષે ચા-યા જાત વળી અનાદિ નિગોદના જીવોએ તો કોઇ દિવસ વ્રત લીધુ નથી તેમ ભાગ્યું પણ નથી, માટે તેઓને તો આટલો બધો કાળ નકામુ જ રખડવાનું થાય છે, પણ સમજવાની જરૂર છે કે–એક અતર્મુહૂર્ત જેટલો વખત પણ થયેલા શુભ પરિણામ જીવને સસાર સમુદ્રથી તારી દે છે યાવત્–તે જીવ જો નિગોદમા ઉતરી ગયો હોય, તો પણ તેને ત્યાથી ઉંચા આવવામા અને યાવત્ મોક્ષપ્રાપ્તિમા પણ તેજ અતર્મુહૂર્તના પરિણામ કારણભૂત બને છે અને તેજ કારણથી ભગવાન્ **મહાવીરદેવે શ્રી ગૌતમસ્વામીજી**ને મોકલીને તે ખેડુતને દીક્ષા આપી, કે જે ખેડુત શ્રી **મહાવીરદેવ**ની પાસે આવતાની સાથે તેમને જોતા જ તેજ દિવસે દીક્ષા મૂકીને ચાલ્યો ગયો આવા પતિત પરિણામવાળાને દીક્ષા અપાવવા માટે જ્યારે **મહાવીરદેવ** સરખા કેવળજ્ઞાની શ્રીમાન્ **ગૌતમસ્વામીજી** જેવાને મોકલે, તો પછી આજકાલના કેટલાકો સાધુઓને અગે જે ટીકા કરે છે, તે કેટલી બધી અજ્ઞાનતા અને વિરૂદ્ધતા સૂચવે છે, તે વાચકો પોતાની મેળે જ સમજી લેશે ઉપર

જણાવેલ વાકય-"**વ્રત લે નહિ તે પાપી અને લઇને ભાગે તે મહાપાપી"-તે વ્રત લેતા પહેલા કોઇએ તે વાકય વિચારવા કે કહેવા લાયક જ નથી,** કેમકે-તેથી તો કોઇપણ ભવિષ્યમા ન પડવાવાળો હોય તે જીવ પણ શકિત થાય અને વ્રતને આદરી શકે જ નહિ, પણ તે વાકય વ્રત લીધા પછી તે વ્રતના પાલનમા સતત્ ઉદ્યત રહેવા માટે જરૂર વિચારવા અને કહેવા લાયક છે, કારણ કે-તેમ કરવાથી વ્રતવાળો મનુષ્ય પોતાના વ્રતને પ્રતિદિન ઉજ્વળ બનાવશે અને તેમા મલીનતાને લેશ પણ આવવા દેશે નહિ આ હકીકતને વાસ્તવિક રીતે સમજવાવાળો મનુષ્ય કોઈપણ દિવસ એમ નહિ કહી શકે કે-'ભવિષ્યમા પતન થવાના ભયમાત્રથી વર્ત્તમાનમા નાની કે મોટી ઉંમરની દીક્ષા આપવી તે અયોગ્ય કહેવાય'

<u>દીક્ષા લેવામા કેટલા જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે ?</u>

હવે બાળદીક્ષા માટે બીજી શકા એ કરવામા આવે છે કે—

"દીક્ષા લેવામા મૂખ્યતાએ જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે અને શાસ્ત્રકારો પણ, દીક્ષા એ વૈરાગ્ય અને જ્ઞાનમૂલક જ હોવી જોઈયે, એમ કહે છે અને તે વૈરાગ્ય અને જ્ઞાન નવ વર્ષ જેવી નાની ઉંમરમા માત્ર કોઇક જ જીવને બની શકે તેથી સર્વ સાધારણ રીતે આઠ કે નવ વર્ષની ઉંમર દીક્ષા માટે લાયક ગણાય નહિ"

આ કથન વગર સમજણનું છે, કારણ કે-જે બાળક કે યુવાન આદિ દીક્ષા લેવા તૈયાર થાય છે, તેને એટલુ જ્ઞાન તે જરૂર હોય છે કે—"**આત્માનુ કલ્યાણ અને મોક્ષની પ્રાપ્તિ,** તે આ જિનેશ્વર ભગવાને કહેલી દીક્ષાથી જ બને છે તેમજ સંસારમા રહેનારા જીવોને પૃથ્વીકાય (માટી, મીઠુ વિગેરે), અપ્કાય (પાણી, બરફ વિગેરે), તેઉકાય (અગ્નિ વિગેરે), વાઉકાય (પવન વિગેરે), વનસ્પતિકાય (પત્ર, પુષ્પ, ફળ વિગેરે) અને ત્રસકાય (કીડી, મકોડી, જુ, માકણ વિગેરે) જીવોની ડગલે ને પગલે હિંસા થાય છે અને તેના ફળ તરીકે નરક અને નિગોદની ગતિઓમા રખડવુ પડે છે, માટે મારે તે આ રબાદિક(હિંસા વિગેરે)નો ત્યાગ કરવો જ જોઇએ તથા **આ સંસારમા માતા, પિતા, ભાઈ, સ્ત્રી વિગેરે સ્વાર્થના જ** સગા છે અને દરેક જીવ પોતાના કરેલ કર્મ પ્રમાણે જ સુખ દુ ખ અનુભવે છે"—આટલા જ્ઞાનને દીક્ષાનું મૂળ જ્ઞાન કહેવામા કોઇ પણ જાતની અડચણ નથી ઉપાધ્યાય શ્રીમાન્ **યશોવિજયજી** મહારાજ તો એક "**નિર્વાણ પદનુ જ્ઞાન**" એટલે કે–"**આત્માના રાગદ્વેષો ટળે અને મોક્ષપ્રાપ્તિ થાય**" એટલા જ જ્ઞાનને ઉત્કૃષ્ટ જ્ઞાન કહે છે અને તેની તરફ પ્રવૃત્તિવાળાને વધારે જ્ઞાન હોવાની કાંઇપણ આવશ્યકતા નથી, એમ સ્પષ્ટપણે જણાવે છે અને તેવી જ રીતે **માષતુષ** નામના સાધુને પણ એક કરેમિ ભંતેના સૂત્ર જેટલુ પણ જ્ઞાન નહોતુ, એટલુ જ નહિ પણ તે સામાયિક સૂત્રના સારરૂપે '**મા રૂષ અને મા તુષ**' એટલુ માત્ર આપેલુ પદ

તેમને મ્હોઢે ચઢયું નહોતુ, પણ તે 'મા રૂપ–મા તુષ' માત્ર પદમાથી પણ 'રૂ' અને 'મા' અક્ષરોને ભૂલી જઈ, માત્ર **'માષતુષ'** એમ ગોખવા લાગી ગયા હતા અને તે **'માષતુષ'** પદ ગોખતા પણ એટલો બધો ટાઇમ ગયો કે– છોકરાઓએ તે સાધુનું **'માષતુષ'** એવુ નામ સ્થાપન કર્યું તે છતા પણ તે **માષતુષ** સાધુને તે **'માષતુષ'** પદ પણ ભૂલી જવાતુ હતુ અને છોકરાઓ જ્યારે પરસ્પર વાતો કરતા હતા કે–**માષતુષ** સાધુ મૌન બેઠા છે, ત્યારે તે પદ તેમના સ્મરણમા આવતુ અને તે સભાળનાર છોકરાઓનો આભાર માની, ફરી **'માષતુષ'** શબ્દને ગોખવા લાગતા હતા. આવા અલ્પજ્ઞાનવાળા સાધુને પણ શ્રીમાન્ **હરિભદ્રસૂરીશ્વરજી** અને શ્રી **અભયદેવસૂરિજી** મહારાજે શુદ્ધ સાધુપણાના ધારક અને આરાધક ગણાવ્યા છે, તો પછી આઠ નવ વર્ષના બાળકને જ્ઞાન હોતુ નથી કે વૈરાગ્ય હોતો નથી, તે કહેવુ તે કેવળ અણસમજભર્યું છે મૂળ સૂત્રકારે પણ શ્રી **ભગવતીજી** વિગેરેમા પણ, ચારિત્રવાળાને જ્ઞાનની જઘન્ય હદ–અષ્ટ પ્રવચનમાતાનું જ્ઞાન થાય, તેટલી જ રાખે છે **આવશ્યક** વૃત્તિકાર સામાયિકના જ્ઞાનને જ અષ્ટ પ્રવચન માતાનું જ્ઞાન કહે છે તો પછી સામાયિકને પણ ન જાણતો હોય એવો બાળક દીક્ષા લેવા તૈયાર થયો હોય, એવુ કયા દેખ્યું યા સાભળ્યું, કે જેથી આઠ–નવ વર્ષના બાળકની દીક્ષાને અયોગ્ય ગણાય?

<u>બાળદીક્ષિતમા કયુ જ્ઞાન હોય છે?</u>

કેટલાક તરફથી એમ કહેવામા આવે છે કે—

"તે આઠ, નવ વર્ષના બાળકને વિષય એ શું ચીજ છે,

વિષયનો ત્યાગ એ શું ચીજ છે, મોક્ષ શું, દીક્ષા શું, સાધુપણું કેમ પાળવુ, સાધુપણામા શું કરવું, એ વિગેરે કાંઇપણ જ્ઞાન હોતું નથી, માટે બાળકને દીક્ષા આપવી તે અયોગ્ય જ છે ”

*

આવી રીતે કહેનારાઓએ ધ્યાનમા રાખવાનું છે કે-વિષયોનું સ્વરૂપ ન જાણ્યું હોય તો પણ, તેનો ત્યાગ જો સમજાવવામા આવે, તો પાણી પહેલા પાળ બાધવાની માફક હમેશા ઉચિત જ છે શાસ્ત્રકારો પણ વ્યાકરણની અપેક્ષાએ 'અપાય' બે પ્રકારના જણાવે છે એક અપાય એવો હોય છે કે-જે વસ્તુનો શરીરની સાથે સબધ થયેલો હોય અને પછી તે વસ્તુથી દૂર થવુ, એનું નામ 'કાય-સંસર્ગપૂર્વક અપાય' કહેવાય જેમ કોઈ મનુષ્ય માસ વિગેરે ભક્ષણ કરતો હોય, દારૂ પીતો હોય, પચેન્દ્રિયાદિ ત્રસ જીવોની હિંસા કરતો હોય અને પછી સદ્‌ગુરૂના યોગે કે પોતાની મેળે સન્માર્ગને પામી તેનાથી વિરમી જાય, તો તે અધર્મથી અટકે છે, એને 'અપાદાનકારક' કહેવામા આવે છે, તેવી જ રીતે જે મનુષ્ય અધર્મમા પ્રવર્તેલો ન હોય, છતા પણ સદ્‌ગુરૂના ઉપદેશથી કે પોતાની મેળે અધર્મથી વિરમે, તો પણ ત્યા અપાદાનકારક જ કહેવામા આવે છે આ બીજા અપાદાનકારકની અપેક્ષાએ જ ત્રસ જીવોની હિંસા નહિ કરનારા જીવો પણ ત્રસ જીવોની હિંસાના વિરમણના, જૂઠું નહિ બોલનારા પણ મૃષાવાદ-વિરમણના, ચોરી નહિ કરનારા છતા અદત્તાદાન-વિરમણના અને મૈથુનની છાયાએ નહિ ગયેલા

જીવો મૈથુનના વિરમણના નિયમો લઈ શકે છે, તેમ જ જેઓ આજન્મ દરિદ્ર હોય અને જેની પાસે એક કોડી સરખી પણ ન હોય, તે પણ પરિગ્રહથી વિરમવાનું વ્રત અંગિકાર કરી શકે છે અર્થાત્–વિષયોનો ભોગ પહેલો હોવો જ જોઇયે, એવો કોઈ નિયમ નથી

સ્ત્રીઓને કે જાનવરોને અડાય નહિ

વળી ' સાધુથી સ્ત્રીઓને કે જાનવરોને અડાય નહિ '– એટલું જ્ઞાન પણ જેને ન હોય, એવો તો કોઇ પણ બાળક દીક્ષા લેતો જ નથી અને જ્યારે સ્ત્રીઓને કે જાનવરોને અડકવાથી પણ દૂર રહેવું જોઈએ એવું જ્ઞાન થયેલું છે, ત્યારે તે જીવને તે સબંધી વિશેષ જ્ઞાન ન હોય તે કોઇપણ પ્રકારે નુકશાનકારક નથી જ, બલ્કે વિશેષે ફાયદાકારક છે એવું તો કોઇ નહિ જ કહી શકે કે–'જે સ્ત્રીને કે પુરૂષને અન્ય પુરૂષના કે અન્ય સ્ત્રીના સમાગમનો પરિચય ન હોય, તો તે સતીપણાને કે વ્રતને પાળવાને લાયક જ ન થાય, તેવી જ રીતે જે પુરૂષ કે સ્ત્રી પરિણીત અવસ્થામાં ન આવેલ હોય અને તેથી સંસારવાસનાનો અનુભવ ન હોય, તો તેટલા માત્રથી તે સ્ત્રી કે પુરૂષ બ્રહ્મચર્યનો નિયમ ન લઈ શકે, એમ કોઈ પણ બુદ્ધિમાન પુરૂષ કહી શકે કે માની શકે નહિ આ હકીકત આબાલગોપાલમાં પ્રસિદ્ધ અને સત્ય તરીકે મનાયેલી છે તો પછી જે બાળક વિષય શું છે તે અનુભવથી ન જાણતો હોય, તેટલા માત્રથી તે વિષયનો ત્યાગ ન કરી શકે, એમ કહેવું કે માનવું તે વિચારશક્તિના અભાવનું જ પરિણામ ગણાય.

## પ્રત્યક્ષ વાત

વળી જૈન સાધુઓની દીક્ષાનું સ્વરૂપ જૈનના ચાર ચાર, પાચ પાચ વર્ષના બાળકો પણ જૈનકુળના પ્રતાપે સમજી શકે છે, અને તેથી જ નાના છોકરાઓ પણ સામાયિકમા બેઠા હોય ત્યારે, પોતાની મા અને બ્હેનને પણ અડતા નથી તેમજ કોઇપણ તેવો નાનો છોકરો સાધ્વીને અડકવા જતો નથી, પણ દૂરથી જ નમસ્કાર કરે છે અને તેવી છોકરી પણ સાધુને નહિ અડક્તા દૂરથી જ નમસ્કાર કરે છે તેવી જ રીતે નાના નાના બચ્ચાઓને પણ જૈનકુળના સસ્કારથી સ્પષ્ટપણે માલૂમ હોય છે કે-' સાધુઓ પૈસા રાખે નહિ, રાત્રીએ ચૌવિહાર (ચારે આહાર)ના પચ્ચખાણ હમેશા રાખવા પડે, ગાડીમા કે ઘોડાપર બેસાય નહિ, પગે ચાલી નેજ જવુ પડે, સ્ત્રીને અડકાય પણ નહિ, હજામત કરાવાય નહિ, પણ દાઢી-મૂછ કે માથાના વાળ વધ્યા હોય તેનો લોચ જ કરાવવો પડે '-આ વિગેરે વાતો જ્યારે જૈનકુળના મહિમાથી જ તેના જાણવામા આવેલી છે અને તેમ જાણ્યા છતા તેવા વર્તનવાળી દીક્ષા લેવા તૈયાર થાય, તો તે છોકરો સાધુપણાને કે દીક્ષાને નથી સમજતો, એમ કેમ કહી શકાય ? અહી કહેવામા આવે કે-" તે બાળકનું જ્ઞાન તદ્દન પોપટીયું જ્ઞાન છે પણ અનુભવવાળુ તે જ્ઞાન નથી "-તો એવુ કહેવુ પણ અયોગ્ય જ છે, કારણ કે-આઠ વર્ષ કે તેથી બે ચાર વર્ષ વધારેની ઉંમરના બાળસાધુઓ વિદ્યમાન શાસનમા મૌજૂદ છે, અને તેઓ સાધુના આચાર પ્રમાણે વર્તે છે તથા આચારનું જ્ઞાન ધરાવે છે તે છતા પ્રત્યક્ષ વાતને ન માનવી અને માત્ર કલ્પનાના ઘોડા દોડાવાય, તે ડહાપણ ન ગણાય

સાધ્ય વિનાની દીક્ષા પણ હિતકારી છે!

અહીં કોઈ એમ કહી શકે કે–

" જૈનકુળના પ્રભાવથી જૈનના બાળકોમા સાધુપણાનું સ્વરૂપ જાણવામા આવે, અને તેવા બાળકો સાધુપણું લઈને પ્રથમના ખરાબ સસ્કારો ન હોવાથી, તેમજ ઉત્તમ સસ્કારવાળાઓના સમર્ગથી સાધુપણાનું પાલન કરે અને તેટલા માત્રથી તેવા બાળકો સાધન-સપન્ન થયા એમ ગણી શકીએ, તો પણ તે દીક્ષાનું સાધ્ય જે મોક્ષ છે, તેને તો તે સમજી શકે જ નહિ તેથી આઠ, નવ વર્ષની નાની ઉમરનો બાળક સ્વર્ગ, કે જે દીક્ષાના સાધ્યફળ તરીકે નથી પણ કેવળ પ્રાપ્ય (મળી આવતા) ફળ તરીકે છે, તેને પણ સમજી શકતો નથી, તો પછી જે બાળકને પ્રાપ્યનું જ્ઞાન નથી, તેવા બાળકને સાધ્યનું તો જ્ઞાન હોય જ ક્યાથી ? અને સાધ્ય કે પ્રાપ્ય ફળના જ્ઞાન સિવાય કરેલી સાધનસપન્નતા, એટલે કે-સર્વ સાધુના આચારનું પાલન તે વ્યર્થ છે, જેમ જે બાણાવલીને વિંધવાની વસ્તુનું ભાન નથી, તે બાણાવલીના હાથમા ચાહે તેટલુ મજબૂત ધનુષ્ય અને બાણ આવેલા હોય, તેટલા માત્રથી વેધ્ય વસ્તુ વિંધી શકાતી નથી, તેમ અહિં પણ સાધ્યના જ્ઞાન સિવાયની દીક્ષા તે બાળક સારી રીતે પાળી પણ શકે, તો પણ દીક્ષાથી સાધ્ય એવા મોક્ષને તે જાણતો ન હોવાથી, તે મોક્ષને મેળવી શકે નહિ અને તેથી તે સાધ્ય વિનાની દીક્ષા અયોગ્ય જ ગણાય "

આવી રીતનું કથન સર્વથા અયોગ્ય છે, કારણ કે-પ્રથમ તો દીક્ષા લેનાર ભવ્ય જીવ ભલે નાની ઉંમરનો બાળક હોય, તો પણ 'આત્માના કલ્યાણ અને મોક્ષને માટે હું આ દીક્ષા લઉં છું'-એમ તો જરૂર સમજી શકે છે મોક્ષનું સામાન્ય માત્રથી જ્ઞાન થવામાં નવ વર્ષની ઉંમર અયોગ્ય જ છે, એમ કહી શકાય જ નહિ અત્યારે જૈન કોમમાં પ્રત્યક્ષપણે પણ ઘણાએ નવ વર્ષના છોકરા અને છોકરીઓ 'જીવવિચાર' અને 'નવતત્ત્વ'ને ભણનારા અને જાણનારા દેખી શકીએ છીએ, તો આવું પ્રત્યક્ષ છતાં પણ **'નવ વર્ષની ઉંમરવાળો બાળક મોક્ષના સામાન્ય જ્ઞાનને પામી શકે જ નહિ'**-એમ કેમ કહી શકાય? છતાં કદાચ તેઓના કહેવા ઉપરથી જો એમ માની લઈએ કે-તેવા નાના બાળકને મોક્ષ પદાર્થ સંબંધી જ્ઞાન નથી હોતું, તો પણ દીક્ષા મોક્ષનું કારણ હોવાથી તે જીવને મોક્ષ તરફ જરૂર પ્રયાણ કરાવશે, કારણ કે-ભાગવતી દીક્ષા મોક્ષને માટે ત્યારે જ ન થાય, કે જ્યારે તે દીક્ષા પૌદ્ગલિક સુખની ઇચ્છાથી થતી હોય! પરંતુ જેના પરિણામ મલીન નથી, તેના ઉદયને માટે તો જરૂર જ થાય છે અને તેવી દીક્ષા જેવી રીતે અભવ્ય (મુક્તિને અયોગ્ય) જીવોએ અનંતી વખત લીધી, પરંતુ તે દીક્ષા લેતી વખત તેઓને મોક્ષની શ્રદ્ધા નહિ હોવાથી મોક્ષને માટે ન થઈ, પણ નવ ગ્રૈવેયક સુધીની સદ્ગતિ દેવા માટે તો તે દીક્ષા જરૂર સમર્થ થઈ, તેવી જ રીતે ભવ્ય (મોક્ષને યોગ્ય) જીવોને પણ મોક્ષ પદાર્થની શ્રદ્ધા થયા વગર, અનંતી વખત દીક્ષા બનેલી છે અને તેથી તે ભવ્ય જીવોને પણ મોક્ષની શ્રદ્ધા વિનાની દીક્ષાથી અનંત વખત નવ ગ્રૈવેયક

સુધીની સદ્ગતિ પ્રાપ્ત થયેલી છે ફરક માત્ર એટલો જ કે-અભવ્ય જીવોમા મોક્ષની લાયકાત ન જ હોય અને તેથી તે અનત વખત થયેલી દીક્ષા માત્ર દેવલોકાદિક પૌદ્ગલિક સુખો જ આપે છે, ત્યારે ભવ્ય જીવોમા મોક્ષ પામવાની લાયકાત હોવાથી, તેની અનત વખતની દેવલોકાદિની ઇચ્છાએ થએલી પણ દ્રવ્ય દીક્ષા, પરિણામે ભાવ દીક્ષાનું કારણ બને છે

<u>દ્રવ્ય દીક્ષા પણ આદરણીય જ છે</u>

અને તેથીજ ભગવાન્ **હરિભદ્રસૂરીશ્વરજી પચવસ્તુ** નામના ગ્રથમા જણાવે છે કે-' ભવિ જીવને અનત વખત થયેલો દીક્ષા જ ભાવ દીક્ષાનું કારણ બને છે અને તેથી જ તે પહેલાની અનત વખતની દીક્ષાઓ દ્રવ્ય દીક્ષા કહી શકાય છે કેમકે-શાસ્ત્રકારોએ દ્રવ્ય નિક્ષેપો તેને જ માનેલો છે કે-જે ભાવપણે પરિણમે અને તેટલા જ માટે દ્રવ્ય નિક્ષેપાનું લક્ષણ કરતા શાસ્ત્રકારો ભૂત અને ભવિષ્યના ભાવનું કારણ હોય તેને દ્રવ્ય કહે છે ' અર્થાત્-જે ભાવ દીક્ષાની પ્રાપ્તિ કોઇ પણ ભવમા થાય, તેના કારણ તરીકે પ્રથમની થયેલી અનત વખતની દીક્ષાઓ જ છે અને તેથી જ તે અનતી દીક્ષાઓને દ્રવ્ય દીક્ષા કહી શકાય છે અને તેથી જ તેવી દ્રવ્ય દીક્ષાઓ ભવ્ય જીવોને આદરવા યોગ્ય છે, એમ ભગવાન્ **હરિભદ્રસૂરીશ્વરજી** જણાવે છે જો કે-દ્રવ્ય દીક્ષાઓ અભવ્ય જીવોને પણ ઉપર જણાવ્યા પ્રમાણે અનતી વખત પ્રાપ્ત થાય છે, તો પણ તે દ્રવ્ય દીક્ષાઓ ભાવ દીક્ષાના કારણભૂત દ્રવ્ય દીક્ષા ગણાતી નથી, અને તેથી જ અભવ્યની દ્રવ્ય દીક્ષાના અગે

દ્રવ્ય શબ્દનો અર્થ અપ્રધાન લેવો, એમ શાસ્ત્રકારો જણાવે છે, કેમકે-તે અભવ્ય જીવોમા મોક્ષની લાયકાત જ નથી આ હકીકતને સમજનારો કોઇ પણ સમજુ માણસ, મોક્ષને નહિ જાણવા માત્રથી દીક્ષાની અયોગ્યતાને, કોઇ દિવસ પણ કહી શકશે નહિ સમજુ મનુષ્ય વિચારી શકશે કે-જે મનુષ્ય ઘોર પાપ કરતો હોય અને તેવા કાર્યને પાપ ન માનતો હોય, તેમજ તેના ફળભૂત નરકને ન માનતો હોય, તો તેટલા માત્રથી જ શું તે ઘોર કૃત્યને કરનારો ઘોર પાપને નહિ બાંધે? અને તેના ફળરૂપ નરકાદિથી બચી જશે?? જ્યારે પાપ અને નરકની શ્રદ્ધા વિના પણ ઘોર પાપના કાર્ય કરનારો મનુષ્ય, પાપ અને તેના ફળભૂત નરકથી બચી શકતો નથી, તો પછી મોક્ષ અને દેવલોકને ન જાણતો હોય અથવા જાણતા છતા માનતો ન હોય, તો પણ મોક્ષ અને દેવત્વના કારણભૂત દીક્ષા આદિ પવિત્ર કાર્યોને કરતો હોય, તો કેમ તે તેને પ્રાપ્ત નહિ કરે? ધારો કે-જેને દેવલોક કે પુણ્યની શ્રદ્ધા કે બોધ નથી, તેવો મનુષ્ય માસભક્ષણ, સુરાપાન, રાત્રિભોજન, અનતકાય-ભક્ષણ, પરસ્ત્રી-ગમન, આદિ અધમ કાર્યોની નિવૃત્તિ કરવા માટે કોઇ પણ ગુરૂજનને નિયમ કરાવવા કહે, તો શું ગુરૂજને તેને તેવા નિયમો નહિ આપવા? સમજુ માણસો કોઇ દિવસ તેમ કહી શકશે નહિ, કેમકે-અધમ કાર્યોથી નિયમ કરીને નિવૃત્તિ કરવામા શાસ્ત્રકારોએ લાભ કહેલો છે, અને અનુભવથી પણ તે પ્રત્યક્ષ છે અને તે પ્રમાણે **હરિબલ મચ્છી** તેમજ **દામનક** વિગેરેએ મોક્ષની શ્રદ્ધા વિના પણ પાપથી કરેલી નિવૃત્તિના સારા ફળો મેળવેલા છે આ હકીકત ધ્યાનમા લેવાવાળો માણસ

મોક્ષની શ્રદ્ધા વિના પણ કરાતી દીક્ષાથી વિરૂદ્ધ હોઈ શકે જ નહિ વળી શાસ્ત્રની શ્રદ્ધાવાળો મનુષ્ય કદાચ અહીં એવી શકા કરે કે–

"અનતી વખત થયેલી દીક્ષા જો કે દેવલોકાદિકના સુખો આપવાવાળી થઇ, તો પણ તેનાથી સાધ્ય ફળ તો પ્રાપ્ત થયું જ નહિ, તો તેવી દીક્ષાઓ વધારે વખત લેવાથી કે દેવાથી ફાયદો શો?"

*

શ્રદ્ધાળુ મનુષ્યનું આ કથન વિચાર વગરનું છે, કેમકે–પ્રથમ તો ઉપર પ્રમાણે ભવ્યની અનત વખત થયેલી જે દ્રવ્ય દીક્ષાઓ છે, તે જ ભાવ દીક્ષાનું કારણ છે અને તેથી ભાવ દીક્ષાના અર્થિઓને પણ તે દ્રવ્ય દીક્ષાઓ ગ્રહણ કરવા યોગ્ય જ છે છતા શ્રદ્ધાળુ પુરૂષે વિચાર કરવાનો છે કે–ક્ષેત્રમા અસખ્ય વૃષ્ટિ થઇ પણ અનાજ વાવેલુ નહોતુ તેથી ધાન્ય ન થયું, તો શુ તે ક્ષેત્રમા અનાજ વાવવામા આવે તે વખતે પણ થયેલી વૃષ્ટિ ધાન્યને ઉત્પન્ન નહિ કરે? તેવી જ રીતે પૂર્વકાળમા મોક્ષની ભાવના કે ઇચ્છા વિનાની થયેલી દીક્ષાઓએ મોક્ષની સિદ્ધિ ન કરી આપી, તો તેટલા માત્રથી વર્ત્તમાનકાળમા મોક્ષની ભાવના અને ઇચ્છાથી આદરવામા આવતી દીક્ષા મોક્ષને પ્રાપ્ત કરાવી શકે નહિ? શાસ્ત્રકારો તો સ્પષ્ટપણે જણાવે છે કે—

**'જે મનુષ્યના મનમા એમ હોય કે–આ દીક્ષા મોક્ષને જ માટે જિનેશ્વરોએ કહેલી છે અને તેથી મારે મોક્ષને માટે આ દીક્ષા આદરવી છે, અને એ વિચારે જે મનુષ્ય ભાગવતી દીક્ષાને આદરે છે, તે**

મનુષ્ય થોડા ભવમા જરૂર મોક્ષરૂપી મોક્ષ્ય ફળને પામે છે જ '

*

વળી આગળ કહેવામા આવ્યું કે–અનત વખત થયેલી પહેલાની દીક્ષાઓએ માત્ર દેવલોકાદિ આપ્યા અને તેથી તે નકામી છે, તો તે બાબતમા પણ સુજ્ઞ પુરૂષોએ વિચાર કરવાની જરૂર છે કે–તે દ્રવ્ય દીક્ષાઓના ભવ કરતા દીક્ષા વિનાના ભવો અનત ગુણા થયા છે કે નહિ ? અને તે થયેલા છે, તો તે દીક્ષા વિનાના ભવોમા લાડી, વાડી ને ગાડીની મોજમા, વિષય અને કષાયના આવેશમા, પરિગ્રહ અને આરભના પૂરમા જીવ અનતી વખત તણાયો, તેમા તે દીક્ષા વિનાના જીવને શુ ફળ થયું ? આ સ્થળે કહેવુ જ પડશે કે–તે દીક્ષા વિનાના ભવોમા લાડી, વાડી ને ગાડી વિગેરેથા ઘોર પાપ બાધીને, આ જીવ અનતાનતી વખત દુર્ગતિમા ગયો આ સ્થળે સમજવુ સહેલુ છે કે–જે દીક્ષા દ્રવ્યથી આદરવામા આવી, તે દીક્ષાએ અનત વખત દેવલોકાદિકના સુખો આપ્યા, અને દીક્ષારહિતપણે અનતાનત વખત રહ્યા તેના ફળ તરીકે અનતાનત વખત દુર્ગતિ પામ્યા, તો પછી દુર્ગતિના કારણભૂત સસાર છે, એમ અનતાનતી વખત અનુભવાયા છતા, શા માટે તેનાથી પાછુ હઠાતુ નથી ? અને અનતી વખત જેનાથી સદ્ગતિ પ્રાપ્ત થઇ છે, તેવી દીક્ષા કેમ આદરવામા આવતી નથી ? ? જે વસ્તુ જેનું કારણ હોય, તેની ઇચ્છાવાળાએ તે આદરવી જોઇએ કદાચિત્ કોઇ સહકારી કારણની ખામીને લીધે કાર્યની સિદ્ધિ ન થતી હોય, તો સમજુ માણસનું કામ તે નહિ મળેલા સહકારી કારણને

મેળવવાનું જ હોય છે, પણ મૂળ કારણોને ખસેડવાનું કે નાશ કરવાનું હોતુ જ નથી તેવી રીતે અહીં પણ ભાગવતી દીક્ષા જ્યારે મોક્ષનું કારણ છે એમ નિશ્ચિત જ છે, તો પછી તે દીક્ષાની સાથે મોક્ષ સાધવાને જે સમ્યક્ત્વાદિ સહકારી કારણોનો અભાવ હોય, તેને મેળવવા માટે જ ઉદ્યમ કરવો જોઇએ, પણ મોક્ષના મૂળ કારણરૂપ દીક્ષાને તો ખસેડાય જ નહિ સમ્યક્ત્વના અભાવ માત્રથી દીક્ષાને અનાદરણીય ગણવામા આવે, તો માનવુ જ પડે કે–'સમ્યક્ત્વના અભાવવાળાને દીક્ષા દેનાર જીવો, અનાદરણીય કાર્ય કરવાવાળા હોઈને, મહાપાપના ભાગી બને છે' અને એમ જો માનવામા આવે તો–મોક્ષનો માર્ગ જ વિચ્છિન્ન હતો એમ માનવુ પડે, કારણ કે–તીર્થંકર કે કેવળી મહારાજા શિવાયનો કોઇ પણ જીવ બીજા જીવમા રહેલા સમ્યક્ત્વને સાક્ષાત્ જાણી શકતો નથી અને તેથી જ સમ્યક્ત્વના અભાવને પણ જાણી શકે નહિ, એ સ્વાભાવિક જ છે, અને તેમ હોવાથી તીર્થંકરો અને કેવળી મહારાજા શિવાયના જીવો જે જે દીક્ષા આપે તે બધી અયોગ્ય છે, એમ માનવું પડે અને તે દીક્ષા દેનારા બધાય જીવો મહાપાપના ભાગી બને વળી તીર્થંકર અને કેવળીપણું પણ પહેલા ભવોની દીક્ષાઓના આધારે જ છે, અને તે વખતે તેઓ છદ્મસ્થ જ હોય છે અને તેથી તેઓના હાથે તે ભવમા સમ્યક્ત્વના નિશ્ચય વિનાની જ દીક્ષાઓ થાય અને તેથી તે પણ અયોગ્ય દીક્ષા દેનારા મહા પાપના ભાગી જીવો તીર્થંકર કે કેવળી બને, એ સર્વથા અસંભવિત જ છે આ બધી હકીકત વિચારવાથી માલુમ પડશે કે–જો સમ્યક્ત્વના નિશ્ચય વિનાની દીક્ષાને સર્વથા અયોગ્ય ગણી,

તેવી દીક્ષા આપનારને દોષત ગણવામા આવે, તો મોક્ષ માર્ગ કોઇ દિવસ પણ ચાલુ હોવો જોઇએ નહિ પણ શાસ્ત્રકારો અતીત અને અનાગત કાળે અનતાનત જીવોનુ તથા વર્તમાનકાળે સખ્યાત જીવોનુ મોક્ષે જવુ નિયમિતપણે જણાવે છે, તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે-સમ્યક્ત્વ કે મોક્ષની ઇચ્છા વિનાની દ્રવ્ય દીક્ષા પણ દેવામા કે આદરવામા કોઈપણ જાતનો દોષ નથી અને જ્યારે આ વાત નિશ્ચિત જણાય છે, ત્યારે મોક્ષના સામાન્ય જ્ઞાનવાળા બાળકને દીક્ષા ન જ દેવાય કે તેવી દીક્ષા દેવામા દોષ છે, એમ કોઇ પણ સમજુ માણસથી કહી શકાય જ નહિ

<u>બાળચેષ્ટાઓમા બાલસાધુનું મન કેમ પ્રેરાતું નથી?</u>

વિશેષમા જ્યા સુધી બાળક-અવસ્થા છતા પણ આત્મામા વૈરાગ્ય ન આવ્યો હોય, તો દુનિયાદારીના નાટક, સીનેમા, ગાડીઘોડા, ઘરેણા-ગાઠા અને લુગડા-લત્તાના ઉપયોગ ઉપરથી મોહ ઉતરે જ નહિ કોઇ પણ દીક્ષા લેનારો બાળક એટલુ તો જરૂર જાણે છે કે-સાધુપણું લીધા પછી નાટક, સીનેમા વિગેરે જોવાનુ કે ઘરેણા-ગાઠાનો શોખ કરવાનુ બનવાનુ જ નથી તેમજ સામાન્ય માત્રથી પણ સાધારણ પરિચયમા આવેલો મનુષ્ય એટલુ તો સ્પષ્ટપણે જાણી જ શકે છે કે-સાધુપણું લેનારને ચાહે તેવી સખ્ત ગરમીના કદાચિત તરસ લાગશે. તો પણ

પાણીની જોગવાઇ મનધારી તો નહિ જ મળે અને તેથી ભૂખ, તરસ, આદિ સહન કરવા જ પડશે હમેશા સુવા માટે પોતાના મર્યાદિત સાધનોથી જ ચલાવવુ પડશે, સાધુપણામા ગાદલામા સુવાનું નથી તેવી જ રીતે કપડા કામલીઓથી શિયાળામા નિભાવ કરવો પડશે, પણ રજાઇ કે ગોદડા ઓઢાશે નહિ ઉનાળામા ચાહે તેવી ગરમી સખ્ત હશે, પણ સાધુથી પવન નખાશે નહિ કે સ્નાન કરાશે નહિ વળી જ્યારે જ્યારે વાળ વધશે, ત્યારે દાઢીમુછના કે માથાના વાળનો લોચ જ કરાવવો પડશે, પણ સાધુપણામા ચહેરા વિગેરે હજામતનો શોખ થઇ શકશે જ નહિ સાધુપણામા માત્ર ચોમાસુ હોય ત્યારે જ કેવળ પાટ ઉપર સુવાય છે, પણ પલગ કે ઢોલીયા સાધુપણામા ઉપયોગમા લેવામા આવતા નથી જે માતાપિતા કે ભાઇબ્હેનથી પોતે એક બે દિવસ પણ છુટો પડતો નથી અને છૂટો પડે છે તો રૂવે છે, તેવો બાળક પણ તે માતાપિતા અને ભાઇબ્હેનને જીદગીને માટે તે તરીકે મળવાનુ નહિ થાય, એમ સમજીને સર્વથા છોડે છે આપણે સામાન્ય રીતે સમજીએ છીએ કે–છોકરાઓને ભણવાની બાબતમા ઘણો જ કટાળો હોય છે અને તે એટલે સુધી કે–માબાપ નિશાળે મોકલે તો પણ ત્યાથી છટકી જઇને ઘણા છોકરાઓ આડા–અવળા રખડતા ફરે છે, અને જ્યારે નિશાળમા રજા આપવામા આવે છે, ત્યારે તો તે છોકરાઓને રજાના દિવસો દિવાળી જેવા લાગે છે તેવી અવસ્થામા સાધુપણું લઈશુ તો જ્ઞાનના અભ્યાસમા જ રહેવુ પડશે, ઉપાશ્રય સિવાય કોઈ પણ સ્થાને રખડવા જવાશે નહિ, એ વાત કયા બાળકને ધ્યાનમા નથી હોતી ? વળી

આ કહેવાવાળાનું કથન પણ વ્યાજબી નથી સત્ય રીતિએ વિચારવામા આવે તો તેઓને તથા બીજા સમજુઓને એમ તો માનવું જ પડશે કે-બાળકોના બધા સસ્કારો અલ્પકાળ જ રહેવાવાળા હોય છે એમ નિયમ નથી, તેમજ યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાના પણ બધા વિચારો અડગ જ હોય છે અથવા ચિરસ્થાયી જ હોય છે, એવો નિયમ નથી કેમકે-બાલ્યાવસ્થામા પણ કરેલી ગોષ્ઠીઓ, મૈત્રિઓ અને પ્રેમના સસ્કારો જીદગી સુધી અગર ઘણા લાબા કાળ સુધી રહે છે, એમ જગતમા પ્રત્યક્ષ દેખાય છે તેવી જ રીતે યુવા તથા વૃદ્ધાવસ્થામા કરેલી ગોષ્ઠી વિગેરે થોડા કાળમા પલટાઈ જતી પણ દેખીએ છીએ

<u>બાળ-દીક્ષાઓ માબાપની સમતિથી જ થવી જોઇએ</u>

જો કે-સોળ વર્ષની અદરના બાળકને ઉપર જણાવ્યા પ્રમાણે વૈરાગ્યની વાસના થયેલી હોય, તો પણ માત્ર તે બાળકની એકલાની જ વાસનાને અગ્રપદ અપાતુ નથી તેથી જ સોળ વર્ષની અદરની ઉંમરના બાળકને શાસ્ત્રકારો 'અવ્યક્ત બાળક' કહે છે અને તેવા બાળકના વૈરાગ્ય વિગેરેના ચાહે તેવા સસ્કારો દેખાતા હોય, તો પણ તેના માબાપની સમતિ સિવાય દીક્ષા આપવાનું શાસ્ત્રકાર કહેતા નથી અને સોળ વર્ષથી ઓછી ઉંમરવાળાને તેના માબાપની રજા સિવાય દીક્ષા આપવામા આવે, તો શાસ્ત્રકારોએ "શિષ્યની ચોરી" નામનો દોષ દીક્ષા દેનારને લાગે એમ જણાવ્યુ છે, અને સાથે એ પણ જણાવ્યું છે કે-

પ્રવર્તેલા હોય અને તેથી સયમના માર્ગ તરફ તેઓ વળ્યા હોય અને તે સયમના પ્રતાપે વિકારરહિત દશામા જીવન ગુજારતા હોય, પણ જ્યારે અઢાર વર્ષથી ઓછી ઉંમરવાળાને દીક્ષા આપવાનો પ્રતિબધ કરવામા આવે, ત્યારે અઢાર વર્ષથી ઓછી ઉંમરવાળાને થયેલી સતતિની ભયકર દશાનું કા ણ બીજુ કાઈ જ નહિ, પણ આ નિયમ ગણાય

<u>શાસ્ત્રકારોએ દીક્ષા માટે કયી વય ઠરાવી છે?</u>

વળી શાસ્ત્રકારોએ જે આઠ વર્ષની વય દીક્ષા *માટે નક્કી કરી છે, તે કેવળ જે બાળક–બાળિકાઓને તેમના માતા પિતાઓ પોતાની સપૂર્ણ ગજીખૂશીથી અને સમતિથી આપે તેના માટે જ છે, પણ જો માતાપિતાઓ પોતે સસારના વિષયોમા આસક્ત ન હોય અને વૈરાગ્યવાસિત હોઈ દીક્ષા ગ્રહણ કરવા માગતા હોય, તો માત્ર જ્યા સુધી બાળક સ્તનપાન કરતુ હોય, અગર તેના પોષણનો બીજો તેવી રીતનો બદોબસ્ત ન થઇ શકે તેમ હોય, ત્યા સુધી જ માત્ર માતાને "બાળવત્સા" ગણી, તેનો નિષેધ કરી, શાસ્ત્રકારોએ રોકેલી છે, પણ જો તે બાળક કે બાળિકા ધાવણા ન હોય અને અનાજ લેવા લાગ્યા હોય અને તેવા બાળક બાળિકાને સાથે લઈને માતાપિતા દીક્ષા લેવા માગતા હોય અને તે દીક્ષા લેનાર માતાપિતાના કુટુબમા કોઇ પણ તે ન્હાના બાળક–બાળિકાને પાળે તેવુ ન હોય, અથવા તો તે પણ આખુ કુટુંબ ભગવાન **આર્યરક્ષિતસૂરિજીના** કુટુબની માફક વૈરાગ્યથી વાસિત થયેલુ હોઇને દીક્ષાને માર્ગે જ સચરતુ હોય, તો તેવા સર્વથા નાના બાળક–બાળિકાને પણ

તે માબાપ અગર સમથ કુટુબની સાથે દીક્ષા આપવી, એમ સ્પષ્ટપણે શાસ્ત્રકારો જણાવે છે જો કે-આઠ વર્ષથી ઓછી ઉંમરવાળા બાળક કે બાળિકાને દીક્ષા આપવામા જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ તેવા ત્રણ ભાગ પાડીને, બે વર્ષથી સાત વર્ષની ઉંમર થતા સુધીમા શાસ્ત્રકારોએ પ્રશ્નાનુપૂર્વીએ પ્રાયશ્ચિત્તની વૃદ્ધિ જણાવી છે, અને તેથી જ આઠમા વર્ષની અદરના બાળકને દીક્ષા દેવાનો નિષેધ કરેલો છે, પણ આ નિષેધ દીક્ષા લેવાને ઇચ્છતા માતાપિતા સહિતના કે તેના સમથ કુટુબ સહિતના બાળક-બાળિકાને લાગુ પડતો નથી કિન્તુ સ્વતત્રપણે માત્ર માતાપિતા વગરના દીક્ષિત થનાર બાળક અને બાળિકા માટે જ છે અને તેથી જ આઠ વર્ષથી ઓછી ઉંમરવાળાની દીક્ષા શાસ્ત્રકારોએ અપવાદરૂપે અને કોઈક વખતે બનનારી જણાવી છે, અને તે અપવાદ પણ એવો છે કે-જેમા દીક્ષા દેનારને કે લેનારને કોઇ પણ પ્રકારે પ્રાયશ્ચિત્તના ભાગી થવાનું હોય જ નહિ આ બધી હકીકત ધ્યાનમા લેનાર તેમજ પારમેશ્વરી દીક્ષાને કલ્યાણનો રસ્તો સમજનાર મનુષ્ય, કોઇ દિવસ પણ એમ કહી શકે નહિ કે-અઢાર વર્ષની અદરની ઉંમરવાળાને દીક્ષા અપાય નહિ કે તેનાથી લેવાય નહિ બાકી જાણી જોઇને વિઘ્ન કરવામા જ પોતાને સતોષ થતો હોય, તો તેવા વિઘ્નસતોષીઓને માટે કાઇપણ અકથનીય કે અનાચરણીય હોય, એમ કહી શકાય નહિ

## ધર્માંતર કરવાની ઉંમર નક્કી કરવા ની સત્તા છે કે કેમ ?

વળી એ પણ જોવાનું છે કે-કદાચ ધર્માંતર કરી

પ્રવર્તેલા હોય અને તેથી સયમના માર્ગે તરફ તેઓ વધ્યા હોય અને તે સયમના પ્રતાપે વિકારરહિત દશામા જીવન ગુજારતા હોય, પણ જ્યારે અઢાર વર્ષથી ઓછી ઉંમરવાળાને દીક્ષા આપવાનો પ્રતિબધ કરવામા આવે, ત્યારે અઢાર વર્ષથી ઓછી ઉંમરવાળાને થયેલી સતતિની ભયકર દશાનું કારણ બીજુ કાઈ જ નહિ, પણ આ નિયમ ગણાય

## શાસ્ત્રકારોએ દીક્ષા માટે કયી વય ઠરાવી છે ?

વળી શાસ્ત્રકારોએ જે આઠ વર્ષની વય દીક્ષા *માટે નક્કી કરી છે, તે કેવળ જે બાળક–બાળિકાઓને તેમના માતા પિતાઓ પોતાની સપૂર્ણ રાજીખુશીથી અને સમતિથી આપે તેના માટે જ છે, પણ જો માતાપિતાઓ પોતે સસારના વિષયોમા આસક્ત ન હોય અને વૈરાગ્યવાસિત હોઈ દીક્ષા ગ્રહણ કરવા માગતા હોય, તો માત્ર જ્યા સુધી બાળક સ્તનપાન કરતું હોય, અગર તેના પોષણનો બીજો તેવી રીતનો બદોબસ્ત ન થઇ શકે તેમ હોય, ત્યા સુધી જ માત્ર માતાને "બાળવત્સા" ગણી, તેનો નિષેધ કરી, શાસ્ત્ર કારોએ રોકેલી છે, પણ જો તે બાળક કે બાળિકા ધાવણા ન હોય અને અનાજ લેવા લાગ્યા હોય અને તેવા બાળક બાળિકાને સાથે લઈને માતાપિતા દીક્ષા લેવા માગતા હોય અને તે દીક્ષા લેનાર માતાપિતાના કુટુબમા કોઇ પણ તે ન્હાના બાળક–બાળિકાને પાળે તેવું ન હોય, અથવા તો તે પણ આખુ કુટુબ ભગવાન **આર્યરક્ષિતસૂરિજીના** કુટુંબની માફક વૈરાગ્યથી વાસિત થયેલું હોઇને દીક્ષાને માર્ગે જ સચરતું હોય, તો તેવા સર્વથા નાના બાળક–બાળિકાને પણ

તો જ ધર્મ થયો એમ માને છે, અને વસ્તુત પણ, જ્યા સુધી પાપની પ્રવૃત્તિઓને સર્વથા છોડી શકાય નહિ, ત્યા સુધી સર્વથા ધર્મ થયો કહેવાય પણ નહિ જૈન શાસ્ત્ર કારોએ–' **અણગાર અને અગાર** '–એમ ધર્મના બે ભેદ ગણાવેલા છે, છતા એટલા અણગારપણામા જ ધર્મ કહેવાનુ કારણ એ છે કે–અગાર ધર્મ એટલે ગૃહસ્થપણામા રહીને કરાતા અણુવ્રત આદિને દુર્ગતિથી બચાવવા રૂપ ધર્મના લક્ષણને અનુસરીને ધર્મ કહેવામા આવે છે, પણ આત્માના શુદ્ધ સ્વભાવને ધારણ કરવા રૂપ ધર્મના મૂખ્ય અર્થને અનુસરીને અણગાર ધર્મને કેવળ ધર્મ કહી શકાય શાસ્ત્ર કારોએ **અગાર ધર્મવાળાની** (ગૃહસ્થ ધર્મવાળાની) **ગતિ બારમા દેવલોક સુધી જ બતાવેલી છે**, એટલે અગાર ધર્મવાળો ગ્રૈવેયક અને અનુત્તર વિમાનની ગતિને પ્રાપ્ત કરી શકે નહિ, તો મોક્ષને તો પ્રાપ્ત કરી શકે જ કેમ ? અને જે અગાર ધર્મથી મોક્ષને સાધી શકાય નહિ, તે અગાર ધર્મને મૂખ્ય ધર્મ તરીકે કહી શકાય જ નહિ

વળી એ પણ સમજવાની જરૂર છે કે–અગાર **એટલે શ્રાવક ધર્મ પણ તેજ માણસને હોય કે–જે સંપૂર્ણપણે અણગાર ધર્મની ઇચ્છા રાખે; પણ જે મનુષ્યને સાધુધર્મની શ્રેયસ્કરતા ન ભાસી હોય અગર તેને પ્રાપ્ત કરવાનુ ધ્યેય ન હોય, તેવા મનુષ્યને તો અગાર ધર્મ તો શુ પણ સમ્યક્ત્વ પણ ન હોય, એમ શાસ્ત્રકાર સ્પષ્ટ રીતે જણાવે છે.** આટલુ છતા પણ પરલોકની આરાધનાની અપેક્ષાએ તેને ધર્મ કહેવામા

ગયેલ જૈન પાછો તે ધર્માંતરમાંથી શુદ્ધ જૈન ધર્મમાં દીક્ષા લેવા માગે, તો તેને પણ દીક્ષા આપી શકાય કે નહિ? જો અઢાર વર્ષની અંદરના માટે આ પ્રતિબંધ જ મૂકીયે, તો અઢાર વર્ષની અંદરની ઉંમરમાં દીક્ષા લેવી હોય, તો તેણે કોઈ પણ મુદતને માટે ધર્માંતરમાં ચાલ્યા જવું અથવા તો કર્મોદયથી ધર્માંતર થઈ ગયો હોય તો તે ધર્માંતરમાં જ ફરજીયાત અઢાર વર્ષ સુધી રહેવું, એમ માનીયે તો એનો અર્થ તો એજ નીકળી શકે કે-માબાપની સાથે અઢાર વર્ષની અંદરની ઉંમરવાળો દીક્ષિત થઈ શકે નહિ, પણ માબાપની સાથે અગર સ્વતંત્ર એકલો ધર્માંતર કરી શકે તેમજ ધર્માંતર થયેલા માબાપો પણ પોતાના પુત્ર અગર પુત્રીની ઉંમર અઢાર વર્ષની ન થાય ત્યાં સુધી તો તેઓ તેને જૈનધર્મમાં લાવીને દીક્ષિત કરાવી શકે જ નહિ. આથી આપણે જોઇ શકીએ છીએ કે-જૈનધર્મની દીક્ષા લેવાની ઉંમર નક્કી કરવાનું કહેવાવાળાઓની ધર્માંતર કરવાની ઉંમર નક્કી કરવાની સત્તા નથી, પણ શુદ્ધ ધર્મની પ્રાપ્તિ માટે થતા પ્રયત્નોમાં જ અટકાવ કરનારા પગલા તેઓને ભરવા છે આથી આ નિયમ જૈનધર્મની અંશે પણ ઉન્નતિ કરનારો તો નહિ જ ગણાય, પણ આડકતરી રીતે શુદ્ધ ધર્મનો અંતરાય કરવાની પુષ્ટિ કરનારો હોવાથી, શુદ્ધ ધર્મની હાનિ કરનારો જ ગણાય

બાળદીક્ષાઓ રોકવામાં ધર્મબુદ્ધિ છેજ નહિ!

સામાન્ય રીતે ધર્મની ખરી સ્થિતિ સાધુપણામાં જ છે અને તેથી જ શાસ્ત્રકારો તો સાધુપણાની પ્રાપ્તિ થાય

વિરતિની માફક બારમા દેવલોક સુધી લઇ જાય છે, તેવા સમ્યક્ત્વને પણ શાસ્ત્રકારોએ ધર્મ તરીકે ગણ્યું નથી, તેનું કારણ એ જ માનવું પડશે કે-જે સમ્યક્ત્વની સાથે દેશવિરતિ પણ ન હોય, તેવા સમ્યક્ત્વને ધર્મ તરીકે ગણવું નહિ અને જ્યારે વિરતિના અભાવથી સમ્યક્ત્વને ધર્મ તરીકે ન ગણાય, પણ અવિરતિપણું હોવાથી તેવા સમ્યક્ત્વવાળાને અધર્મી તરીકે ગણાય, તો પછી આપણને સાફ સાફ માનવું પડશે કે-સંપૂર્ણ વિરતિપણું થાય તેજ ધર્મ છે અને દેશથી જે વિરતિ થાય તે ધર્મ છતાં પણ તેની સાથે રહેલી જે અવિરતિ તે અધર્મ છે અને તેવી જ પાંચમા ગુણસ્થાનકે રહેનારો આત્મા અવિરતિ પણ ધારણ કરતો હોવાથી, તે ધર્માધર્મી જ કહી શકાય. જો કે-તેને દેશથી (થોડી) વિરતિ કરેલી છે તેટલો ધર્મ છે, પણ અવિરતિ રૂપ અધર્મથી રહિત એવો ધર્મ તો પાંચમા ગુણસ્થાનકવાળામાં હોય જ નહિ અને તેથી સર્વથા હિંસાદિથી વિરતિ કરે, તેનુંજ નામ ધર્મ કહેવાય. અને જ્યારે વ્રત ધારણ કરનાર ગૃહસ્થમાં પણ બાકીની અવિરતિને અંગે અધર્મ છે તો સંપૂર્ણ વિરતિરૂપ ધર્મને પ્રાપ્ત કરનાર મનુષ્યને અંતરાય કરવો અને તેને બલાત્કારે અધર્મમાં રાખવો, એ જૈન શાસ્ત્રને માનવાવાળાને માટે તો લાયક ગણાય જ નહિ

<u>મહાવ્રતોનું જ્ઞાન અને પરિણામ એજ દીક્ષાના હેતુઓ છે</u>

ઉપરની હકીકત ઉપરથી સ્પષ્ટપણે માલમ પડશે કે-

આવ, તો પણ અધર્મ-રહિત એવો ધર્મ ગૃહસ્થને હોઈ શકે જ નહિ કારણ કે-ગૃહસ્થપણામા જે વ્રત-પચ્ચખાણ થાય છે, તે એક અંશથી જ હિંસાદિથી વિરમવાથી જ થાય છે અર્થાત્-હિંસાદિનો ઘણો ભાગ છૂટો રહે અને માત્ર સ્થૂલથી (મોટી) હિંસા વિગેરે છોડી શકે, ત્યારે તે અલ્પવિરતિ રૂપ ધર્મને અંગે ગૃહસ્થના આચારને ધર્મ તરીકે ગણવામા આવે, પણ તેટલા માત્રથી અધર્મ-રહિત ધર્મ તો તેઓને હોઈ શકે જ નહિં અધર્મ-રહિત ધર્મ તો સર્વથા હિંસાદિની વિરતિ કરનારને જ થાય એ સ્પષ્ટ છે, અને તેથી જ શાસ્ત્રકારોએ છઠ્ઠા વિગેરે ગુણસ્થાનકવાળાને ધર્મી તરીકે ગણ્યા છે, અને પાચમા ગુણસ્થાનકવાળા, એટલે કે-દેશવિરતિવાળા ગૃહસ્થને ધર્માધર્મી તરીકે ઓળખાવેલ છે અને એજ અપેક્ષાએ ચોથા ગુણસ્થાનકવાળા ગૃહસ્થો, કે જેઓ તત્ત્વને જાણવા તથા માનવાવાળા છતા પણ કોઈ પણ જાતનું વ્રત-પચ્ચખાણ નથી કરતા, તેઓને અધર્મી તરીકે ગણાવેલા છે અને તે અપેક્ષાએ શાસ્ત્રકારોએ અગાર ધર્મનો ભેદ જણાવતા તેને બાર પ્રકારનો કહેલો છે અને તે બાર પ્રકાર-પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શીક્ષાવ્રત છે,-એમ સ્પષ્ટ ખુલાસો કરેલો છે તેથી જો સમ્યક્ત્વને અગાર ધર્મ તરીકે ગણવા જઈએ, તો અગાર ધર્મને તેર પ્રકારનો કહેવો જોઈએ, પણ તેવુ તો કોઈ જગ્યાએ શાસ્ત્રકારોએ કહ્યુ નથી, એટલે કે-જે સમ્યક્ત્વ, દેશવિરતિની અને સર્વવિરતિની માફક ઓછામા ઓછા આઠ ભવમા મોક્ષ આપી શકે છે, તેમજ તેના આરાધકને દેશ

જોઇ શકીએ છીએ, તો પછી દીક્ષા લેવા તૈયાર થનારા બાળકો એવી સમજણુ ન જ ધરાવે, એવો નિર્ણય શા ઉપરથી થઈ શકે ? આટલુ છતા પણ તેઓએ ધ્યાન રાખવાનું છે કે–અઢાર વર્ષથી વધારે ઉંમરના બધાએ ઉપર જણાવેલ મહાવ્રતોની હકીકત બરાબર સમજી શકે જ એવો તો નિયમ નથી જ, તો પછી અઢાર વર્ષની ઉંમર પછી દીક્ષા દેવાનો કાયદો કયા મુદ્દાથી કરી શકાય ? વાસ્તવિક રીતિએ તો મહાવ્રતોનું જ્ઞાન અને પરિણામ–એજ દીક્ષાના હેતુઓ છે અને તેથી જ શાસ્ત્રકારોએ તેવા જ્ઞાન અને પરિણામની ઉંમર આઠ વર્ષની લાયક છે, એમ કહ્યુ વળી શાસ્ત્રકારોના હિસાબે પણુ મહાવ્રતના વિભાગનું જ્ઞાન અને તેની પરીક્ષા લઘુ ( નાની ) દીક્ષા પછી રાખેલી છે અને તેથી વડી ( મોટી ) દીક્ષાની વખતે જ મહાવ્રતનું અને ષટ્કર્મનું જ્ઞાન થવાથી મહાવ્રતોનો આરોપ કરાવવામા આવે છે દીક્ષા લેવા પહેલા તો શાસ્ત્રકારો એટલુ જ તપાસવા માગે છે કે–'દીક્ષા લેનારને સસાર અસાર લાગ્યો હોય અને મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા થઇ હોય ' આ પ્રમાણેના જ્ઞાનના હિસાબે જો દીક્ષાનો તેમજ વડી દીક્ષાનો ઠરાવ કરવામા આવ્યો હોય, તો તે શાસ્ત્રકારોને સમત બને, તે સિવાયનો મન કલ્પિત ૧૮ વર્ષથી અધિક ઉમરનો ઠરાવ શાસ્ત્રોને માનવાવાળાને કબુલ રહી શકે જ નહિ

<u>નવમે વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારો હોય તેજ આઠમે વર્ષે દીક્ષા લે, એ સત્ય નથી</u>

વળી કેટલાકો પોતે શાસ્ત્રને જાણે છે એમ જણાવી, એમ કહેવા માગે છે કે—

અઢાર વર્ષની અંદર દીક્ષા ન દઈ શકાય, એવું ઠરાવનારો વર્ગ અંતઃકરણથી શાસ્ત્ર વિગેરેને માનનારો નથી, છતાં તેવાઓને કોઇ અનુસરે તો તેનું કારણ એજ હોઇ શકે કે-તે અનુસરનારાઓ કાં તો શાસ્ત્રાદિને સમજતા નથી અથવા તો તેઓ પણ અંતઃકરણથી શાસ્ત્રાદિને માનવાવાળા નથી ! તે વર્ગ શું એટલું પણ સમજવાને અશક્ત છે કે-જે માણસ દીક્ષા લેવા તૈયાર થાય છે, તે માણસ-" મ્હારાથી કોઇપણ જાતની હિંસા કરાશે નહિ કે કોઈપણ પ્રકારનું જુઠું બોલાશે નહિ, તેમજ એક સળી સરખી પણ કોઇએ દીધા વગર લેવાશે નહિ, સ્ત્રીનો સમાગમ કે સંસર્ગ થઈ શકશે નહિ, એક કોડી પણ પાસે રાખી શકાશે નહિ, અને ચાહે તેવો વખત હશે તો પણ રાત્રે પાણી પીવા સરખું પણ બનશે નહિ "-આવો નિશ્ચય કર્યા વગર કોઇપણ દિવસ દીક્ષા લેવા તૈયાર થાય ખરો ? અને જ્યારે આ રીતે મહાવ્રતોને સમજીને મનુષ્ય મહાવ્રતો લેવાને તૈયાર થાય, ત્યારે તેવાને રોકવા માટે તૈયાર થવું, એ કેવળ આગમાથી નીકળતા મનુષ્યને ખેંચીને જ આગમા નાખવો, તેના જેવું જ છે કે બીજું કાંઇ ? આજના જમાનામાં જ્યારે ચૌદ-પંદર વરસના છોકરાઓ મેટ્રીકની પરીક્ષાઓ પાસ કરે છે, ત્યારે અઢાર વર્ષની અંદરના છોકરાઓ પૈકી કોઇપણ છોકરો ઉપર કહેલી વાતની સમજણવાળો કે નિશ્ચયવાળો ન જ થઇ શકે, એવું શા ઉપરથી તેઓ માને છે ? માનો કે-કદાચ કોઈ ઓછી સમજણવાળો હોય, તો પણ ઉપર જણાવેલી મહાવ્રતોની સમજણ તો નવ-દશ વર્ષના નાના નાના છોકરાઓ અને છોકરીઓને હોય છે, એમ આપણે પાઠશાળાના શિક્ષણ ઉપરથી

જોઇ શકીએ છીએ, તો પછી દીક્ષા લેવા તૈયાર થનારા બાળકો એવી સમજણ ન જ ધરાવે, એવો નિર્ણય શા ઉપરથી થઈ શકે ? આટલુ છતા પણ તેઓએ ધ્યાન રાખવાનું છે કે–અઢાર વર્ષથી વધારે ઉંમરના બધાએ ઉપર જણાવેલ મહાવ્રતોની હકીકત બરોબર સમજી શકે જ એવો તો નિયમ નથી જ, તો પછી અઢાર વર્ષની ઉંમર પછી દીક્ષા દેવાનો કાયદો કયા મુદ્દાથી કરી શકાય ? વાસ્તવિક રીતિએ તો મહાવ્રતોનું જ્ઞાન અને પરિણામ–એજ દીક્ષાના હેતુઓ છે અને તેથી જ શાસ્ત્રકારોએ તેવા જ્ઞાન અને પરિણામની ઉંમર આઠ વર્ષની લાયક છે, એમ કહ્યુ વળી શાસ્ત્રકારોના હિસાબે પણ મહાવ્રતના વિભાગનું જ્ઞાન અને તેની પરીક્ષા લઘુ ( નાની ) દીક્ષા પછી રાખેલી છે અને તેથી વડી ( મોટી ) દીક્ષાની વખતે જ મહાવ્રતનું અને ષટ્કર્મનું જ્ઞાન થવાથી મહાવ્રતોનો આરોપ કરાવવામા આવે છે દીક્ષા લેવા પહેલા તો શાસ્ત્રકારો એટલુ જ તપાસવા માગે છે કે–'દીક્ષા લેનારને સસાર અસાર લાગ્યો હોય અને મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા થઇ હોય ' આ પ્રમાણેના જ્ઞાનના હિસાબે જો દીક્ષાનો તેમજ વડી દીક્ષાનો ઠરાવ કરવામા આવ્યો હોય, તો તે શાસ્ત્રકારોને સમત બને, તે સિવાયનો મન કલ્પિત ૧૮ વર્ષથી અધિક ઉમરનો ઠરાવ શાસ્ત્રોને માનવાવાળાને કબુલ રહી શકે જ નહિ

નવમે વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારો હોય તેજ આઠમે વર્ષે દીક્ષા લે, એ સત્ય નથી

વળી કેટલાકો પોતે શાસ્ત્રને જાણે છે એમ જણાવી, એમ કહેવા માગે છે કે—

અઢાર વર્ષની અંદર દીક્ષા ન દઈ શકાય, એવું ઠરાવનારો વર્ગ અંત કરણથી શાસ્ત્ર વિગેરેને માનનારો નથી, છતાં તેવાઓને કોઈ અનુસરે તો તેનું કારણ એજ હોઈ શકે કે-તે અનુસરનારાઓ કાં તો શાસ્ત્રાદિને સમજતા નથી અથવા તો તેઓ પણ અંત કરણથી શાસ્ત્રાદિને માનવાવાળા નથી ! તે વર્ગ શું એટલું પણ સમજવાને અશક્ત છે કે-જે માણસ દીક્ષા લેવા તૈયાર થાય છે, તે માણસ-" મ્હારાથી કોઈપણ જાતની હિંસા કરાશે નહિ કે કોઈપણ પ્રકારનું જુઠું બોલાશે નહિ, તેમજ એક સળી સરખી પણ કોઈએ દીધા વગર લેવાશે નહિ, સ્ત્રીનો સમાગમ કે સંસર્ગ થઈ શકશે નહિ, એક કોડી પણ પાસે રાખી શકાશે નહિ, અને ચાહે તેવો વખત હશે તો પણ રાત્રે પાણી પીવા સરખું પણ બનશે નહિ "-આવો નિશ્ચય કર્યા વગર કોઈપણ દિવસ દીક્ષા લેવા તૈયાર થાય ખરો ? અને જ્યારે આવી રીતે મહાવ્રતોને સમજીને મનુષ્ય મહાવ્રતો લેવાને તૈયાર થાય, ત્યારે તેવાને રોકવા માટે તૈયાર થવું, એ કેવળ આગમાથી નીકળતા મનુષ્યને ખેંચીને જ આગમાં નાખવો, તેના જેવું જ છે કે બીજુ કાંઈ ? આજના જમાનામાં જ્યારે ચૌદ-પંદર વરસના છોકરાઓ મેટ્રીકની પરીક્ષાઓ પાસ કરે છે, ત્યારે અઢાર વર્ષની અંદરના છોકરાઓ પૈકી કોઈપણ છોકરો ઉપર કહેલી વાતની સમજણવાળો કે નિશ્ચયવાળો નજ થઇ શકે, એવું શ ઉપરથી તેઓ માને છે ? માનો કે-કદાચ કોઈ ઓછી સમજણવાળો હોય, તો પણ ઉપર જણાવેલી મહાવ્રતોની સમજ તો નવ-દશ વર્ષના નાના નાના છોકરાઓ અને છોકરીઓને હોય છે, એમ આપણે પાઠશાળાના શિક્ષણ ઉપરથ

જોઇ શકીએ છીએ, તો પછી દીક્ષા લેવા તૈયાર થનારા બાળકો એવી સમજણ ન જ ધરાવે, એવો નિર્ણય શા ઉપરથી થઈ શકે ? આટલુ છતા પણ તેઓએ ધ્યાન રાખવાનું છે કે-અઢાર વર્ષથી વધારે ઉંમરના બધાએ ઉપર જણાવેલ મહાવ્રતોની હકીકત બરોબર સમજી શકે જ એવો તો નિયમ નથી જ, તો પછી અઢાર વર્ષની ઉંમર પછી દીક્ષા દેવાનો કાયદો કયા મુદ્દાથી કરી શકાય ? વાસ્તવિક રીતિએ તો મહાવ્રતોનું જ્ઞાન અને પરિણામ-એજ દીક્ષાના હેતુઓ છે અને તેથી જ શાસ્ત્રકારોએ તેવા જ્ઞાન અને પરિણામની ઉંમર આઠ વર્ષની લાયક છે, એમ કહ્યુ વળી શાસ્ત્રકારોના હિસાબે પણ મહાવ્રતના વિભાગનું જ્ઞાન અને તેની પરીક્ષા લઘુ ( નાની ) દીક્ષા પછી રાખેલી છે અને તેથી વડી ( મોટી ) દીક્ષાની વખતે જ મહાવ્રતનું અને ષટ્કર્મનું જ્ઞાન થવાથી મહાવ્રતોનો આરોપ કરાવવામા આવે છે દીક્ષા લેવા પહેલા તો શાસ્ત્રકારો એટલુ જ તપાસવા માગે છે કે-'દીક્ષા લેનારને સસાર અસાર લાગ્યો હોય અને મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા થઇ હોય' આ પ્રમાણેના જ્ઞાનના હિસાબે જો દીક્ષાનો તેમજ વડી દીક્ષાનો ઠરાવ કરવામા આવ્યો હોય, તો તે શાસ્ત્રકારોને સમત બને, તે સિવાયનો મન કલ્પિત ૧૮ વર્ષથી અધિક ઉમરનો ઠરાવ શાસ્ત્રોને માનવાવાળાને કબુલ રહી શકે જ નહિ.

**નવમે વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારો હોય તેજ આઠમે વર્ષે દીક્ષા લે, એ સત્ય નથી**

વળી કેટલાકો પોતે શાસ્રને જાણે છે એમ જણાવી, એમ કહેવા માગે છે કે—

" શાસ્ત્રમા કહેલી આઠ વર્ષની દીક્ષા તે અપવાદથી છે, કારણ કે-જેઓને નવમે વર્ષે કેવળજ્ઞાન થાય છે તેવાઓને આઠ વર્ષે દીક્ષા થવાની જરૂર છે, કારણ કે-આઠ વર્ષની ઉંમરે દીક્ષા ન થયેલી હોય તો બાર માસના પર્યાય ( સાધુપણા ) વિના તેવી નાની ઉંમરવાલાને કેવળજ્ઞાન થઈ શકે જ નહિ, ને તેથી નવમે વર્ષે કેવળજ્ઞાન ઉપજે નહિ, માટે તેવા કેવળજ્ઞાન પામવાવાળા જીવને અનુલક્ષીને જ શાસ્ત્રકારોએ આઠ વર્ષની ઉંમરે દીક્ષા દેવાનું જણાવેલ છે તેથી તેવા કેવળજ્ઞાનને પામવાવાળા જીવ સિવાયના બાળકોને માટે આઠ વર્ષની ઉંમરે દીક્ષા યોગ્ય હોય એમ માની શકાય નહિ "

*

આ કહેવાવાલાઓએ ધ્યાનમા રાખવાનું છે કે-કેવળજ્ઞાનની પ્રાપ્તિને માટે થતી ક્ષપકશ્રેણીનો વખત માત્ર અતર્મુહૂર્તનો છે, તો બાર માસ પહેલા, એટલે કે-આઠમા વર્ષમા થતી દીક્ષાનો કેવી રીતે સબધ જોડી શકાય? વળી એ પણ ધ્યાન રાખવાનું છે કે-આઠ વર્ષે દીક્ષિત થયેલ એવા બાકીના દેશોન-પૂર્વક્રોડ વર્ષના ચારિત્રનું પાલન કરનારા સાધુઓ કષાયના ઉદયથી તે પોતાના બધા ચારિત્રને હારી જાય છે, એ વાત શાસ્ત્રકારો સ્પષ્ટપણે જણાવે છે, તો પછી નવમે વર્ષે કેવળજ્ઞાન પામવાવાળો બાળક જ આઠ વર્ષની ઉંમરે દીક્ષા લઇ શકે, એ વાત કહેનારા મનુષ્યો શાસ્ત્રોને જાણવાવાળા કેમ કહી શકાય? તેમજ છઠ્ઠુ અને સાતમુ ગુણસ્થાનક, કે જે 'પ્રમત્ત-સયત' અને 'અપ્રમત્ત

સયત' નામે છે, અને તે ગુણસ્થાનક ક્ષપકશ્રેણીની બહારના છે, છતા તેનો કાળ શાસ્ત્રકારો દેશોન-પૂર્વક્રોડનો જણાવે છે, તો નવમા વર્ષવાળા જેને કેવળજ્ઞાન થાય તેને જ જો આઠમે વર્ષે દીક્ષા થતી હોય, તો તે પ્રમત્તાપ્રમત્તનો કાળ દેશોન-ક્રોડપૂર્વનો કેમ ઘટે ? અર્થાત્—એ ઉપરથી સ્પષ્ટ માનવુ પડશે કે-નવમે વર્ષે જેને કેવળજ્ઞાન ન થવાનું હોય તેવા બાળકો પણ આઠમે વર્ષે દીક્ષા લેનાર હોય, એમ શાસ્ત્રકારો માને છે વળી દેશોન-ક્રોડપૂર્વ સુધી ચારિત્ર પાળનારાઓ દેવલોકમા પણ જાય છે, એ વાતને સમજનારો કયો મનુષ્ય આ કલ્પિત વાતને માન્ય કરી શકે?

<u>વીશ વર્ષના આયુષ્યવાળા જ આઠ વર્ષે દીક્ષા લે એ તેટલુજ અસત્ય છે</u>

વળી કેટલાંક એમ જણાવવાને તૈયાર થાય છે કે-

"પાચમા આરાને છેડે જ્યારે વીસ વર્ષનું મનુષ્યનું ઉત્કૃષ્ટ આયુષ્ય થશે, ત્યારે આઠ વર્ષની ઉંમરવાલાને દીક્ષા હોવી જ જોઈએ, એ વાતને લક્ષ્યમા રાખીને શાસ્ત્રકારોએ આઠ વર્ષની ઉંમરે દીક્ષાને લાયક છે એમ જણાવેલ છે"

*

તેઓનું આ કથન પણ અજ્ઞાનતાને જ આભારી છે, કેમકે-ક્રોડ પૂર્વના આયુષ્ય જે વખતે હતા તે વખતથી આરંભીને, પાચમા આરાના છેડા સુધી જે તીર્થની પ્રવૃત્તિ થવાની, તે બધીને અગે શાસ્ત્રકારોએ આઠ વર્ષની દીક્ષા માનેલી છે, કેમકે-જો એમ ન હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે કેવળીપણાનો

કાળ દેશોન-ક્રોડપૂર્વનો ન હોય, તેમજ પ્રમત્ત-અપ્રમત્તનો કાળ પણ દેશોન-ક્રોડપૂર્વ, એટલે કે ક્રોડ-પૂર્વમા આઠ વર્ષ ઓછાનો હોત નહિ તેમજ શાસ્ત્રોમા ક્ષુલ્લક ( બાળ ) સાધુઓના જે સેંકડો દૃષ્ટાંતો આવે છે, તે પણ આવત નહિ ક્ષુલ્લક તને જ કહેવાય છે કે-જેને દાઢીમૂછના કે કાખના વાળ ઉગેલા હોય નહિ, અને તેવો ક્ષુલ્લક અઢાર વર્ષની અંદરનો જ હોઇ શકે ! તેમજ જૂદા જૂદા ગચ્છોની પટ્ટાવલિઓ પણ, અનેક આચાર્યો ઘણી જ નાની ઉંમરમા દીક્ષિત થયેલા છે, તે વાતોની સાક્ષી સંપૂર્ણ રીતે પૂરે છે કેટલાકો પોતાની અજ્ઞાનતાને જ જાણે જાહેર કરતા ન હોય, તેમ ડહાપણ બતાવતા કહે છે કે-' દુષ્કાળમા ભુખે મરતા બ્રાહ્મણના પુત્રોને લઈ લેવામા આવતા હતા, અને તેઓને બાળકપણામા ખોટી દીક્ષાઓ અપાતી હતી અને સાચી દીક્ષાઓ કેટલાક વર્ષ પછી દેવામા આવતી હતી ' આ તેઓનું કથન ધર્મને અપમાન કરનારૂ અને સાચી વાતને ઓળવનારૂ છે, કારણ કે-ભગવાન્ હરિભદ્રસૂરિજી પચવસ્તુ વિગેરે ગ્રથોમા સ્પષ્ટપણે જણાવે છે કે-' આઠ વર્ષની ઉંમરે ચારિત્રના પરિણામ થઇ શકે છે અને તેથી ભગવાને દીક્ષાની ઉમર આઠ વર્ષની નક્કી કરી છે ' જો આ લોકોના કહેવા પ્રમાણે આઠ વર્ષવાળાને અપાતી દીક્ષા જુઠ્ઠી દીક્ષા હોય, તો એવી દીક્ષાને અંગે પરિણામની તપાસમા શાસ્ત્રકારોને ઉતરવુ પડત જ નહિ વળી દીક્ષા ખોટી પણ દઇ શકાય છે, એ કથન નવયુગના નવા કૌતુકનું જ છે જો કે-કેટવાક યતિઓ (ગોરજીઓ) અગર તેના જેવાઓ દગાથી જ વેષમાત્ર પહેરાવીને દીક્ષાનો ખોટો ડોળ કરતા પણ હોય, છતા શાસ્ત્રકારો આઠ

વર્ષની ઉંમરે જે દીક્ષા જણાવે છે, તે દીક્ષા તેવા ડોળવાળાપણાની ( દેખાવ માત્રની ) તો નહિ જ, પણ ખરેખર શાસ્ત્રોક્ત સાચી દીક્ષાને માટે જ આઠ વર્ષની ઉમર નક્કી કરેલી છે

નાની દીક્ષા અને મોટી દીક્ષા સંબધી સમજણ—

કદાચ એમ શકા થાય કે—

"આઠ વર્ષની ઉંમરે જ ખરી દીક્ષા દઇ દેવાય છે, તો પછી વડી દીક્ષા કરતી વખત શુ કરવામા આવતુ હશે ? વડી દીક્ષા દેવા સબધી શાસ્ત્રોમા કહેલી હકીકત અને ચાલી આવતી પરપરા જોતા, એમ માનવાની જરૂર પડે છે કે—નાની દીક્ષા એ કેવળ આરોપણ વાળી જ દીક્ષા છે અને ખરી દીક્ષા તો મોટી દીક્ષા તરીકે આપવામા આવે તેજ છે!"

*

આવી શકા કરવાવાળાએ પ્રથમ તો એ સમજવાની જરૂર છે કે-બાવીસ તીર્થંકરના શાસનોમા તેમ જ મહાવિદેહ ક્ષેત્રમા વિચરતા વીસ વિહરમાન તીર્થંકરના શાસનોમા એકલી જ નાની દીક્ષા છે, પણ વડી દીક્ષા જેવી કોઇ ચીજ એમના શાસનોમા નથી, તો તે શાસનમા વર્તતા બધા દીક્ષિતો નાની દીક્ષાવાળા હોવાથી, શું જુઠી દીક્ષાવાળા ગણાય ? કોઇપણ સમજુ મનુષ્ય આ વાત કબુલ કરવાને તૈયાર થશે જ નહિ તેમજ દીક્ષાપર્યાયની ( વર્ષની ) ગણના પણ તે મહાત્માઓમા નાની દીક્ષા, એટલે કે-" સામાયિક ચારિત્ર આરોપણ"ના દિવસથી જ

થાય છે, તો તે પર્યાયની ગણત્રી પણ તે બધા મહાત્મા ઓની જુદી દીક્ષા ઉપર જ થઈ, એમ કહી શકાય ખરૂ ?

વળી કદાચ એમ કહેવામા આવે કે—

"જ્યારે નાની દીક્ષાઓ ખરી જ દીક્ષા છે, તો પછી મોટી દીક્ષા દેવાની જરૂર શી ? અને આવી નાની અને મોટી દીક્ષાનો રીવાજ પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનના સાધુઓમા જ કેમ?"

*

આ કથન પણ અણસમજણનું જ છે અને એ ઉપરથી નાની દીક્ષાનું જુદાપણું ઠરતુ નથી નાની દીક્ષા દીધા પછી દીક્ષિતોના પરિણામોની (અધ્યવસાયોની) પરીક્ષા કરવાની હોય છે, તેમજ વ્રતો સબંધી જ્ઞાન આપવાનું હોય છે એટલે કે–માત્ર ભવને ( સસારને ) અશુભ ગણનારો હોય અને તેથી મોક્ષની ઇચ્છા રાખી ચારિત્ર લેવા માગતો હોય, તેવા દરેકને–"સામાયિક ચારિત્ર" રૂપી નાની દીક્ષા આપવામા આવે છે અને પછી જ્યારે તે દીક્ષિત પૃથ્વીકાયાદિ છ કાયને ( માટી–મીઠુ, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને હાલતા ચાલતા જીવોને ) નિરૂપણ કરનાર શાસ્ત્રને ભણે, તેનો અર્થ જાણે, સમજે અને તેને અમલમા મૂકે છે એમ નિશ્ચિત થાય, ત્યારે તેને 'મહાવ્રત–આરોપણ' રૂપી વડી દીક્ષા દેવામા આવે છે તાત્પર્ય એ છે કે–સામાયિક ચારિત્ર રૂપી નાની દીક્ષા લીધાથી સર્વ પાપનો સામાન્ય રીતે ત્યાગ કરે છે, પણ વ્રતોનો વિભાગ બરોબર સમજતો નથી, તેમજ પૃથ્વીકાયાદિ છ કાયના સ્વરૂપને પહેલા જાણતો ન હોવાથી, તેમજ તે સબધી શાસ્ત્રને ભણેલો ન હોવાથી, તથા તેની

પરીક્ષામા ઉત્તીર્ણ ન થયો હોય તેથી, તેને તે વખતે મહાવ્રતોનું આરોપણ કરવામા આવતુ નથી, પણ ઉત્કૃષ્ટથી (વધુમા વધુ) છ મહિને જ્યારે તે વ્રત વિગેરે બાબતની પરીક્ષામા ઉત્તીર્ણ થાય, ત્યારે તેને મહાવ્રતારોપણ રૂપી વડી દીક્ષા આપવામા આવે છે

<u>નાની દીક્ષા લવાવાળામા કેટલુ જ્ઞાન હોવુ જોઈએ ?</u>

શકા કરનારે આ ઉપરથી એ પણ સમજવાનું છે કે–નાની દીક્ષા લેનારામા "આ સસાર અસાર છે અને તેનો ક્ષય કરી મોક્ષ મેળવવા માટે મારે દીક્ષા લેવી જોઈએ" –એટલુ જ જ્ઞાન હોય તો ચાલી શકે છે નાની દીક્ષા લેવા તૈયાર થયેલા મનુષ્યને રાત્રીભોજન–વિરમણ (ત્યાગ) યુક્ત પાચ મહાવ્રતોનું કે પૃથ્વીકાયાદિ છ કાયનું પણ જ્ઞાન જરૂર હોવુ જ જોઈએ એવો નિયમ નથી અને તેથી જ **અઈમુત્તા** મુનિ (પ્રભુ મહાવીરના હાથે દીક્ષિત થયેલ છ વર્ષની વયના એક બાલ મુનિ)નું માટીની પાળ બાધીને કાચા પાણીમા કાછલી તરાવવાનું બને, એ અસભવિત ગણાય નહિ, પણ જો નાની દીક્ષા પહેલા જ પાચ મહાવ્રત અને જીવોના સ્વરૂપનું જ્ઞાન જરૂરી છે એમ માનવામા આવ્યું હોત, તો દીક્ષિત થયેલા **અઈમુત્તા** મુનિને સચિત્ત (જીવયુક્ત) જળમા નાવડી તરાવવાનુ બનત નહિ તથા તે વખતે સ્થવિર (મોટા) સાધુઓએ તે **અઈમુત્તા** મુનિને–**આ પૃથ્વીકાય તથા અપ્‌કાયની વિરાધનાવાળી ચેષ્ટા સાધુને માટે લાયક નથી**'–એમ કહ્યુ, તે કહેવાની જરૂર રહેત નહિ તેમજ તે પ્રસગે શ્રીમાન્ **મહાવીર**

પ્રભુએ, તે અઈમુત્તા મુનિની આ ચેષ્ટાને નિંદવાની મનાઈ કરવા માટે, સ્થવિર સાધુઓને જે ઉપદેશ આપ્યો તે પણ આપત નહિ તેમજ અજ્ઞાનપણાથી પોતાની કાછડીને (કાષ્ટનું એક જાતનું પાત્ર) નાવડી તરીકે ગણી કાચા પાણીમા તરાવનારા તે અઈમુત્તા મુનિને અગ્લાનપણે (તિરસ્કાર કર્યા વિના) ગ્રહણ કરવાનું પ્રભુ સ્થવિરોને કહેત નહિ વળી નાની દીક્ષા લીધા પછી દશવૈકાલિક સૂત્રના ચાર અધ્યયન તથા આચારાગ સૂત્રનુ પહેલુ અધ્યયન ભણે, તેનો અર્થ જાણે અને પૃથ્વી વિગેરેમા ગમનાદિકની ક્રિયાની પરીક્ષામા ઉત્તીર્ણ થાય, ત્યારે વડી દીક્ષા આપી શકાય છે અને એ રીતે પરીક્ષા કરીને વડીદીક્ષા આપવામા આવ્યા પછી કર્મવશાત્ તે શિષ્ય ચારિત્રને બરાબર પાલન કરે કે નહિ, તો પણ તેનો દોષ તે ચારિત્ર આપનાર ગુરૂને કોઈપણ પ્રકારે લાગતો નથી, પણ પરીક્ષાપૂર્વક તપાસ કર્યા સિવાય વડી દીક્ષા આપવામા આવે અને તે વડી દીક્ષા લેનારો મહાવ્રતોનું કે છ કાયના જીવોનું બરાબર રક્ષણ કરે નહિ, તો તેમા વડી દીક્ષા આપનારને દોષ લાગે છે, એમ શાસ્ત્રકારો સ્થાન સ્થાન પર સ્પષ્ટ જણાવે છે આ ઉપરથી સમજુ મનુષ્ય સ્પષ્ટપણે માની શકશે કે–છ કાયનું અને મહાવ્રતનું જ્ઞાન નાની દીક્ષાની પહેલા થવુ જ જોઈએ એવો નિયમ નથી આ રીતે દીક્ષા અને વડી દીક્ષાની લાયકાતની જૂદી જૂદી ભૂમિકાઓ સમજવામા આવ્યા પછી અને 'સામાયપણે કરાતો સર્વ સાવદ્યનો (પાપ વ્યાપારનો) ત્યાગ'–તે નાની દીક્ષા છે તથા 'છ કાયાદિના વિભાગથી કરાતો સર્વ સાવદ્યનો ત્યાગ'–તે વડી દીક્ષા છે એમ સિદ્ધ થયા પછી, નાની દીક્ષા વખતે કરવામા

આવતો ત્યાગ યાવજ્જીવ ( જીદગીપર્યંત ) માટે વાસ્તવિક છે, એમ માનવામા કોઇ જાતનો વાધો આવી શકશે નહિ પહેલી દીક્ષાને જો ખોટી ગણવામા આવે, તો તે દીક્ષા દેવાના સૂત્રમા जावज्जीवम्। જીવિતપર્યંત સર્વ સાવદ્યના ત્યાગની પ્રતિજ્ઞા ખોટી થઇ જાય અને તેથી વડી દીક્ષા થયા પહેલા નાની દીક્ષાવાળો કોઈપણ જો ગૃહસ્થ થઈ જાય, તો તેને પ્રતિજ્ઞાભગનો દોષ લાગવો જોઇએ નહિ આ ઉપરથી નાની અગર મોટી દીક્ષામાથી કોઈ પણ દીક્ષા જુઠી છે, એમ કહી શકાય નહિ અને શાસ્ત્રકારોએ પણ જુઠી કહી નથી આ જાતિની કલ્પના તો કેવળ નાની દીક્ષા નહિ માનવા માટે અજ્ઞાની મનુષ્યોએ ઉપજાવી કાઢી છે, અને તે શાસ્ત્રોક્ત માર્ગથી વિરૂદ્ધ છે, એમ ઉપરની હકીકતથી સ્પષ્ટ થાય છે

## નાની દીક્ષા સત્ય છે તો પછી વડી દીક્ષા આપવાની જરૂર શી ?

કદાચ એમ કહેવામા આવે કે—

"જ્યારે નાની દીક્ષા પણ સાચી છે અને તેનાથી યાવજ્જીવ માટે સર્વ પાપનો ત્યાગ કરવામા આવે છે, તો પછી વડી દીક્ષા કરવાની જરૂર જ શી ?"

*

આ કથનના ઉત્તરમા જણાવવાનું કે—જે મનુષ્યો બુદ્ધિશાળી હોતા નથી, તેઓ સામાન્ય માત્રનો બોધ થવાથી તમામ વિશેષને જાણી શકતા નથી તેથી જ્યા સુધી સામાન્ય માત્ર 'પાપના ત્યાગ'ની સમજણ હતી, ત્યા સુધી યાવજ્જીવ પાપનો સામાન્ય માત્ર ત્યાગ કરાવ્યો, પણ જ્યારે તે દીક્ષિતને

જીવોના વિશેષ સ્વરૂપની તથા હિંસા-વિરમણ આદિ મહાવ્રતોની સમજણ થઇ, ત્યારે તેને વિશેષથી મહાવ્રતો વિગેરેની પ્રતિજ્ઞા કરાવી આ ઉપરથી સમજી શકાશે કે-નાની દીક્ષા અને મોટી દીક્ષાનો વિભાગ, 'સામાન્ય માત્રની સમજણથી વિશેષની સમજણ ન થાય'-તે રૂપ જડતાને આભારી છે અને તેવી જડતા ( બુદ્ધિની મંદતા ) ન હોવાથી જ બાવીસ તીર્થંકરના શાસનના તેમજ વીશ વિહરમાન ભગવાનના શાસનના સાધુઓને એકલી જ નાની દીક્ષા આપવામા આવે છે, અને તે નાની દીક્ષાથી જ સાધુપણાના પર્યાયની ગણત્રી કરવામા આવે છે તે સાધુઓ બુદ્ધિશાળી હોવાથી, સામાન્ય માત્રથી જાવજજીવને મ ટે કરવામા આવેલા સર્વે સાવદ્યના ત્યાગને વિશેષ રૂપથી સમજી શકે છે, તેથી તેઓને પહેલા અને છેલ્લા તીર્થંકરોના સાધુઓની પેઠે નાની દીક્ષા લીધા પછી મોટી દીક્ષા લેવી પડતી નથી અને દીક્ષાનો પર્યાય પણ તે મહાત્માઓને પહેલા અને છેલ્લા તીર્થંકરોના સાધુઓની માફક વડી દીક્ષાના દિવસથી ગણવો પડતો નથી બાવીસ તીર્થંકરના તથા વીશ વિહરમાન જિનના સાધુઓ સરળ અને બુદ્ધિશાળી હોય છે, તેથી તેઓનુ ચ રિત્ર પહેલેથી જ નિરતિચાર (દોષવિનાનું) હોય છે પહેલા તીર્થંકરના સાધુઓ **ઋજુ-જડ** અને છે લા તીર્થંકરના સાધુઓ **વક્ર-જડ** હોવાથી, દીક્ષા લેવાના દિવસથી જ સપૂર્ણ સમજને મેળવી શકતા નથી ભગવાન્ **ઋષભદેવજીના** સાધુઓ જો કે સરળ સ્વભાવના હોય છે, તો પણ બુદ્ધિની અપેક્ષાએ તેઓ જડ ( મંદ ) હોવાથી અને ભગવાન્ **મહાવીરદેવના** સાધુઓ તો તેવી જડતાની સાથે વક્રતાને ધારણ કરનારા હોવાથી,

દીક્ષાના દિવસથી જ તેવી સમજણવાળા ન હોય તેમા આશ્ચર્ય નથી શાસ્ત્રકારો પણ તેજ હકીકતને સ્પષ્ટપણે જણાવતાં કહે છે કે–"બાવીશ તીર્થંકરના સાધુઓને ચારિત્રધર્મ બાબતી સમજણ અને પાલન બન્ને સહેજથી હોય છે, પણ પહેલા તીર્થંકરના સાધુઓને સરળતા હોવાથી જો કે ચારિત્રનું પાલન સહેલથી થાય, છતા તેઓમા જડતા હોવાથી ચારિત્ર ધર્મની સમજણ આવતા તો વાર લાગે તેના કરતા પણ **શ્રી વીરપ્રભુના** શાસનના સાધુઓને તો જડતા હોવાથી ચારિત્રધર્મની સમજણ અને વક્રતા હોવાથી ચારિત્ર ધર્મનું પાલન, એ બન્ને મુશ્કેલથી જ થાય " આ બધી હકીકતને વિચારનાર સુજ્ઞ મનુષ્યો જરૂર એ વાત કબુલ કરશે કે–સામાયિક ચારિત્ર રૂપી નાની દીક્ષાને ખોટી દીક્ષા તરીકે ગણાવનાર અને મહાવ્રતારોપણ રૂપી વડીદીક્ષાને જ ફક્ત સાચી દીક્ષા જણાવનાર મનુષ્ય કાં તો શાસ્ત્રના વચનોથી અજ્ઞાન હોવો જોઇએ અગર જાણતો હોય તો મૃષાવાદ બોલનાર હોવો જોઈએ

<u>નાની અને મોટી દીક્ષા લેનારના જ્ઞાનની પરીક્ષા કયા રીતે લવાય ?</u>

આ ઉપર જણાવેલ હકીકત ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે–નાની દીક્ષા, એટલે કે-'સામાયિક ચારિત્ર' લેવા પહેલા વિશાળ જ્ઞાન હોવુ જોઇએ, એમ કહેનારા સામાયિક ચારિત્રના સ્વરૂપને સમજનારા જ નથી, એમ માનવુ પડશે. છ કાયનો તથા મહાવ્રતોનો આલાવો ( ઉચ્ચારણ ) પણ 'સામાયિક ચારિત્ર ' રૂપી નાની દીક્ષા લીધા પછી જ આપવાનો અને સમજવાનો નિયમ છે, એમ શાસ્ત્રકારો સ્પષ્ટ કહે છે,

તો પછી સામાયિક ચારિત્રની પહેલા તે બાબતના જ્ઞાનનો નિયમ માનનાર મનુષ્ય, કેટલી બધી અણસમજણવાળો છે, તે વાચકો સારી રીતે સમજી શકશે **શાસ્ત્રકારો તો સ્પષ્ટપણે જણાવે છે કે–' જેને સંસાર ખરાબ લાગે, મોક્ષ મેળવવાની ઈચ્છા થાય અને વ્રત પાળવાને માટે જેનુ મન મજબૂત થાય, તેને સામાયિક ચારિત્ર આપવુ વ્યાજબી છે.** ' અને આજ કારણથી ભગવાન હરિભદ્રસૂરિજી, સામાયિક ચારિત્ર લેનારા મનુષ્યની પરીક્ષા કરવા માટે " તુ શા માટે દીક્ષા લે છે ?"–એટલો જ પ્રશ્ન પૂછવાનું કહે છે આ પ્રશ્નના ઉત્તરમા જો તે દીક્ષા લેનારો મનુષ્ય ' સસાર અશુભ છે અને તેના ક્ષયને માટે જ હુ દીક્ષા લઉ છુ '–એટલું જ માત્ર જણાવે, તો તે સામાયિક ચારિત્ર રૂપી દીક્ષાને લાયક છે તાત્પર્ય એ છે કે–જેવી રીતે છેદોપસ્થાપનીય ચારિત્ર ( વડી દીક્ષા)ની વખતે છ કાય અને મહાવ્રતના સૂત્ર અને અર્થનું જ્ઞાન–એજ તેની પરીક્ષાનું તત્ત્વ હોવુ જોઇએ, તેવી રીતે સામાયિક ચારિત્ર ( નાની દીક્ષા ) આપતી વખત તેટલુ તત્ત્વ હોવાની જરૂરીયાત નથી આ ઉપરથી વાચકો સ્પષ્ટપણે જાણી શકશે કે–દીક્ષા લેનારના જ્ઞાનની પરીક્ષા માટે વર્તમાનમા જે વસ્તુ ઉભી કરવામા આવે છે, તે કેવળ દીક્ષાને અટકાવવા માટે જ છે ! નહિ તો શાસ્ત્રકારોએ તો નાની દીક્ષાના કારણભૂત **"ભવના અશુભપણાનુ જ્ઞાન "** તેમજ મોટી દીક્ષાના કારણભૂત "ષટ્કાય અને મહાવ્રતોનું જ્ઞાન" તેજ પરીક્ષાનું તત્ત્વ જણાવેલુ છે તે આઠ નવ–વર્ષની ઉંમરે સિદ્ધ થવામા કોઈ જાતની

અડચણ નથી અને તેથી જ આઠ વર્ષની ઉંમરની દીક્ષા અત્યાર સુધી અવ્યાહતપણે પ્રવર્તિ રહેલ છે

## દીક્ષાને માત્ર જ્ઞાનની સાથે જોડી દેવી તે કેવળ અજ્ઞાનતા છે

કેટલાકો તરફથી એમ કહેવામા આવે છે કે–

" શાસ્ત્રકારોએ આઠ વર્ષની ઉંમરે જે દીક્ષા લેવાની વાત લખી છે, તે અપવાદિક છે અગર પાચમા આરાના છેડાના વીશ વર્ષના આયુષ્યની અપેક્ષાએ છે "

*

તેઓનુ આ કથન પણ અસત્ય છે, કારણ કે– જો શાસ્ત્રકારોએ આઠ વર્ષની ઉંમર અપવાદની અપેક્ષાએ કહી હોત, તો તે આઠ વર્ષની ઉંમર બતાવતી વખત ભગવાન્ હરિભદ્રસૂરિ વિગેરે ' પ્રાય ' શબ્દ મૂકત જ નહિ, પરતુ તેઓએ તો પ્રાય શબ્દ મૂકીને તે શબ્દની વ્યાખ્યા કરતા સ્પષ્ટપણે જણાવી દીધુ છે કે–' ઘણે ભાગે આઠ વર્ષની ઉંમરે જ ચારિત્રના પરિણામ થાય છે, અને તેથી ઓછામા ઓછી આઠ વર્ષની ઉંમર ચારિત્રને માટે યોગ્ય ગણવી ' જો ચારિત્રને માટે વિશેષ જ્ઞાનની જરૂર હોત તો શાસ્ત્રકારોએ–' આઠ વર્ષની પહેલા ચારિત્રના પરિણામનો અભાવ અને આઠ વર્ષની ઉંમરે ચારિત્રના પરિણામનો સદ્ભાવ'–એમ જણાવ્યું, તેના બદલે એમ જ જણાવવુ પડત કે–'આઠ વર્ષની ઉંમર પહેલા વિશેષ જ્ઞાન થઇ શકતુ નથી, પણ આઠ વર્ષની ઉંમરે જ વિશેષ જ્ઞાન થઇ શકે છે, માટે

આઠ વર્ષની ઉમરે ચારિત્ર આપવુ ' પણ એમ તો કહ્યુ નથી, એથી સિદ્ધ થાય છે કે-શાસ્ત્રકારોએ જે આઠ વર્ષની ઉમર દીક્ષાની લાયકાત માટે કહેલી છે તે જ્ઞાનને અગે નથી, પણ કેવળ પરિણામને અગે જ છે અને અપવાદ પદની વાત તો આઠ વર્ષની અદરની ઉમરવાળાને માટે જ છે કોઈક વજ્રસ્વામીજી સરખા મહા પ્રભાવશાળીઓને આઠ વર્ષની અદરની ઉમરમા પણ ચારિત્રના પરિણામ થાય, તો તેમા નવાઈ જેવુ નથી આ સ્થાને એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે-આઠ વર્ષની અદરની ઉમરમા પણ જો કોઈ તેવા મહાપુરુષને ચારિત્રના પરિણામ થાય, તો તેવાને તે વખતે પણ ચારિત્ર આપવાની શાસ્ત્રકાર રજા આપે છે આથી સમજાશે કે-આઠ વર્ષનો નિયમ મા ત્ર બહુલતાએ, તેથી ઓછી ઉમરવાળાને ચારિત્રના પરિણામ ન થાય, એમ ગણીને જ રાખેલો છે પણ તેથી ઓછી ઉમરવાળાને પણ જો કદાચિત્ ચારિત્રના પરિણામ થાય, તો તેને દીક્ષા નહિ દેવાને માટે શાસ્ત્રકારો કહેતા નથી પ્રસિદ્ધ ગચ્છોની પટ્ટાવલીઓમા અનેક આચાર્યોની આઠથી ઓછી ઉમરે દીક્ષાઓ થયેલી છે, તે આ વાતની સાક્ષી પૂરે છે

આ ઉપરથી વાચકોને સ્પષ્ટ માલમ પડશે કે-આઠ વર્ષની દીક્ષાને અપવાદિક (કદાચિત્ થવાવાળી), પાચમા આરાના છેડે જ થવાવાળી કે નવમા વર્ષના કેવળજ્ઞાનીને જ થવાવાળી મનાવીને, બીજે થતી તેવી દીક્ષાઓને જેઓ અયોગ્ય ગણાવવા માગે છે, તે કેવળ તેઓની અજ્ઞાનતા જ છે વળી એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે-જો દીક્ષાને જ્ઞાનની

સાથે જ જોડી દેવા માગતા હો, તો મનુષ્યમા જેઓને પૂર્વના ભવથી મતિ, શ્રુત અને અવધિ–એ ત્રણે જ્ઞાન સાથે આવેલા હોય છે, તેઓને જન્મથી પણ શા માટે દીક્ષાને યોગ્ય ન માનવા ? વળી દેવતા, નારકી અને તિર્યંચની ગતિમા પણ સારી રીતે જ્ઞાન હોય એમ સંભવિત છે દેવતા અને નારકીને તો મતિ, શ્રુત અને અવધિ કે વિભગ જ્ઞાન, ઉત્પત્તિની સાથે જ હોય છે તિર્યંચની ગતિમા પણ ઘણા જીવોને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોવા સાથે અવધિ કે વિભગજ્ઞાન પણ હોય છે, તો દીક્ષાને માટે જે જ્ઞાન જરૂરી ગણો છે, તે જ્ઞાનને તેઓ ધારણ કરનારા હોય છે, તો તેઓને દીક્ષાને લાયક શા માટે ગણવા નહિ ? વળી મનુષ્યમા પણ જ્ઞાનવાળા ઘણા હોય છે, તો તે જ્ઞાનમાત્રથી તે બધાને દીક્ષા માટે લાયક ગણી શકાય ? કદાપિ નહિ

દીક્ષાનુ કારણ ચારિત્ર-મોહનીય કર્મનો ક્ષયોપશમ છે

કદાચ એમ કહેવામા આવે કે–

" એકલા જ્ઞાનવાળામા જેમ ચારિત્રની લાયકાત નથી, તેમ તેવા જ્ઞાન વગરના એકલા ચારિત્રના પરિણામવાળા પણ ચારિત્રને લાયક નથી, માટે જ્ઞાન અને ચારિત્રના પરિણામ બન્ને જો હોય, તો જ દીક્ષાને લાયક ગણાય "

*

આવી રીતનું કથન પણ યોગ્ય નથી, કેમકે–જ્ઞાનની પ્રાપ્તિ થવી તે જ્ઞાનાવરણીય ( જ્ઞાનને ઢાકી દેનારા ) કર્મના ક્ષયોપશમ આદિથી (ઓછાશથી) છે અને ચારિત્રની

આઠ વર્ષની ઉંમરે ચારિત્ર આપવું' પણ એમ તો કહ્યું નથી, એથી સિદ્ધ થાય છે કે-શાસ્ત્રકારોએ જે આઠ વર્ષની ઉંમર દીક્ષાની લાયકાત માટે કહેલી છે તે જ્ઞાનને અંગે નથી, પણ કેવળ પરિણામને અંગે જ છે અને અપવાદ પદની વાત તો આઠ વર્ષની અંદરની ઉંમરવાળાને માટે જ છે કોઈક વજ્રસ્વામીજી સરખા મહાપ્રભાવશાળીઓને આઠ વર્ષની અંદરની ઉંમરમાં પણ ચારિત્રના પરિણામ થાય, તો તેમાં નવાઈ જેવું નથી આ સ્થાને એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે-આઠ વર્ષની અંદરની ઉંમરમાં પણ જો કોઈ તેવા મહાપુરુષને ચારિત્રના પરિણામ થાય, તો તેવાને તે વખતે પણ ચારિત્ર આપવાની શાસ્ત્રકાર રજા આપે છે આથી સમજાશે કે-આઠ વર્ષનો નિયમ માત્ર બહુલતાએ, તેથી ઓછી ઉંમરવાળાને ચારિત્રના પરિણામ ન થાય, એમ માનીને જ રાખેલો છે પણ તેથી ઓછી ઉંમરવાળાને પણ જો કદાચિત્ ચારિત્રના પરિણામ થાય, તો તેને દીક્ષા નહિ દેવાને માટે શાસ્ત્રકારો કહેતા નથી પ્રસિદ્ધ ગચ્છોની પટ્ટાવલીઓમાં અનેક આચાર્યોની આઠથી ઓછી ઉંમરે દીક્ષાઓ થયેલી છે, તે આ વાતની સાક્ષી પૂરે છે

આ ઉપરથી વાચકોને સ્પષ્ટ માલૂમ પડશે કે-આઠ વર્ષની દીક્ષાને અપવાદિક (કદાચિત્ થવાવાળી), પાંચમા આરાના છેડે જ થવાવાળી કે નવમા વર્ષના કેવળજ્ઞાનીને જ થવાવાળી મનાવીને, બીજે થતી તેવી દીક્ષાઓને જેઓ અયોગ્ય ગણાવવા માંગે છે, તે કેવળ તેઓની અજ્ઞાનતા જ છે વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે-જો દીક્ષાને જ્ઞાનની

છે કે-'જે મનુષ્યનું મન શૂન્ય હોય તે મૂઢ કહેવાય અને તેજ દીક્ષાને અયોગ્ય છે ' અને એમ તો કોઈ પણ દિવસ નહિ કહી શકાય કે-' અઢાર વર્ષની અંદરની ઉંમરવાળા તમામ મનુષ્યો શૂન્ય મનવાળા હોય છે ' અને જો એમ માનવામા આવે કે-અઢાર વર્ષની અંદરની ઉંમર સુધી બધા મનુષ્યો શૂન્ય મનવાળા રહે છે ' -તો તે માન્યતા કાયદાશાસ્ત્રીને પણ ઈષ્ટ થઇ શકે એમ નથી કેમકે-એ હિસાબે તો હાઇસ્કુલ અને કૉલેજની જીંદગી ગુજારતા સ્કૉલરોને પણ શૂન્ય મનવાળા જણાવવા પડશે, અને તેથી મૂઢ માનવા પડશે તેમજ તે ઉપરાંત અઢાર વર્ષથી અધિક ઉંમરનો મનુષ્ય શૂન્ય મનવાળો હોય તો પણ તે દીક્ષાને માટે લાયક જ છે, એમ માનવાની ફરજ પડશે કેમકે-તેમની માન્યતા પ્રમાણે તો અઢાર વર્ષ પછી મૂઢતા નથી અને અઢાર વર્ષની અંદરમા જ મૂઢતા છે અને આ રીતે તેઓને બન્ને બાજુથી મુઝવણ આવી પડશે એ મુઝવણ કાઢવાનો રસ્તો એક જ છે અને તે એ કે-શાસ્ત્રકારોના કથનને શરણે જવુ શાસ્ત્રકારો સ્પષ્ટપણે જણાવે છે કે-' જ્ઞાનાવરણીયના તીવ્ર ઉદયને કે સ્નેહને આધીન થઈ સમજાવવામા આવેલી સાચી વસ્તુને પણ જેઓ સમજી શકે નહિ, તેઓ જ શૂન્ય મનવાળા છે અને દીક્ષાને માટે અયોગ્ય છે ' એમ તો નહિ જ કહી શકાય કે-અઢાર વર્ષની અંદરની ઉંમરવાળા બધા મનુષ્ય સ્નેહ અને અજ્ઞાનને આધીન થઇને એવા શૂન્ય મનવાળા બને છે, કે જેથી તેઓને વસ્તુનું સાચુ સ્વરૂપ સમજાવવામા આવે તો પણ

તમારી માન્યતા પ્રમાણે અઢાર વર્ષની અંદર કોઈની મૂઢતા જતી નથી, તો પછી પાચમા આરાના અંતે જ્યારે આજના કાળથી સેંકડોમા ભાગે-માત્ર દશવૈકાલિક સૂત્રનું જ જ્ઞાન રહેશે, ત્યારે તે વખતે અઢાર વર્ષની અંદરની ઉંમરમા મૂઢતા કેવી રીતે નાશ પામશે? તે વખતની અપેક્ષાએ અત્યારે તો તેનાથી સેંકડો ઘણું જ્ઞાન છે, છતા પણ અઢાર વર્ષ સુધી મૂઢપણું માનવામા આવે, તો તે વખતના માત્ર અલ્પજ્ઞાનથી મૂઢપણું ચા શું જશે, એમ શી રીતે કહી શકશો? તમારા કહ્યા પ્રમાણે અઢાર વર્ષની અંદરની વયમા મૂઢતા જ છે એમ માનવામા આવે, તો પાચમા આરાના છેડે પણ અઢાર વર્ષની અંદર દીક્ષા થવાનો વખત આવે નહિ અને શાસ્ત્રકારો તો પાચમા આરાના છેડે આઠ વર્ષની ઉંમરે જ દીક્ષા થવાનું સ્પષ્ટપણે જણાવે છે

## મૂઢદોષ અને બાળદોષ એ બે સ્વતંત્ર દોષ છે

એ ઉપરથી કબૂલ કરવું પડશે જ કે-મૂઢ શબ્દથી અઢાર વર્ષથી ઓછી ઉંમરવાળાનો નિષેધ થતો નથી છતા એવું કહેનારા કાયદાશાસ્ત્રી હોય, તો પણ કા તો તેણે મૂઢ શબ્દની વ્યાખ્યા શાસ્ત્રમા દેખી નથી અથવા દેખ્યા છતા તેના સમજવામા આવી નથી, અગર તો દેખવા અને સમજવામા આવ્યા છતા પણ કોઈ બીજાઓના દબાણને લીધે પોતાના આત્માને ગીરો મૂકીને લેખીની ચલાવવી પડી હશે જો એમ ન હોત તો તેઓને મૂઢ પદની વ્યાખ્યા સ્પષ્ટપણે જે શાસ્ત્રસમ્મત હતી, તે લખવામા અડચણ આવત નહિ શાસ્ત્રકારો મૂઢ પદની વ્યાખ્યા કરતા સ્પષ્ટપણે જણાવે

કરે છે મૂઢ શબ્દની શાસ્રે કહેલી વ્યાખ્યાનો સ્વીકાર કર્યો હોત, તો આમાંની એક પણ મુંઝવણ ઉભી થાત નહિ ધર્મને અયોગ્ય એવા મૂઢનું દ્રષ્ટાંત જણાવતા શાસ્રકાર કહે છે કે– "જે મનુષ્યે એમ સાભળ્યું હોય કે–**'જુહાર અને પ્રણામ રાજ્યસ્થાનમા કરવાના હોય'**–છતા પણ તાકી રહેલા શીકારીને ઉંચે સ્વરે જુહાર અને પ્રણામ કરે તથા શીકારને સ્થાને **'ચોરની પેઠે ગુપચુપ જવાનુ હોય'** ત્યા ખૂલ્લી રીતે જાય અને તળાવને કિનારે 'જ્યા ધોબીઓના લુગડા ચોરાતા હોય અને ધોબીઓ થાણુ બાધીને બેઠા હોય, ત્યા પ્રગટપણે જવુ જોઈએ'–તેના બદલે ચોરની પેઠે ગુપચુપ સતાઇને જવાનું કરે, ધોબીની અપેક્ષાએ 'પાણીમા ધોવાઇ જાઓ'–એમ કહેલુ યોગ્ય વાકય ખેતી કરવા જતા કીસાનોના સન્મુખ જઈને કહે અને ગાડાવાળાને 'ગાડા ભરો'–એવુ અનાજની અપેક્ષાએ કહેલુ વાકય મડદુ લઈને જનારા મનુષ્યોની આગળ જઇને કહે, 'આવુ કોઇ દિવસ ન થશો'–એવી રીતનું મડદાવાળાને કહેવાનું વાકય જાનમા જતા લોકોની આગળ કહે અને જાનવાળાઓએ 'આ સબધ દ્રઢ થજો'–એવી રીતનું કહેલુ વાકય બેડીમા જકડીને લઇ જવાતા જમીનદાર આગળ જઇને કહે, સરદાર પુત્રની સ્રીએ કહેલ 'રાબડી તૈયાર થયાની વાત'–સરદાર પુત્રને મોટે સ્વરે સભામા જઈ કહે, અને 'ખાનગી સમાચાર દેવા'–એવુ કહેલુ વાકય પકડી રાખીને ઘરમા લાગેલી લાયના સમાચાર કહેવા માટે પણ ખાનગી વખત લેવા માટે કલાકોના કલાકો થોભે, લાય લાગેલી હોય તેના

ધુમાડા દેખીને ' ધૂળ પાણી વિગેરે ફેંકવું '—એમ કહેલું વાકય મનમાં રાખીને, ધૂપથી વાસિત કરાતા વાળ અને કપડા ઉપર 'ધુળ અને પાણી ફેંકે'—આવી રીતે વસ્તુતત્ત્વને નહિ સમજનારા મનુષ્યો હોય, તેને જ શાસ્ત્રકારો મૂઢ તરીકે ઓળખાવે છે અને તેઓ જ ધર્મ સાંભળવા કે કરવા લાયક હોતા નથી" શાસ્ત્રકારોએ મૂઢપણાનું સ્વરૂપ આ રીતે સ્પષ્ટપણે જણાવેલું છે, ત્યારે કાયદાશાસ્ત્રી હોવાનો દાવો કરવા છતાં મૂઢપણાને અઢાર વર્ષની અંદરની ઉમ્મર સાથે જોડવાને કેમ સાહસ કરતા હશે ?, એ સમજવું મુશ્કેલ પડે છે પરંતુ આ ઉપરથી વાચકો તો સ્પષ્ટપણે સમજી શકશે કે—શાસ્ત્રકારોએ મૂઢ શબ્દથી નથી તો અઢાર વર્ષથી ઓછી ઉમ્મરવાળાનો નિષેધ કર્યો કે નથી તો એમ જણાવ્યું કે—અઢાર વર્ષ પછીના બધા મૂઢતા વિનાના જ હોય છે અને તેથી તે બધા દીક્ષાને માટે લાયકજ હોય છે પણ શાસ્ત્રકારોએ તો મૂઢ શબ્દથી યથાવસ્થિત વસ્તુતત્ત્વને સમજાવ્યા છતાં પણ સમજી શકે નહિ તેવા સ્નેહ કે અજ્ઞાનથી શૂન્ય મનવાળાને જ લીધેલા છે, પછી તે ચાહ્ય તો અઢાર વર્ષથી ઓછી ઉમ્મરના હોય કે અધિક ઉંમરના હોય ! ચારિત્રને સમજવા માટે તથા તેનું યોગ્ય રીતિએ પાલન કરવા માટે તેવા શૂન્ય મનવાળા મૂઢ મનુષ્યો અસમર્થ હોવાથી, તેઓને દીક્ષા માટે અયોગ્ય ગણ્યા છે

**આઠ વર્ષની નીચેની ઉમ્મરના બાળકોને દીક્ષા દેવાનો નિષેધ છે**

કેટલાક લોકો શાસ્ત્રથી શ્રદ્ધારહિત હોવા છતાં, શાસ્ત્રની શ્રદ્ધાવાળાને ઉન્માર્ગે દોરવા માટે એમ કહેવા તૈયાર થાય છે કે—

"અઢાર વર્ષથી ઓછી ઉમ્મરવાળા જે મનુષ્યો હોય તે બાળક કહેવાય અને તેવા બાળકની દીક્ષામા શાસ્ત્રકારો સમ્મત થતા નથી, કેમકે-બાળકને દીક્ષા આપવાથી સયમની વિરાધના વિગેરે દોષો થાય છે કારણ કે-' તે બાળક અજ્ઞાની હોવાથી લોઢાના ગોળાની જેમ જ્યા જ્યા ચેષ્ટા કરે ત્યા ત્યા છ કાય જીવોની વિરોધના થાય તે વિરાધનાથી બચાવવા માટે જો સાધુઓ તેને પકડી રાખે, તો લોકો જરૂર એમ કહેવા તૈયાર થાય કે-સાધુઓ બળાત્કારે દીક્ષારૂપી કેદખાનામા બાળકને નાખે છે તેમજ વળી તે બાળકને પોતાની સ્વચ્છતા કરવાની સ્થિતિ અને શકિત ન હોવાથી, બધી ચાકરી જેમ એની માતા કરતી હતી તેમ સાધુઓને કરવી પડે અને તેથી સાધુઓને જ્ઞાનાભ્યાસમા અતરાય થાય '-આ વિગેરે દોષોને લીધે બાળકોને દીક્ષા નહિ આપવાનું શાસ્ત્રકારોએ સ્પષ્ટપણે જણાવ્યું છે "



આમ કહીને જેઓ અઢાર વર્ષથી ઓછી ઉમ્મરવાળાને દીક્ષા આપવાનો નિષેધ કરે છે, તેઓ પોતાની સ્થિતિને કઢંગી બનાવે છે, કેમકે-જે શાસ્ત્રકારો સ્થાને સ્થાને આઠ **વર્ષથી ઓછી ઉંમરનો મનુષ્ય જ બાળક કહેવાય અને તેઓને માટે જ 'બાળ' નામનો પહેલો ભેદ દીક્ષા માટે અયોગ્ય જણાવેલો છે,** એમ સ્પષ્ટપણે જણાવે છે, તે શાસ્ત્રકારો અઢાર વર્ષથી ઓછી ઉમ્મરવાળા બધા મનુષ્યને બાળક ગણીને, તેની દીક્ષામા ઉપર કહેલા સયમવિરાધક દોષો જણાવે, એમ માનવાને કોઇ પણ

તૈયાર નહિ થાય આવુ કહેનારા શાસ્ત્રની વિરૂદ્ધ મતને પોષવાવાળા હોવા છતા, શાસ્ત્રને નામે શ્રદ્ધાળુઓને ભરમાવવા માટે જ પોતાના બખાળા કાઢે છે શાસ્ત્રકારોએ પ્રથમ તો એમ જણાવ્યું છે કે–**'આઠ વર્ષથી ઓછી ઉંમરવાળાને પ્રાય (ઘણુ કરીને) ચારિત્રના પરિણામ થતા નથી.** બીજા કારણ તરીકે ઉપર જણાવેલા સયમવિરાધના આદિ દોષો જણાવે છે, અને તે ઉપરાત આઠ વર્ષની અંદરની ઉમ્મરવાળો છોકરો જીવાદિક તત્ત્વોને ન સમજે એ પણ સભવિત છે અને તેવો વસ્તુતત્ત્વથી અજ્ઞાત બાળક જ્યા જ્યા જાય કે આવે, ત્યા ત્યા લોઢાના ગોળાની પેઠે છ કાયની વિરાધના કરે એ સભવિત છે ' **પરતુ આઠ વર્ષથી અધિક ઉમરવાળો બાળક જીવાદિક તત્ત્વને ન સમજે એમ છે નહિ, કારણ કે–આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ કે–** આઠ વર્ષના બાળકો સામાયિક–પ્રતિક્રમણ કરતા કે પૌષધ કરતા પૃથ્વીકાય આદિ છ કાયના સંઘટ્ટાને (સ્પર્શને) ટાળે છે **તેથી પણ સાબીત થાય છે કે–શાસ્ત્રકારોએ આઠ વર્ષ કરતા ઓછી ઉંમરવાળા બાળકનો જ નિષેધ કર્યો છે,** કારણ કે–તે જીવાદિક અને પૃથ્વીકાય આદિકના જ્ઞાનરહિત લોઢાના ગોળા જેવો હોવાથી, સયમવિરાધનાદિ દોષોથી અટકી શકતા નથી

<u>આઠ વર્ષની ઉપરના બાળકને બાળદોષ લાગુ પડી શકતો નથી</u>

વળી આઠ વર્ષથી ઓછી ઉંમરવાળા બાળકને ઉપર કહી તેવી અજ્ઞાનતાની સાથે ચપળતા પણ હોય છે, જેથી તેને વિરાધના કરતો બચાવવા માટે બળાત્કારે રોકવો પડે

અને તેથી તે બાળકને દીક્ષા એ બંધીખાનું લાગે અને જોનારા લોકો પણ તે બાળકને દીક્ષારૂપી બંધીખાનામાં નાખ્યો છે એમ જ ગણે અને બોલે આઠ વર્ષથી અધિક ઉંમરવાળા બાળકમાં તેવી અજ્ઞાનતા કે ચપળતા હોતી નથી, કે જેથી તે નિષેધ કરેલી વિરાધનામાં પણ પ્રવૃત્તિ કરે કદાચિત્ અજ્ઞાનતાએ તેવા બાળકથી વિરાધનાની પ્રવૃત્તિ થાય, તો પણ તેને અઈમુત્તા મુનિની માફક વચનથી જ સમજાવીને રોકી શકાય છે, પણ તેને રોકવાને માટે બળાત્કાર કરવો પડતો નથી તેથી તેવા બાળકને દીક્ષા એ બંધીખાનું લાગતું નથી, તેમજ લોકોને પણ–'**સાધુઓ નિર્દય છે કે બાળકોને પણ દીક્ષારૂપી બંધીખાનામાં ગોંધી રાખે છે.**' –એવું કહેવાનો વખત આવતો નથી આ બે મુદ્દા કરતાં પણ ત્રીજો મુદ્દો–'**માતાની માફક શરીરની સ્વચ્છતાદિક કરવી પડે અને તેથી સ્વાધ્યાયને (ભણવા ગણવાને) વ્યાઘાત થાય**'–એમ જે જણાવ્યો, તે ઉપરથી સ્પષ્ટપણે માલમ પડશે કે–**આ બધા દૂષણો આઠ વર્ષથી ઓછી ઉંમરવાળા બાળકને જ લાગુ પડે છે, કેમકે–આઠ વર્ષથી અધિક ઉંમરવાળો બાલક પોતાના શરીરની સ્વચ્છતા પોતાના હાથે ન કરી શકે અને સાધુઓને જ કરવી પડે. એ સંભવિત નથી.** આ બધી હકીકત સાંભળનાર, જાણનાર અને માનનારને સ્પષ્ટપણે માલમ પડશે કે–**બાળકની દીક્ષા માટે જે દૂષણો શાસ્ત્રમાં કહ્યા છે, તે કેવળ આઠ વર્ષથી ઓછી ઉંમરના બાળકોને માટે જ છે,** પરન્તુ આઠ વર્ષથી અધિક ઉંમરના બાળકને

તે દોષો લાગુ પડતા નથી. છતા લાગુ પાડવા જે પ્રયત્ન થાય છે, તે કેવળ શાસ્ત્રના વચનોની શ્રદ્ધા નહિ રાખનારાઓ તરફથી શ્રદ્ધાળુ જનોને ફસાવવા અને ભમાવવા માટે જ છે

અખંડ બ્રહ્મચર્ય પાળવા માટે બાળદીક્ષા એજ રાજમાર્ગ છે

જેવી રીતે નાની ઉમ્મરની દીક્ષા રોકવા માટે અઢાર વર્ષની વય નક્કી કરવાનું કહેવામા આવે છે, તે પ્રમાણે જો અઢાર વર્ષની અંદરની ઉંમરવાળાને દીક્ષાનો નિષેધ કરવામા આવે, તો ચાલુ જમાનાની અપેક્ષાએ કોઇ પણ બાળ-બ્રહ્મચારી બની શકે જ નહિ, કારણ કે-ઉચ્ચ કોમના છોકરાઓના સગપણો નાની ઉંમરમા જ કરવામા આવે છે, તેમજ તેઓને તેમના માબાપો મોટા ભાગે અઢાર વર્ષની અંદર જ પરણાવી દે છે પરણ્યા પછીથી જો તે દીક્ષા લેવા માગે, તો તેના સગા-સબંધીઓ વિગેરેને તે અરુચિકર જ થાય છે લગ્નમા જોડાયા પછી જો તે અઢાર વર્ષથી ઓછા ઉંમરનો મનુષ્ય પોતાના વૈરાગ્યમા જ દૃઢ રહે, તો તેથી તેને પોતાને ઘરે તેમજ તેના સસરાને ઘરે પ્રતિદિન કલેશની જ વૃદ્ધિ થાય છે, અને તેની વૈરાગ્યવાસના તોડવા માટે તેના માબાપો જો તેને લપટીઓની સોબતમા મૂકે, તો તેનો આ લોક તથા પરલોક બગડે, એટલુ જ નહિ પણ ખરાબ સોબતના પરિણામે તે દીક્ષા લેવાને તૈયાર થયેલો છતા-'અઢાર વર્ષથી ઓછી ઉંમરનાને દીક્ષા અપાય નહિ' -એવા કાયદાથી રોકાયલો હોવાથી, પોતાનુ વર્તમાન અને ભવિષ્ય બન્ને બગાડે અને તેનું કારણ અઢાર વર્ષથી ઓછી ઉંમરવાળાને દીક્ષા ન દેવાનો શાસ્ત્રવિરુદ્ધ કાયદો જ ગણાય

એવુ કહેવામા આવે છે કે–

"જે મનુષ્ય વૈરાગ્યવાળો થયો હોય, તેણે તેવી દઢતા રાખવી જ જોઇએ કે–પોતાના ઘરવાળા કે સાસરીયાઓ ગમે તેટલો કલેશ કરે તેમજ સ્ત્રીનો સમાગમ કાયમ રહે, છતા તેણે પોતાના વિચારમા સ્થિર રહેવુ જ જોઇએ"

*

આ તેઓનુ કહેવુ ઇચ્છવા યોગ્ય છે, પણ તેઓએ સાથે સાથે ધ્યાનમા રાખવુ જોઇએ કે—બ્રહ્મચર્યના રક્ષણને માટે સાધુ મહાત્માઓને પણ નવ વાડો (કિલ્લાઓ) પાળવાની શાસ્ત્રકારો જરૂરીયાત બતાવે છે જે મહાપુરૂષો પરિણીત હોય કે અપરિણીત હોય, પણ વૈરાગ્યવાસનાની તીવ્રતાથી સર્વ સગાસ્નેહીઓનો સમ્બન્ધ તથા સ્ત્રીની હૈયાતી હોય તો તેનો પણ સબધ છોડીને જીવનપર્યંત માટે વિષય વાસનાનો ત્રિવિધ ત્રિવિધ ત્યાગ કરે છે અને દેવ–ગુરૂ વિગેરેની સાક્ષીએ તે બાબતની પ્રતિજ્ઞા કરે છે, તેવા મહાત્માઓને પણ તે વિષયવાસનાના ત્યાગને નપૂર્ણપણે નિભાવવા માટે નવ વાડોના પાલનની જરૂર છે, એટલે કે—

(૧) જે મકાનમા સ્ત્રીઓ રહેતી હોય કે અકાળે આવીને પણ બેસતી હોય, તેવા મકાનને વર્જવુ

(૨) સ્ત્રીસન્મુખ જોઇને, સ્ત્રી–સબધી વાર્તા કરવી કે સાભળવી નહિ.

(૩) જે સ્થાને સ્ત્રી બેઠી હોય, તે સ્થાને તેના ઉઠી

કેવળ અપવાદરૂપ છે રાજમાર્ગ તો તે છે કે—દરેક દીક્ષાની અભિલાષાવાળા અગર દીક્ષિત થયેલા આત્માઓએ વિષય વિકાર ઉત્પન્ન કરનાર સાધનોના સહવાસનો ત્યાગ કરી, નિર્વિકાર સસર્ગોમા જ રહેવું જોઇએ તેમ નહિ વર્તનાર માટે ઉત્તમ ભાવનાઓનું રક્ષણ અસભવિત નહિ, તો દુ સભવિત તો જરૂર જ છે અને જે કાર્યો દીક્ષામા રહેલા મહા પુરૂષો માટે દુ સંભવિત હોય, તેવા સ્થાનોમા દીક્ષાના ઉમેદવારે રહેવુ જોઇએ એમ કહેવુ, તે કેવળ અજ્ઞાનતાનુ પરિણામ છે એટલુ જ નહિ પણ વૈરાગ્યમાર્ગને આવતો અટકાવવા માટે અથવા તો આવેલા વૈરાગ્યનો નાશ કરવા માટેનો રસ્તો છે આ ઉપરથી વૈરાગ્યવાસિત આત્માને સસારમા રહેવાની જેઓ ફરજ પાડવા માગે છે, તેઓ અત કરણથી નાસ્તિક હોઇ, વૈરાગ્યમાર્ગને અશક્ય બનાવવા તથા બનેલા વૈરાગ્ય માર્ગને તોડવા તૈયાર થયા છે, તેવી આસ્તિકોની માન્યતા સાચી જ છે,—એમ દરેક વિચારકને માનવુ જ પડશે.

<u>દીક્ષા માટે કયી વય વધુ યોગ્ય? ૧૮ વર્ષ ઉપરની કે તેની અંદરની ??</u>

અઢાર વર્ષથી ઓછી ઉમ્મરની દીક્ષા જેઓ રોકવા માગે છે, તેઓએ વિચારવાનું છે કે—જે મનુષ્યનું લગ્ન સત્તર કે અઢાર વર્ષે થયેલું હોય, તે મનુષ્ય તમારા કાયદા પ્રમાણે અઢાર વર્ષે જ્યારે ત્યાગી થશે, ત્યાર તેની યુવાન અવસ્થામા રહેલી સ્ત્રી પોતાના માથા ફોડવા, છાતી કુટવા કે રોકકળાટ કરવા માટે તૈયાર થયા વિના રહેશે જ નહિ

અઢારમા વર્ષે કે ત્યારપછી પણ પાચ-સાત વર્ષ સસારમા રહીને વૈરાગ્યને માર્ગ જવાવાળો થશે, તો તે અવસ્થામા પણ તેની યુવાન સ્ત્રીમા વિષયવાસનાનું જોર ન જ હોય એમ કહી શકાય નહિ, અને જે દીક્ષિતની પાછળ સ્ત્રીનો કલેશ હોય તે ગમે તેટલી મુદતનો પરિણીત હોય, તો પણ તેની દીક્ષા તમે તો અયોગ્ય જ ગણશો આ પ્રમાણે તમારા અભિપ્રાયનો ખૂલ્લો અર્થ એ જ થયો કે-જો વૈરાગ્યવાળો મનુષ્ય અઢાર વર્ષથી ઓછી ઉમરમા દીક્ષા લેવા માગે, તો ઉમ્મરનો વાધો ગણવામા આવે અને અઢાર વર્ષથી અધિક ઉમ્મરનો વૈરાગવાસિત થઇ દીક્ષા લેવા માગે તો તેની સ્રીના કલ્પાતનો વાધો આવે, એટલે અઢાર વર્ષથી ઓછી ઉમ્મરવાળાને દીક્ષા યોગ્ય નહિ અને અઢાર વર્ષથી અધિક ઉમ્મરવાળાને પણ યોગ્ય નહિ ! ફક્ત જેઓ અઢાર વર્ષ સુધી અવિવાહિત રહ્યા હોય અને જો તેઓને વૈરાગ્ય થાય, તો તેઓ જ માત્ર દીક્ષાને લાયક થઈ શકે, એટલે જે ઉત્તમ કુળોના કે નાગી સ્થિતિના મનુષ્યો તેટલી વય સુધી અવિવાહિત રહી શકતા નથી, તેઓને તો દીક્ષા લેવાની જ રહી નહિ

## સ્રીની સમ્મતિ ન હોય તેથી દીક્ષા અટકાવાય નહિ જ !

કદાચ એમ કહેવા માગો કે—

"જે મનુષ્ય અઢાર વર્ષથી અધિક ઉમ્મરવાળો પરિણીત થયો હોય અને જો તેને વૈરાગ્યની ભાવના જાગ્રત થઈ હોય તો તેની પહેલી ફરજ છે કે-તેણે પોતાની સ્રીને

વૈરાગ્યના માર્ગમા લાવવી અને જો તે પોતાની મેળે દીક્ષા લેવા તૈયાર થાય અથવા તો સમ્મતિ આપે, તો તેવી દીક્ષામા કોઇને પણ નારાજ થવાનુ કાંઈ પણ કારણ નથી ”

*

આ કથન સપૂર્ણ આદરણીય છે, એમા તો શકા જ નથી દીક્ષા લેવાને તૈયાર થયેલા પુરુષના પ્રતિબોધથી તેની સ્ત્રી દીક્ષા લેવાને તૈયાર થાય અથવા તો શરીર કે બાળકાદિકના કારણથી પોતે તે માર્ગે સચરવાને અશક્ત હોય, તો પણ– ‘ દીક્ષામા કરાતો અતરાય મને ભવાતરે પણ ચારિત્ર પ્રાપ્ત કરવામા નડયા વગર રહેશે નહિ અને તેવા નડતરને લીધે જેમ ચારિત્ર દૂર રહેશે તેમ મારો આત્મા જલ્દિ મોક્ષ મેળવવા માટે બેનસીબ થશે, તેથી મારાથી ચારિત્ર ગ્રહણ ન થાય, તો પણ ચારિત્રને લેનાર મારા પતિને હુ ચારિત્ર પ્રાપ્તિમા સહાય કરૂ ’–એવો વિચાર કરી જો સ્ત્રી પોતાના પતિને કે પતિ પોતાની સ્ત્રીને રજા આપે અને રાજીખૂશીથી દીક્ષા બને તો ત નપૂર્ણપણે ઇચ્છવા યોગ્ય જ છે જગતમા જેમ સોનુ અને સુગધ બન્ને સાથે મળે તે ઇષ્ટ ગણાય છે, પણ કદાચ સુગધ ન હોય તેટલા માત્રથી સોનું કઇ વર્જવા લાયક તો ગણાતુ જ નથી, તેવી રીતે ઉપર જણાવ્યા પ્રમાણે પરસ્પરની રાજીખુશીથી દીક્ષા થાય તે ઘણી જ ઇચ્છવા યોગ્ય છે, છતા પણ કદાચ મોહના તીવ્ર ઉદયથી પાછળથી સસારમા રહેનાર સ્ત્રી કે પતિ વૈરાગ્યને માર્ગે ન આવે અને સમતિ ન આપતા મોહના ઉદ્યાગાથી કલેશ કરવા તૈયાર થાય, તો તેટલા માત્રથી વૈરાગ્યવાન પુરૂષે પોતાના વૈરાગ્યને

દેશવટો દેવો, એમ સમજુ મનુષ્ય તો કદાપિ કાળે કબુલ કરશે જ નહિ

## વિષયાસક્ત સ્ત્રી વૈરાગ્ય ન પામે-તેની જોખમદારી દીક્ષા લેનાર પર ન હોઈ શકે !

કદાચ એમ કહેવામા આવે કે—

" જે મનુષ્યમા ખરો વૈરાગ્ય થયેલો હોય, તે મનુષ્ય પોતાની સ્ત્રીને વૈરાગ્યમાર્ગે કેમ લાવે નહિ ? "

*

આ કથન પણ યોગ્ય છે એમા તો નવાઇ જ નથી, કેમકે-કોઈ પણ વૈરાગ્યવાળો મનુષ્ય પોતાની સ્ત્રી વૈરાગ્ય માર્ગમા ન આવે અથવા તો તે મારા વૈરાગ્યમા વિઘ્ન કરનારી થાય, એમ તો એક રૂવાડે પણ ઇચ્છા રાખે જ નહિ ! પણ ધ્યાનમા રાખવાની જરૂર છે કે-મોટા મોટા શાસ્ત્રોના પારગતો તેમજ વૈરાગ્યમાર્ગના પ્રવાહમા ગતદિવસ મગ્ન રહેનાર, વૈરાગ્યમાર્ગનુ સતત આચરણ કરનાર મહાત્માઓ પણ ભક્તિવાળા અને વૈરાગ્યના રસિક શ્રોતાઓને પણ પોતાની ધારણા પ્રમાણે સર્વત્ર વૈરાગ્ય ઉપજાવી શકતા નથી, તો પછી વૈરાગ્યમાર્ગમા જેનો પ્રવેશ નવો જ થયો છે તેમજ હજુ સુધી જેણે તેવા વૈરાગ્યમય શાસ્ત્રોનો સમ્યગ્ રીતિએ અભ્યાસ કર્યો નથી, એવા એક ગૃહસ્થ પુરૂષને સાથે વિષયમા સર્વથા આસક્ત, પુત્રપ્રાપ્તિ કે તેના પાલનની ઈચ્છામા અહોનિશ

અટવાઈ રહેલી તેમજ વૈરાગ્યમાર્ગને સર્વથા અના દરણીય ગણવા સાથે દ્વેષનુ સ્થાન માનવાવાળી એવી સ્ત્રીને પ્રતિબોધ કરી વૈરાગ્યમાર્ગે લાવવાની ફરજ નાખવી, તે કેવળ એ માર્ગનો અસભવ કરવા માટે જ છે ભગવાન્ તીર્થંકરો કે જેઓ જન્મથી જ મતિ, શ્રુત અને અવધિ,–એ ત્રણ જ્ઞાને સહિત હોય છે, છતા તેઓ પણ જ્યારે સંસારથી વિરક્ત થાય છે, ત્યારે પોતાની સ્ત્રીઓને વૈરાગ્યમાર્ગે લાવી દીક્ષા દેવડાવવામા સમર્થ થઈ શકતા નથી શું કોઇપણ એમ કહી શકે છે કે–ભગવાન્ **ઋષભદેવજી** સાથે **સુનદા** અને **સુમગળાએ** વૈરાગ્યમાર્ગમા પ્રવેશ કરી દીક્ષા લીધી? યાવત્–ભગવાન **પાર્શ્વનાથજી**ની સાથે તેમની સ્ત્રી **પ્રભાવતીએ** તેમજ ભગવાન **મહાવીરસ્વામીની** સાથે તેમની સ્ત્રી **યશોદાએ** દીક્ષા લીધી? તેણીઓએ નથી લીધી, એ વાત ભગવાનના ચરિત્રો વાચવાવાળાથી અજાણી નથી જ જ્યારે ભગવાન્ તીર્થંકર સરખા જ્ઞાની અને વિરાગી આત્માઓ પણ પોતાની સ્ત્રીઓને વૈરાગ્યમાર્ગ લાવીને દીક્ષા લેવડાવવામા શક્તિમાન થઈ શક્યા નહિ, તો પછી વર્તમાન જમાનાના મનુષ્યોને માથે પોતાની સ્ત્રીને વૈરાગ્યમાર્ગે લાવ્યા પછી જ દીક્ષા લેવાની ઉમેદવારી કરવી, એ ફરજ નાખવી તે કેવળ દુષ્ટતાનુ જ પરિણામ કહેવાય

*　　　*　　　*

કદાચ એમ કહેવામા આવે કે–

"તીર્થંકરોએ જો કે–પોતાની સ્ત્રીઓને વૈરાગ્યમાર્ગે

ઉતારી દીક્ષા લેવાને માટે તૈયાર કરી નહોતી, તો પણ તેઓએ એટલુ તો જરૂર કર્યું હતું કે-જેથી તે સ્ત્રીઓ વાતાવરણને ક્લેશમય તો કરતી જ ન હતી ”

*

આ કથન જો કે કેટલેક અંશે સારૂ ગણી શકીયે, પણ વસ્તુત સ્વરૂપથી વેગળુ છે, કેમકે-પ્રભાવતી વિગેરે રાણીઓએ ભગવાન્ પાર્શ્વનાથજી આદિ તીર્થંકરોની દીક્ષા વખતે રૂદન આદિનો કરેલો ક્લેશ શાસ્ત્રકારો સ્પષ્ટપણે જણાવે છે છતા એટલુ તેમા વિશેષ છે કે-તે ભગવાનના માતાપિતા વસ્તુનુ ઉત્તમપણું સમજતા હોવાથી, પોતે પોતાના ક્લેશને બહાર કાઢતા નહોતા અને ભગવાનની સ્ત્રીઓના ક્લેશને પણ સમજાવીને દૂર કરતા હતા અને તે વખતે લોકો પણ ધર્મની આસ્તિકતાવાળા હોઇને વૈરાગ્ય માર્ગની ઉત્તમતા ગણતા હોવાથી, ચાલુ જમાનાના લોકોની પેઠે તેણીઓને ઉશ્કેરતા હતા નહિ આ ઉપરથી આટલુ તો નક્કી જ થાય છે કે-ભગવાન્ તીર્થંકરો અગાધ શક્તિ-વાળા હોવા છતા, એમની સ્ત્રીઓનો ક્લેશ અનિવાર્ય હતો, તો પછી એમનાથી કઇ ગુણા ઉતરતા દરજ્જાના સામાન્ય મનુષ્યો માટે-'પોતાની સ્ત્રીને વૈરાગ્યમાર્ગે લાવી દીક્ષા માટે તૈયાર કરવી જ જોઇએ અથવા તો પોતાની દીક્ષાને માટે સમ્મતિવાળી બનાવવી જ જોઇએ '-એવી ફરજ નાખવી તે કેવળ સ્ત્રીના નામે દીક્ષાઓ થતી અટકાવવા અને તેમ કરીને સાધુસસ્થાને નિર્મૂળ કરવા માટે જ પ્રયત્ન કરાય છે, એમ કહેવામા ખોટુ નથી.

## સર્વ શક્તિમાન તીર્થંકરો પણ બીજાના કર્મનો ક્ષય પોતે નથી કરી શક્યા

વળી ધ્યાનમા રાખવાનું છે કે-વૈરાગ્યની વાસના કોઈની કરેલી થતી નથી, અને તેમ થતું હોત તો ભગવાન્ તીર્થંકરો આખા જગતને તારવા માટે તૈયાર થયા હતા, અને તેથી તેઓ આખા જગતને વિરાગી બનાવી દેત, પરન્તુ વૈરાગ્યવાસના તો આત્માને લાગે। ચારિત્ર-મોહનીય કર્મની જ્યારે મંદતા થાય છે, ત્યારે જ પ્રગટે છે અને તેથી તે કોઇએ બનાવેલી બનતી નથી કર્મના ક્ષયોપશમના આધારે થતો પદાર્થ કેવલ બીજા આત્માના ઉદ્યમને લીધે બની શકે તે અસંભવિત જ છે અને તેમ જો બનતુ હોત, તો એક કેવલી પણ જગતના તમામ જીવોના સર્વે કર્મોનો ક્ષય કરી નાખત, કેમકે-જે વખતે કેવળજ્ઞાન પામવાવાળો જીવ ક્ષપકશ્રેણીમા (કર્મક્ષય કરવાની ઉચ્ચ ધ્યાનરૂપી ક્રિયામા) પ્રવેશ કરે છે, તે વખતે તે પવિત્ર પુરૂષની વીર્યશક્તિ એટલી બધી સ્ફુરે છે કે, તે વીર્યશક્તિથી પોતાના આત્માના સર્વ કર્મનો ક્ષય કરવાની સાથે, સર્વે જગતના જીવોના કર્મનો ક્ષય કરી શકે પણ તે બનતું નથી, તેનુ કારણ એ જ છે કે-જગતના સર્વ જીવો જુદા છે અને સર્વ જીવોના કર્મો પણ જુદા જુદા છે અને તેથી કેવલી ભગવાન પણ બીજા જીવોના કર્મોનો ક્ષયાદિ નથી કરી શકતા અને જ્યારે કેવળજ્ઞાન પામનારા પવિત્ર પુરૂષો પણ પોતાની અપૂર્વ વીર્યશક્તિથી બીજાઓના આત્માના [illegible] ક્ષયાદિ ન કરી શકે, ત્યારે પ્રમત્ત સંયત (છઠ્ઠા)

ગુણસ્થાનકને પણ નહિ પામેલા મનુષ્યને માથે પોતાની સ્ત્રીના આત્માના કર્મનો ક્ષય કરવો જ જોઇએ, તેણીને વૈરાગ્ય ઉત્પન્ન કરાવવો જ જોઇએ, અથવા તો તેણીને દીક્ષા લેવા માટે તૈયાર કરવી જ જોઇએ,—એવી ફરજ ધરવામા આવે તે હકીકત યોગ્ય છે, એમ કયો અક્કલવાળો મનુષ્ય માની શકે? હવે જ્યારે પતિના વૈરાગ્યથી કે આત્મબળથી સ્ત્રીને વૈરાગ્ય ન થવો એ અસભવિત વાત નહિ તો દુસ-ભવિત તો છે જ, તો પછી સ્ત્રીને વૈરાગ્ય ઉત્પન્ન કર્યા સિવાય કે તેની સમ્મતિ મેળવ્યા સિવાય દીક્ષા થઇ શકે જ નહિ, એમ કહેવુ એ કેવળ તીર્થપ્રવૃત્તિમા સતતપણે પ્રવર્તિ રહેલ યોગ્ય દીક્ષાને પણ રોકવા માટે જ છે, એમ ધારવામા કોઈપણ મનુષ્ય ભૂલ કરતો હોય, એમ કહી શકાય જ નહિ વળી એ વાત પણ ધ્યાનમા રાખવાની જરૂર છે કે-પુરૂષની કામવાસના કરતા સ્ત્રીઓની કામવાસના પ્રાય ઘણી જ વધારે હોય છે અને તેથી સ્ત્રી વૈરાગ્યમાર્ગે જતી હોય તો પુરૂષો તો પોતાની કામવાસનાને સ્હેજે વશ કરી શકે છે, પણ સ્ત્રીને કામવાસનાની અધિકતા હોવાથી, જો વૈરાગ્ય-દશાને પામેલી નથી હોતી, તો કોઈ દિવસ પણ પુરૂષને દીક્ષા લેવાની સમ્મતિ થાય જ નહિ, તો શુ તેવી કામવાસ-નામા મસ્ત થયેલી સ્ત્રીની ઇચ્છાને આધીન થવા માટે પુરૂષને માથે ફરજ પાડવી, કોઇપણ પ્રકારે ન્યાયયુક્ત ગણી શકાય? નહિ જ!

પોતે કરેલ પાપ પોતાને જ ભોગવવુ પડે છે।

કેટલાક લોકો એમ જણાવે છે કે—

"જ્યારે સ્ત્રીએ લગ્ન કર્યું, ત્યારે જગતના અબજો માણસો ઉપરથી પોતાનો પ્રેમ છોડી દઇ, એક જ માણસ ઉપર તે પ્રેમ સ્થાપ્યો, તો તે સ્ત્રીના પ્રેમના આધારભૂત એવા પુરૂષને તેણીની રાજીખુશી કે સમ્મતિ વિના દીક્ષા આપવી તે અકાર્ય કે જુલમ નહિ, તો બીજું શું કહેવાય ?"

°

આ રીતનું કથન સસારમા આસકત થયેલા આત્માઓને ઉપલક દ્રષ્ટિએ જો કે વ્યાજબી લાગે, તો પણ આસ્તિક શાસ્ત્રોના આધારે દરેક જીવો અને તેના કર્મોનું જુદાપણુ માનનારને, તે વાત કોઈ દિવસ વ્યાજબી લાગશે નહિ, કેમકે-આસ્તિકોના સિદ્ધાત પ્રમાણે કોઇપણ મનુષ્યના પ્રેમ કે સ્નેહને અગે કોઇપણ મનુષ્ય કાંઈ પણ પાપાચરણુ કે અકૃત્ય કરે, તો તેના આ ભવમા કે ભવાતરમા ભોગવવા પડતા દુષ્ટ વિપાકો વખતે, તે પ્રેમના પાત્રો અને સ્નેહના સગઠનવાળાઓ ભાગીદાર થતા નથી, એ વાત ચોક્કસ જ છે એક મનુષ્ય પોતાના આખા કુટુબને માટે શાક સમારતો હોય અને તે સમારતા તેની આગળી કે અગુઠો કપાઇ જાય, તો તે એકલા સમારનારને જ ભોગવવુ પડે. સમારાયલુ શાક જો કે-આખુ કુટુબ ખાય છે, તો પણ વેદના તો તેને એકલાને જ સહન કરવી પડે છે રસોઇ કરવા માટે તૈયાર થએલી બાઇનો રસોઇ કરતા કદાચિત્ હાથ દાઝે, તો જો કે-તે રસોઈ આખુ કુટુબ ખાય, તો પણ તેની વેદના આખુ કુટુબ ભોગવતુ નથી ચાલુ જમાનામા પ્રાયમસથી દાઝીને જવાના સેંકડો દાખલાઓ સાભળીએ છીએ, તેમ જ

તેવી રીતે દાઝીને મરણ પામેલી સ્ત્રીઓ પણ સેંકડોની સખ્યામા આ ફાની દુનિયાને છોડી જતા દેખીયે છીએ તેવે વખતે શુ આખુ કુટુબ તે પીડાને વ્હેંચી લે છે? કે તેમા ભાગ પડાવે છે ?? કે તે સ્ત્રીના મરણને રોકે છે ??? દરેક સમજુ મનુષ્યને કબૂલ કરવુ જ પડશે કે–તેવુ કાઇ બનતુ નથી તેમજ પુરૂષો પણ સ્ત્રી–પુત્ર કે કુટુબાદિકના મોહને લીધે લોભદ્રષ્ટિ ધારણ કરીને સાચા–જુઠા કરે, તેમા આબરૂ કોની જાય છે ? તે લોભદ્રષ્ટિ કરનારની કે જેને માટે તે લોભદ્રષ્ટિ કરવામા આવી તેની ?? માનો કે–કોઇક મનુષ્યે કુટુબને માટે ચોપડામા ખોટી રકમ લખી જૂઠો દસ્તાવેજ કર્યો, યાવત્–કોઇનુ ખૂન પણ કર્યું, તો તે બધા ગુન્હાના દડને અગે કેદ કે ફાસીની સજા તેને એકલાને થશે કે આખા કુટુબને ? જગત્નો સામાન્ય વ્યવહાર જાણવાવાળો મનુષ્ય પણ આ વાતને સ્હેલથી સમજી શકે તેમ છે કે–તે સજા અકૃત્ય કરનારને જ થવાની છે, પણ જેઓને માટે તે અકૃત્ય કરવામા આવ્યું તેઓને કાઇપણ થવાનું નથી એવી જ રીતે દરેક આસ્તિકો સ્પષ્ટ રીતે એમ માને છે કે–કુટુબને અગે કરેલા પાપોના ફળ તે કુટુબને ભોગવવા પડતા નથી, પણ કરનારને જ ભોગવવા પડે છે પાપોના ફળરૂપે દુર્ગતિમા જવાનું થાય તે પણ પાપ કરનારને જ, પણ કુટુબીઓને નહિ આ બધી વાતને સમજનારો મનુષ્ય સ્ત્રીના પ્રેમની પસદગીને આગળ કરીને, પોતાના આત્માને પાપમા ડૂબાડવાનું કેમ કબૂલ કરે ?

<u>જે કાર્યનું ફળ જેને ભોગવવાનુ હોય, તેની સ્વતત્રતા તેને હોવી જ જોઇએ !</u>

કદાચ કહેવામા આવે કે–

"ભરથાર કે સ્ત્રીએ પોતાના આત્મકલ્યાણનો રસ્તો સમજીને દીક્ષા ગ્રહણ કરી, પણ તેથી પાછળ એકાકી રહેલ ભરથાર કે સ્ત્રીની હાલત ખરાબ થાય તેનું શું? કેમકે-પતિ સ્ત્રીને છોડી જાય કે સ્ત્રી પતિને છોડી જાય, પણ પાછળ રહેનારાની કેવી દશા થાય, એ વિચારવાની જરૂર ઓછી નથી."

*

આમ કહેનારાઓએ એ વિચારવુ જોઈએ કે-સ્ત્રી કે ભરથારમાથી એકનું મૃત્યુ થાય અગર આધળા, લુલા કે લગડા થાય, બહેરા, મુગા કે બોબડા થાય, અસમર્થ થાય, તો જોડે રહેવાની શી હાલત થાય?

*          *          *

આ સ્થળે કદાચ એમ કહેવામા આવે કે-

"મરણ આગળ કે રોગાદિક આગળ કોઈનું ચાલતુ નથી, તો તેવા નિરૂપાય સ્થાનનું દૃષ્ટાંત લેવુ તે વ્યાજબી ગણાય જ નહિ"

*

આમ કહેવાવાળા બાહ્ય જગતની અપેક્ષાએ જો કે વ્યાજબી ઠરે, તો પણ તે મૃત્યુ અને રોગાદિકના કારણભુત એવા પાપો અને દુષ્કૃત્યોથી બચવાને માટે તૈયાર થનારા દરેકને સ્વતંત્રતા હોવી જ જોઇયે એમ માનવાને તેઓએ આનાકાની કરવી જોઇએ નહિ, કેમકે-જે વસ્તુનું ફળ પોતાને એકલાને જ ભોગવવાનું છે, જે કાર્યથી થતા નુકશાનો કે ફાયદા કુટુંબથી નિરપેક્ષપણે મળવાના છે, તે કાર્ય કરવાની સત્તા પણ તેને કુટુંબથી નિરપેક્ષપણે રહેવી જ જોઇએ જે કાર્યના ફળનું

કુટુબ ભાગીદાર બનતુ નથી, તે કાર્ય કરવામા કુટુબની અપેક્ષા રાખની, તે કોઇપણ પ્રકારે વ્યાજબી ગણી શકાય નહિ કુટુબાદિક માટે કરાતા કાર્યોમા પણ જ્યારે કુટુબ ફળ ભોગવવામા સામેલ થતુ નથી, ત્યારે ખુદ પોતાના જ શરીર, ઈદ્રિયો કે માનસિક વિકારોને આધીન થઇને કરાતા પાપના ફળમા કુટુબ કેવી રીતે ભાગીદાર થવાનું ? અને જ્યારે કુટુબને માટે કે પોતાને માટે કરાતા પાપોનું ફળ ભોગવતી વખતે કુટુબ ભાગીદાર થતુ નથી, તો પછી તેવા કુટુબના પ્રેમથી ઘેલા બનીને, પોતાના આત્માને કર્મથી બચવાને માટે લેવા જોઇતા રસ્તાને લેતી વખત કુટુબનો બાધ આગળ કરવો, એ કોઇપણ પ્રકારે વિવેકી પુરુષને માટે લાયક છે, એમ કહે વાય જ નહિ આજકાલ તો સ્ત્રીપુત્રાદિ સખ્યામા ઘણા ઓછા હોય છે, તેટલામા પણ જો પ્રેમ અને સ્નેહને આડા લાવી વૈરાગ્યમાર્ગને દૂર કરવામા આવે, તો પછી જે ચક્રવર્તિ મહારાજાઓને એક લાખ અને બાણુ હજાર સ્ત્રીઓની સખ્યા હતી, યાવત્ **ધન્ના** અને **શાલીભદ્રજી** સરખા વ્યાપારીઓને પણ આઠ આઠ અને બત્રીસ બત્રીસ સ્ત્રીઓ હતી અને તેના પ્રમાણમા જ પુત્રપુત્રાદિકોની સખ્યા હતી, તો પછી તે તે ચક્રવર્તિઓ વિગેરેને તો વૈરાગ્યમાર્ગને સ્પર્શ કરવાનું બની શકે જ નહિ, પણ તેમ બન્યું નથી કિન્તુ ચક્રવર્તિ મહારાજાઓ વિગેરેએ સર્વ કુટુબનો ક્ષણ માત્રમા ત્યાગ કરીને, વૈરાગ્યને માર્ગ જ સચરવાનુ કર્યું છે એ ઉપરથી કોઇપણ વૈરાગ્યવાસિત મનુષ્ય, સ્ત્રી અગર પુત્રાદિકના મમત્વમા નહિ લેપાતા આત્મકલ્યાણના માર્ગમા સચરે, તેમા નવાઇ નથી

સરકારી કાયદો અને વ્યવહારનો અનુભવ પણ એમ જ કહે છે

આ સ્થળે ધ્યાનમા રાખવાનું છે કે-જે મનુષ્ય ચોરી કરે છે તેને સરકાર જ્યારે સજા આપે છે, ત્યારે ફક્ત તેના ગુન્હાનો જ વિચાર કરે છે ગુન્હેગારની સ્ત્રી કે પુત્રાદિકના વિચારો આડે લાવીને સરકાર કદિ પણ ગુન્હેગારોને બચાવી લેતી જ નથી તેવી જ રીતે જે મનુષ્યે કોઇનું ખૂન કર્યું હોય છે, તેને ફાંસીની સજા કરતી વખતે કૌટુંબિક વિચારોને સરકાર આડે લાવતી નથી એટલુ જ નહિ પણ કાળાપાણીને લાયક ગુન્હો કરનાર મનુષ્યને કાળાપાણીની સજા કરવામા આવે, તે વખત કદાચ તે ગુન્હેગાર ગુન્હાના આગલા દિવને જ પરણેલો હોય અગર તેને ઘરે પહેલે જ દિવસે પુત્ર કે પુત્રીનો જન્મ થયો હોય, તો પણ સરકાર તે નવા લગ્નને કે નવા ઉત્પન્ન થયેના બાળકને વિચારીને ગુન્હેગારને સજાથી મુક્ત કરતી નથી એટલે કે-દરેક મનુષ્યને આત્માની અપેક્ષાએ અથવા તો વ્યવહારની અપેક્ષાએ પોતાના કરેલા નુકશાન પોતાને જ ભોગવવાના નક્કી છે, તો પછી પોતાના આત્માનું કલ્યાણ કરવાને માટે દીક્ષા લેતી વખતે તે સબંધીઓનો વિચાર કરવો, એ કેમ યોગ્ય ગણાય ? વળી યાદ રાખવાનું છે કે-જે પ્રેમ અને સ્નેહને ધર્મ રોકવા માટે આડા લાવવામા આવે છે, તે જ પ્રેમ અને સ્નેહને દુનિયાદારીમા કોઇપણ રીતે આડા લાવવામા આવતા નથી, જેમકે-વ્યવહારમા રહેલા લોકો પોતાનું લહેણું વસુલ કરતા કે લેણદારને ઘરે જપ્તી લઈ જતા તેના સ્ત્રી કે પુત્રપુત્રાદિના વિચાર કરે છે ખરા ? જે મનુષ્યોને પોતે નોકર રાખે છે, તેના પગારનો આધાર

તેની કાર્ય કરવાની શકિત ઉપર જ રાખે છે, પરન્તુ તે પરિણીત છે કે અપરિણીત, સતાનવાળો છે કે નિ સતાન, તેનો વિચાર કોઇ કરતું નથી ! અપરિણીત અને નિ સતાન હોવા છતા પણ કાર્યમા જો હુશિયાર હોય છે, તો તેને વધારે પગાર આપવામા આવે છે અને જો કાર્યમા ગાફીલ હોય છે, તો તે ચાહ્ય તો પરણેલો હોય કે કુવારો હોય, આલબચ્ચાવાળો હોય કે નિ સતાન હોય, તો પણ તેની નોકરી તો તેના કાર્યની આવડતના પ્રમાણમા જ તેને મળે છે આ ઉપરથી દુનિયાદારીની દ્રવ્ય દયા કરવામા, કે જ્યા માત્ર લોભને જરા સકોચવો પડે છે, ત્યા પણ વ્યવહારિક લોકો તેના સ્ત્રી કે પુત્રાદિકનો વિચાર પ્રધાનપણે લાવતા નથી, તો પછી પોતાના આત્માના કલ્યાણ કરવા રૂપ ભાવ દયા જેવા ઉત્તમોત્તમ કાર્ય માટે તૈયાર થયેલો મનુષ્ય દીક્ષા લેવાના કાર્યમા સ્ત્રી અને પુત્રાદિના વિચારોને પ્રધાનપદ આપે, તે તો મનાવે જ કેમ ?

<u>કયો ઉપદેશ આપે તો જ સાધુપણ ટકે ?</u>

જો કે-દીક્ષા ગ્રહણ કરનારના મનમા પોતાના સ્ત્રી કે પુત્રાદિ ઉપર ગાઢ પ્રેમ અને સ્નેહ હોય અને તેથી તે મનુષ્ય દીક્ષા લેવા તૈયાર ન થાય તે બનવાજોગ છે, અને એવી રીતે માતાપિતા કે સ્ત્રીપુત્રના મોહમા બધાઇને રહેલા ઘણા જીવો દીક્ષા લેતા અટકી ગયા છે, એ વાત શાસ્ત્રોને સાભળનારાઓથી અજાણી નથી, પરન્તુ માર્ગના ઉપદેશક મહાત્માઓનો ઉપદેશ કોઈ દિવસ પણ એવો હોય નહિ કે-' દીક્ષા લેનારથી પુરાણુ પરિણીત સ્ત્રીને જ છોડી

શકાય અને નવપરિણીત સ્ત્રીને છોડી શકાય જ નહિ અથવા તો પુખ્ત ઉમ્મરનો પુત્ર હોય તો જ દીક્ષા લઈ શકાય પણ કાચી ઉમ્મરનો પુત્ર હોય તો તે પુખ્ત ઉમરનો ન થાય ત્યા સુધી દીક્ષા લઈ શકાય નહિ અથવા તો માતાપિતા ન હોય તો જ દીક્ષા લઈ શકાય અને માતાપિતા હોય તો દીક્ષા ન લઇ શકાય અથવા તો માતા પિતા રજા આપે તો જ દીક્ષા લઇ શકાય !' કેમકે–સસારથી ઉદ્વિગ્ન થયેલા અને આત્મકલ્યાણ માટે દીક્ષાને પાલન કરનારા મહાત્માઓ તો સસારને દાવાનળ સમાન મહાદુ ખદાયી જ માને છે, તેથી એમ જ જણાવે કે–સ્ત્રી તથા પુત્ર વિગેરે બધનરૂપ અને પરાભવનું સ્થાન જ છે કુટુબી લોકો કેવળ સ્વાર્થપરાયણ હોવા સાથે કલ્યાણના માર્ગમા બેડીરૂપ છે, અને પાચે ઇદ્રિયોના વિષયો હળાહળ વિષ કરતા પણ ભયકર પરિણામને દેવાવાળા છે, એ જ વાત ત્યાગીઓના મુખથી નીકળવી શકય છે અને તેથી જેમ કોઈ મનુષ્ય બળતા ઘરમા સુતેલો હોય અને તે જે વખતે જાગૃત થાય તે જ વખત તે પોતે પોતાના બચાવ માટે બની શકે તેટલો પ્રયત્ન કરે, જો કે–તે જ ઘરમા સુતેલા પોતાના સ્ત્રીપુત્ર વિગેરેને બચાવવાની ધારણા રાખે, તો પણ જો તે સ્ત્રીપુત્ર વિગેરે કોઇક તેવા સજોગોને અગે અગ્નિથી બચી શકે તેમ ન હોય, તેથી તે ઘરનો માલિક પોતાના દેહને કાંઈ અગ્નિમા ઝપલાવે નહિ, તેવી જ રીતે તે સસારરૂપી દાવાનળમા સપડાએલો ભવ્ય જીવ જ્યારે સસારને દુ ખમય દેખીને દાવાનળ જેવો જાણે, ત્યારે તે દાવાનળથી પોતાને બચાવવા માટે પોતે તૈયાર થાય, તે વખતે સ્ત્રી–પુત્ર વિગેરે પણ જો સસારરૂપી દાવાનળથી

બની શકે તેમ હોય, તો તેને માટે જરૂર સહાયકારક થાય, પણ તે સ્ત્રીપુત્રાદિક જો સસારરૂપી દાવાનળથી બચવા ન માગતા હોય અથવા તો જાણી-જોઈ ને તેમા ઝપલાવવા માગતા હોય, તો તેવા સ્ત્રીપુત્રાદિને માટે પોતાના આત્માને સસાર દાવાનળમા ઝપલાવવો ઉચિત છે, એમ તે કોઈ દિવસ માની શકે જ નહિ! વળી જ્ઞાનીઓના વચનથી તે સપૂર્ણરીતે માને છે કે-આ જીવે અનાદિ સસારમા પર્યટન કરતા જે જે જીવોની સાથે સ્ત્રી અને પુત્રાદિપણાના સબધો કર્યા છે, તે અગણિત છે તેને ગણવાને માટે કેવળજ્ઞાની મહારાજ પણ પોતાની આખી જીદગી સુધી પ્રયત્ન કરે, તો પણ શક્તિમાન થતા નથી, તો આવી રીતે અનતી વખત મળેના તેમજ કેવળ દુર્ગતિના સાધનરૂપ એવા સ્ત્રીપુત્રાદિ ઉપરના મમત્વ ભાવ કેમ રાખે? જ્યારે મમત્વ રાખવો પણ લાયક નથી, તો પછી તેની મમતાને માટે અનાદિ ભવચક્રમા રખડના કોઈપણ ભવમા નહિ મળેલા એવા શુદ્ધ ચારિત્રરૂપી રત્નનો અનાદર કેમ થાય? શાસ્ત્ર-શ્રદ્ધાવાળો ભવ્ય જીવ જરૂર માને છે કે-વૈરાગ્ય વાસનાએ સહિત ચારિત્ર પ્રાપ્ત થવુ, એ અત્યન્ત દુર્લભ છે અને છતી સામગ્રી અને વિદ્યમાન શક્તિએ મોક્ષના પરમ સાધનરૂપ આ ચરિત્રને આદરવામા નહિ આવે તો ભવાતરે તેની પ્રાપ્તિ થવી, એ અસભવિત નહિ તોપણ મુશ્કેલ તો જરૂર છે, તો તેને મેળવવામા પ્રમાદી કેમ થાય? અને સાધુ મહાત્માઓ પણ જો આવી રીતનો ઉપદેશ ન આપે, તો તેઓ પોતે અગિકાર કરેલા સાધુપણાના તત્ત્વને ગુમાવી બેને

*

પ્રાચીન કાળમા મહાત્મા મેઘકુમાર, રાજપુત્ર જમાલી, વિગેરે જ્યારે દીક્ષા લેવા તૈયાર થયા, ત્યારે તેમની માતાઓ પોતાના પુત્રોની દીક્ષા લેવાની વાત સાભળીને મૂર્છાઓ પામી ગઈ હતી, જમીન ઉપર પછડાઇ ગઈ હતી અને અચેતન થઇ ગઈ હતી દાસીઓએ ચદન, જળ તથા વાયુ આદિનો ઉપચાર કરીને સચેત કરી, ત્યારે પણ તે માતાઓએ સખત વિલાપ કર્યો હતો આટલુ બધુ થયા છતા પણ તે વૈરાગ્યવાસિત મહાત્માઓએ પોતાનો દીક્ષા લેવાનો વિચાર છોડી દીધો હતો નહિ વળી તે દીક્ષાભિલાષી મહાત્માઓના માતાપિતાઓએ દીક્ષાની ઉત્કટ ભાવવાળા પોતાના પુત્રોને ધન, સ્ત્રી, યુવાવસ્થા આદિ અનેક પ્રલોભનો દ્વારા લલચાવવા પ્રયત્નો કર્યા હતા દીક્ષામા આવતા પ્રતિકૂળ ઉપસર્ગો વર્ણવી દીક્ષાની ભયકરતા બતાવી હતી છતા પણ ત્યારે તેઓએ કુટુબના એક પણ વાક્યને ગણકાર્યું હતુ નહિ અને દીક્ષાના વિચારમા દૃઢ રહી કુટુબીઓની વગર ઈચ્છાએ પણ દીક્ષાઓ લીધી હતી અને કુટુબીઓને દીક્ષાની અનુમતિ આપવી જ પડતી હતી

<u>દીક્ષા લેનાર મનુષ્ય ઉપર તેમના કુટુબીઓની માલીકી નથી</u>

દીક્ષા લેનારના સસારી સબધીઓ આ દૃષ્ટાતો ઉપર વિચાર કરી, વર્તમાનમા થાય છે તેમ, દીક્ષા લેનાર ઉપર બળાત્કાર અને અત્યાચારો ગુજારવામા આવે છે તેને સર્વથા છોડી દે, તો કોઇપણ મનુષ્ય દીક્ષાની અભિલાષા થતા પોતાના કુટુબની રજા લીધા સિવાય દીક્ષા લેવા તૈયાર થશે જ નહિ

સોળ વર્ષ ઉપરનાને તેના માતાપિતાદિની રજા વિના પણ દીક્ષા દેવાનો નિષેધ નથી

દીક્ષા લેવા તૈયાર થયેલા આત્માઓ પૂર્વે સ્ત્રી આદિને પૂછીને જ દીક્ષા લેતા હતા, એ વાત પણ સત્ય નથી કોઈપણ શાસ્ત્રમા સોળ વર્ષથી અધિક ઉમ્મરવાળાને દીક્ષા દેનારે કુટુબીઓની રજા લાવવા માટે કહેલુ નથી સોળ વર્ષથી અંદરની ઉંમર હોય, અથવા તો **આર્યસુહસ્તિસૂરિજીની** પેઠે શેય્યાતરના પુત્રને દીક્ષા આપવાનો પ્રસગ હોય, તો તે વખતે અકાળે વસતી ( મકાન ) છોડીને ચાલ્યા જવુ પડે, વિગેરે કારણો માટે કુટુબીઓની રજા સિવાય દીક્ષા ન આપવામા આવે, તો તે એક જુદી વાત છે તે સિવાય શાસ્ત્રમા કોઈપણ સ્થાને કુટુબીઓની રજા ન હોવાથી-**'સોળ વર્ષ ઉપરાતની વયવાળાને દીક્ષા ન દેવી'-એવી મનાઈ કરેલી નથી**

ખુદ **ઋષભદેવસ્વામીએ "ભરતની** આજ્ઞા માનવી કે ન માનવી '-તેના જ માત્ર નિર્ણયને માટે **અષ્ટાપદ** પર્વત પર આવેલા પોતાના અઠ્ઠાણુ પુત્રોને **સુયગડાગ** સૂત્રના બીજા અધ્યયનમા કહેલો ઉપદેશ આપી, ત્યા ને ત્યા જ દીક્ષા આપેલી છે

યાવત્-ભગવાન્ **મહાવીર** પ્રભુએ **અગ્નિભૂતી** વિગેરે ભાઈઓની વિરૂદ્ધતા છતા અને તેઓને પૂછયા વગર જ **ગૌતમસ્વામી** વિગેરેને દીક્ષા આપી છે,-એ વાત તો પ્રસિદ્ધ જ છે

તે ઉપરાત એ પણ જરૂર વિચારવા જેવી વાત છે કે-

પ્રાચીન કાળમા મહાત્મા **મેઘકુમાર**, રાજપુત્ર **જમાલી**, વિગેરે જ્યારે દીક્ષા લેવા તૈયાર થયા, ત્યારે તેમની માતાઓ પોતાના પુત્રોની દીક્ષા લેવાની વાત સાભળીને મૂર્છાઓ પામી ગઈ હતી, જમીન ઉપર પછડાઇ ગઇ હતી અને અચેતન થઇ ગઈ હતી દાસીઓએ ચદન, જળ તથા વાયુ આદિનો ઉપચાર કરીને સચેત કરી, ત્યારે પણ તે માતાઓએ સખત વિલાપ કર્યો હતો આટલુ બધુ થયા છતા પણ તે વૈરાગ્યવાસિત મહાત્માઓએ પોતાનો દીક્ષા લેવાનો વિચાર છોડી દીધો હતો નહિ વળી તે દીક્ષાભિલાષી મહાત્માઓના માતાપિતાઓએ દીક્ષાની ઉત્કટ ભાવના વાળા પોતાના પુત્રોને ધન, સ્ત્રી, યુવાવસ્થા આદિ અનેક પ્રલોભનો દ્વારા લલચાવવા પ્રયત્નો કર્યા હતા દીક્ષામા આવતા પ્રતિકૂળ ઉપસર્ગો જેવી દીક્ષાની ભયકરતા બતાવી હતી છતા પણ ત્યારે તેઓએ કુટુબના એક પણ વાક્યને ગણકાર્યું હતુ નહિ અને દીક્ષાના વિચારમા દૃઢ રહી કુટુબીઓનીવગર ઇચ્છાએ પણ દીક્ષાઓ લીધી હતી અને કુટુબીઓને દીક્ષાની અનુમતિ આપવી જ પડતી હતી

<u>દીક્ષા લેનાર મનુષ્ય ઉપર તેમના કુટુબીઓની માલીકી નથી</u>

દીક્ષા લેનારના સસારી સબધીઓ આ દૃષ્ટાતો ઉપર વિચાર કરી, વર્તમાનમા થાય છે તેમ, દીક્ષા લેનાર ઉપર બળાત્કાર અને અત્યાચારો ગુજારવામા આવે છે તેને સર્વથા છોડી દે, તો કોઇપણ મનુષ્ય દીક્ષાની અભિલાષા થતા પોતાના કુટુબની રજા લીધા સિવાય દીક્ષા લેવા તૈયાર થશે જ નહિ

કેટલાકોની એવી માન્યતા છે કે–

"દીક્ષા લેનાર મનુષ્ય ઉપર તેના કુટુંબીઓની માલીકી છે અને તેથી તેના કુટુંબીઓને, પોતાની માલીકીની ચીજ ઉપર ચાહે તેવી પ્રવૃત્તિ કરવાને હક્ક છે, અને તેવી પ્રવૃત્તિને અયોગ્ય કહી શકાય નહિ"

*

આમ કહેનારાઓએ સમજવુ જોઇએ કે–વર્તમાનપત્રોમા તેમજ આપણા અનુભવમા આવતા પ્રસગોથી આપણે જાણીયે છીયે કે–ભીલ અને કોળી જેવી કઠોર જાતિઓ પણ પોલીસ ના મારને લીધે જુઠા પણ ગુન્હાઓ કબુલ કરે છે ત્યાર તેવી ગમાર જાત પણ મારથી ડરે છે, તો પછી ઉચ્ચ જાતિનો મનુષ્ય કુટુબીઓના ભયકર બળાત્કાર અને અત્યા ચારને લીધે વૈરાગ્યમાર્ગથી વિમુખ બની જાય, તો નવાઈ જેવુ નથી આ સ્થળે યાદ રાખવુ કે–'**દીક્ષા લેવાની ઉત્કંઠાવાળો મનુષ્ય કુટુબની મમતિ લેવા નારાજ હોય છે અથવા તો તને કુટુંબીઓની રજા લેવાની જરૂર જ નથી એવુ સાધુઓ શીખવે છે**'—**આવી વાતોમા એક અશ પણ સત્ય નથી** ઉલટું સાધુઓ તો કુટુબીઓની રજા સાથે દીક્ષા થાય તો ઘણું જ સારૂ, એમ જ માને છે અને તેમ થવાથી શાસનની ઉન્નતિ થવા સાથે ક્લેશરહિતપણે દીક્ષા બને એજ ઉત્તમ છે, એમ કહે છે તે છતા પણ દીક્ષાની અભિલાષાવાળો માણસ પોતાના કુટુબની બળાત્કારની રીતિને જાણતો હોનાથી અથવા તો તેઓની ધાર્મિક પરિણતિની મદતાનો તેને પુરેપુરો ખ્યાન

હોવાથી, તે કુટુબીઓની રજા લીધા સિવાય જ દીક્ષા લેવાને તૈયાર થાય છે

'જમને દેવાય પણ જતિને ન દેવાય'–એ કથન મૂઢ મનુષ્યોનુ છે

વળી એ પણ યાદ રાખવાનું છે કે–અજ્ઞાન લોકોએ પ્રચલિત કરેલી કહેવત 'જમને દેવાય પણ જતિને નહિ' –એ પણ દીક્ષા લેનારની ધ્યાન બહાર હોતી નથી 'જમને દેવાય પણ જતિને નહિ'–એ કહેવતની અસર પોતાના કુટુબીઓ ઉપર પણ થએલી છે, એમ એ સમજતો હોય છે "આ લોકો જમને દેવાને માટે તૈયાર થશે, પણ સસારથી પાર ઉતારનાર ગુરૂમહારાજ રૂપી જતિ (સાધુ)ને દેવાને માટે કદાપિ કાળે તૈયાર થશે જ નહિ"–એમ તેને ખાત્રી હોવાથી તે દીક્ષા લેનારો પોતાના કુટુબીજનોની રજા લેવા તૈયાર થતો નથી

કદાચ એમ કહેવામા આવે કે–

"દીક્ષાની અભિલાષાવાળો કુટુબની રજા લેવાની ઇચ્છા છતા પણ તેમનાથી ડરીને રજા લેવા પ્રયત્ન જ ન કરે, તો સાધુમહાત્માઓએ તેવાઓને દીક્ષા આપવી નહિ"

*

એના ઉત્તરમા એટલુ જ જાણવુ જોઇએ કે–જ્યારે કુટુબી લોકો દીક્ષા લેનારની પરિણતિને બળાત્કારથી જ દાબી દેવા અને તેને સર્વ પ્રકારે હેરાન જ કરવા માગતા હોય, તો તેવા બળાત્કાર અને જોરજુલમના સકટમા પાડવાની સલાહ સાધુ મહાત્માઓ સવર કે નિર્જરાના કયા તત્ત્વને ઉદ્દેશીને

## શિષ્યનિષ્ફેટિકા ( શિષ્ય ચોરી ) દોષ પણ માતાપિતાની રજાને અગે જ છે

સોળ વર્ષની ઉંમર સુધીના બાળકોની માલીકી તેમના માતાપિતાની છે, એમ ગણીને શાસ્ત્રકારો પણ તેવા બાળકને તેઓની રજા સિવાય દીક્ષા અપાય, તો દીક્ષા આપનારને " શિષ્યનિષ્ફેટિકા ' ( શિષ્યની ચોરી )નો દોષ લાગે એમ જણાવે છે પણ નવા જમાના પ્રમાણે જો સ્રીની રજા લેવાની જરૂર શાસ્ત્રકારોએ સ્વીકારી હોત, તો ચાહે તેટલી ઉંમર થઇ હોત તો પણ 'શિષ્યનિષ્ફેટિકા' દોષ ખસત નહિ દીક્ષા લેવામા સ્રીની રજા લેવી જરૂરી હોત, તો બધાને રજા મળત જ એમ નિયમ ન હોવાથી, સ્રીને અગે પણ જીવન પર્યંત 'શિષ્યનિષ્ફેટિકા' નામનો દોષ લાગુ રહેત, પણ શાસ્ત્રકારોએ તે દોષ સોળ વર્ષથી અધિક ઉંમરવાળાઓને માટે માન્યો નથી તેજ વાત બતાવી આપે છે કે—સોળ વર્ષથી અધિક ઉંમ વાળાની દીક્ષાને માટે માત પિતા અગર સ્રીની રજા હોવી જ જોઈએ, એવો નિયમ નથી શ્રી મહાવીરદેવના શાસનમા પહેલ વહેલી " શિષ્યની ચોરી " સોળ વર્ષથી ઓછી ઉંમરવાળા **આર્યરક્ષિત** સૂરિજીને તેના માતાપિતાની રજા સિવાય અન્યત્ર લઈ જઈને જે દીક્ષા આપવામા આવી, તેને ગણવામા આવી છે જો સ્રીની રજા સિવાય અપાયેલી દીક્ષાને શિષ્યનિષ્ફેટિકાનો દોષ લાગુ પડતો હોત, તો **આર્યરક્ષિતસૂરિજી** કરતા ઘણા જ પહેલા કાળમા થયેલા **શય્યંભવસૂરિજીને** તેમના ગુરૂ મિએ જે દીક્ષા આપેલી, તેને ગણવામા આવત

ચનમા પ્રવર્તેલા શય્યભવસૂરિજીને પ્રતિબોધ પમાડીને પ્રભવસ્વામિએ જ્યારે દીક્ષા આપી, ત્યારે શય્યભવસૂરિની સ્રી ગર્ભાવસ્થામા હતી તેવી અવસ્થામા પોતાનો ( રજા સિવાય ) ત્યાગ કર્યો, તેથી વર્ષો સુધી તેના અત કરણમાથી રોષ ગયો નહિ. અને જ્યારે 'મનક' નામના પુત્રનો જન્મ લઈને તે આઠ વર્ષનો થયો, ત્યારે 'પોતાના પિતા ક્યા છે ?' —એ પ્રશ્નના ઉત્તરમા તેણીએ કહ્યુ કે–' તારા બાપને પાખડીઓએ ધૂર્તતાથી દીક્ષા આપી દીધી છે '–આવો સ્પષ્ટ ઉલ્લેખ શ્રીમાન્ હેમચદ્રસૂરિજી પરિશિષ્ટ પર્વમા જણાવે છે

તે ઉપરાત શય્યભવસૂરિજીના આખા કુટુબે પણ પુત્રરહિત તરૂણ સ્રીને છોડયાનો અત્યત કલ્પાત કર્યો હતો સ્રી કે કુટુબની રજા વગર અને તેઓનો કલ્પાત છતા શ્રી શય્યભવસૂરિજીની દીક્ષાને શિષ્યનિષ્ફેટિકા તરીકે શાસ્રકારોએ ગણી નથી

વળી માબાપની રજા વગર પણ જો સોળ વર્ષની ઉમર થયા પછી–' શિષ્યનિષ્ફેટિકા ' ગણવામા આવે, તો પહેલી નિષ્ફેટિકા ભગવાન્ મહાવીરદેવને હાથે જ થયેલી ગણવી જોઈએ કારણ કે–ગૌતમસ્વામી વિગેરે ગણધરોને ભગવાન્ મહાવીરદેવે કુટુબની રજા સિવાય જ દીક્ષા આપી, તે વાત જૈન માત્રમા પ્રસિદ્ધ જ છે અને તેમા પણ અગીઆરમા પ્રભાસ ગણધર, કે જેઓની ઉમર દીક્ષાને વખતે સોળ વર્ષની જ હતી, તેઓને પણ તેમના માતાપિતાની રજા સિવાય દીક્ષા આપવામા આવી હતી, પણ તે દીક્ષાને શિષ્યનિષ્ફેટિકા નામનો દોષ કહ્યો નથી પણ આર્યરક્ષિતસૂરિજીની દીક્ષાને જ

પહેલી 'શિષ્યની ચોરી' તરીકે ગણવામાં આવેલ છે આર્ય-રક્ષિતસૂરિ, કે જેઓના કુટુંબને રાજા સાથે પુરોહિત-પણાનો સંબંધ હતો, તેઓ સોળ વર્ષની અંદરની ઉંમરમાં ચૌદ વિદ્યાના પારગામી થયા અને રાજાએ તેમનું સન્માન કર્યું સોળ વર્ષ કરતાં ઓછી ઉંમરમાં **તોસલી પુત્રાચાર્ય** પાસે માબાપની રજા વિના તેઓ દીક્ષિત થયા, તેથી તેને શિષ્યની પહેલી ચોરી ગણવામાં આવી

વાચકોએ એ પણ યાદ રાખવાનું છે કે-**નમી** રાજા, કે જેઓ પ્રત્યેકબુદ્ધ હતા, તેઓની દીક્ષા વખતે અંત પુરમાં તેમજ આખી **મીથીલાનગરી**માં ઘેરઘેર રોવાકુટવા વિગેરેના આક્રંદવાળા ભયંકર શબ્દો થયા હતા આ વાત શ્રી **ઉત્તરાધ્યયન સૂત્રમાં** ઇંદ્રમહારાજાએ સ્પષ્ટપણે જણાવી છે તો પછી સ્ત્રી પતિની પાછળ દીક્ષા લેવા તૈયાર ન થાય અને કકળાટ કરે, એટલા માત્રથી જ દીક્ષાના અભિલાષીઓએ દીક્ષા લેવી નહિ, કે સાધુ મહાત્માઓએ તેવાઓને દીક્ષા આપવી નહિ,-એ કથન ન્યાયયુક્ત કેમ કહેવાય ?

<u>દીક્ષા લેનાર પાછળ રુવે-કુટે, તેનું પાપ દીક્ષા લેનારને લાગે નહિં</u>

કેટલાક લોકોની એવી માન્યતા છે કે—

"સ્ત્રીઓ દીક્ષા લેનારની પાછળ કકળાટ કરે, તો તેનો દોષ તે દીક્ષા લેનારને લાગે"

*

તે લોકોનું આ કથન તત્ત્વની અણસમજને લીધે અથવા તો શ્રદ્ધારહિતપણાને લીધે જ છે જૈન શાસ્રને માન-

નારો કોઈ દિવસ પણ એવી કલ્પના ન કરે કે–મોહમા મુંઝાએલા પ્રાણીઓના કલેશથી વૈરાગ્યવાસિત થએલા ત્યાગી પુરૂષને કર્મનું બધન થાય અને તેમ જો માનીએ તો કોઈ પુરૂષ અત અવસ્થાએ સપૂર્ણ આરાધના કરીને કાળ કરે અને પાછળ કુટુબીઓ તે મરનારને અગે છાતી કુટે, માથા ફોડે, ઈત્યાદિ કલેશ કરે, તો તેથી આરાધના કરીને મરણ પામેલા મનુષ્યની પણ દુર્ગતિ થવી જોઇએ, પણ તેમ તો છે નહિ આપણે જાણીએ છીએ કે–દરેક તીર્થંકરના કાલધર્મ વખતે ઇંદ્રાદિકો અને ગણધરો વિગેરે શોક કરે છે, તો શુ સિદ્ધ થનાર તીર્થંકરના જીવોને તે પાછળ રહેલાના કલેશને લીધે કર્મનો બધ થાય ખરો? નહિ જ ! જેમ સિદ્ધ થનારા તીર્થંકરોના જીવો પાછળ રહેલાના કલેશને લીધે કર્મથી બધાતા નથી, તેમ મરણ પાછળ તેના કુટુબનો અત્યત કલેશ છતા પણ, તે સર્વને વિવેકપૂર્વક વોસીરાવીને મરનાર આત્માને કિંચિત્ માત્ર પણ કર્મબધન ન થાય, કારણ કે–મરનારે તે કુટુબને વોસરાવ્યું છે જેવી રીતે મરનારે વોસરાવીને છોડેલા કુટુબના તીવ્ર કલેશથી પણ મરનારને કર્મબધ થતો નથી, તેવી જ રીતે દીક્ષિત થનારની પાછળ તેના કુટુબીઓ ચાહે તેટલો કલેશ કરે, છતા તેનો કર્મબધ દીક્ષા લેનારને માથે છે જ નહિ પરન્તુ તે કુટુબીઓનો વિલાપ, શોક, આક્રદ, દુ ખ કે અકૃત્યનુ સેવન વિગેરે બધો દોષ કરનારને માથે જ છે તેનો એક અશ પણ દીક્ષા લેનારને લાગતો નથી, એમ હારભદ્રસૂરિ 'પચવસ્તુ' ગ્રથમા સ્પષ્ટપણે જણાવે છે તેઓ જણાવે છે કે–'દીક્ષા લેનારે

( દીક્ષાર્થી છોકરાએ ) સર્વની અપ્રીતિ વર્જવી જોઈએ અને તે વર્જવી અશક્ય લાગે, તો પોતાનો અશુભોદય (પાપોદય) છે, એ વિગેરેનું ચિંતવન કરીને પોતાના આત્માનું કલ્યાણ કરવુ જોઈએ

<u>સ્ત્રીના ભરણપોષણનો બંદોબસ્ત કરવાનું કહેનારાઓ સ્ત્રીની દયાને લીધે પ્રેરાયેલા નથી</u>

વળી કેટલાક એમ પણ કહેવાને તૈયાર થાય છે કે-

“ સ્ત્રીના ભરણપોષણનો બંદોબસ્ત કર્યો ન હોય, તો તે સ્ત્રીના ધણીથી દીક્ષા લઈ શકાય નહિ ”

*

આવી રીતે કહેનારા શુ સ્ત્રીની દયાને લીધે દોરાએલા છે ? જો તેઓ સ્ત્રીની દયાને લીધે જ દોરાએલા હોય, તો તેઓએ દીક્ષા લેનારાઓની સ્ત્રીઓ માટે ભરણપોષણનો બંદોબસ્ત કરવા તૈયાર થવુ જોઈએ, પણ તેમ તો કરતા નથી તેથી માનવુ પડે છે કે-એઓ સ્ત્રીની દયાને નામે માત્ર દીક્ષાનો જ અટકાવ કરવા માગે છે તેઓએ વિચારવાનું છે કે-દીક્ષા લેનાર તો કદાચ સ્ત્રીનો બંદાબસ્ત કરે, પણ તેવી ઉમરમા મરણ પામનારો મનુષ્ય સ્ત્રીનો બંદોબસ્ત કર્યા સિવાય મરણ પામે, તો તેના મૃત્યુને અટકાવવા માટે કઈ પ્રયત્ન કર્યો છે ખરો ? અથવા તો તેવી રીતે મરણ પામે નાની વિધવાઓના પોષણને માટે કંઈપણ ફંડ એકઠુ કર્યું છે ખરૂ ? જો કે-દીક્ષા લેનારાઓ ઘણા જ ઓછા હોય છે અને તેમા પણ જેની સ્ત્રીને અંગે પાછળ ભરણપોષણનો બંદોબસ્ત ન હોય એવા તો કોઈક જ હોય છે, પરતુ જો સ્ત્રીને

કોઇપણ જાતનો ભરણુપોષણુનો આધાર ન હોય એવી બાલિકા, યુવતી કે વૃદ્ધા વિધવાઓ હજારોની સખ્યામા રહેલી છે, તો દીક્ષિત થનારની સ્રીની દયા ચિંતવનારાઓને તેવી સ્રીઓ તરફ કેમ દયા નથી આવતી ? જ્યા સુધી આવી હજારો સ્રીઓના ભરણુપોષણુને માટે જેઓને દયા આવતી નથી, અથવા તે બાબતમા કઇપણુ વ્યવહારિક પગલુ ભરતા નથી, ત્યા સુધી તેઓ માત્ર ગણીગાઠી સ્રીઓના નામે દીક્ષા જેવા પરમપવિત્ર કાર્યને અટકાવવા જાય, તો માનવુ જોઈએ કે–તે કેવળ તેઓના અત કરણુમા રહેલી દીક્ષાની વિરૂદ્ધતાને જ સૂચવે છે સીધી રીતે એ દેખનારને માલૂમ પડશે કે–પતિ દીક્ષા લેવા તૈયાર થાય, તો તેને રોકવા માટેનો એક શબ્દ કહેવો, તે કુળવતી સ્રીઓને લાયક નથી અને તેથી જ દીક્ષાની અભિલાષાવાળાઓની સ્રીઓએ દીક્ષાને માટે ઉત્તેજક વાકયો કહેલા હોય તેમ તો શાસ્રોમા સ્થાને સ્થાને આવે છે, પણુ કોઇપણુ સ્થાને કુળવતી સ્રી પોતાના વિષયસુખની ખાતર ભરથારની પવિત્ર ઇચ્છાને મારી નાખે, અગર તેવી ઇચ્છા સિદ્ધ કરવામા આડી આવે, એમ આવતુ નથી અને તેથી જ **આર્દ્રકુમારની** સ્રી **આર્દ્રકુમારને** દીક્ષાના રોકાણુ માટે કઇપણુ કહી શકી નહિ, પણુ માત્ર બાળકના મોઢાથી વ્યગ રીતિએ બોલાવવા રેંટીયાનો પ્રયત્ન કર્યો આ બનાવ સાડી ચોવીસો વર્ષ પહેલા બનેલો છે

**આર્દ્રકુમારના** મમગ પાસે દેવતાએ વર્ષાવેલ દ્રવ્યની વૃષ્ટિનું પુષ્કળ ધન હતુ તેને એકની એક પુત્રી હોવાથી બાર વર્ષ સુધી ભિક્ષુકોને માટે દાનશાળા ચલાવી હતી તેવી **આર્દ્રકુમારની** સ્રી જ્યારે પતિ દીક્ષા લેવા તૈયાર થાય છે,

(દીક્ષાર્થી જીવોએ) સર્વની અપ્રીતિ વર્જવી જોઈએ અને તે વર્જવી અશક્ય લાગે, તો પોતાનો અશુભોદય (પાપોદય) છે, એ વિગેરેનું ચિંતન કરીને પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઈએ

## સ્ત્રીના ભરણપોષણનો બંદોબસ્ત કરવાનું કહેનારાઓ સ્ત્રીની દયાને લીધે પ્રેરાયેલા નથી

વળી કેટલાક એમ પણ કહેવાને તૈયાર થાય છે કે–

"સ્ત્રીના ભરણપોષણનો બંદોબસ્ત કર્યો ન હોય, તો તે સ્ત્રીના ધણીથી દીક્ષા લઈ શકાય નહિ"

*

આવી રીતે કહેનારા શું સ્ત્રીની દયાને લીધે દોરાએલા છે? જો તેઓ સ્ત્રીની દયાને લીધે જ દોરાએલા હોય, તો તેઓએ દીક્ષા લેનારાઓની સ્ત્રીઓ માટે ભરણપોષણનો બંદોબસ્ત કરવા તૈયાર થવું જોઈએ, પણ તેમ તો કરતા નથી તેથી માનવું પડે છે કે–એઓ સ્ત્રીની દયાને નામે માત્ર દીક્ષાનો જ અટકાવ કરવા માગે છે તેઓએ વિચારવાનું છે કે–દીક્ષા લેનાર તો કદાચ સ્ત્રીનો બંદોબસ્ત કરે, પણ તેવી ઉંમરમાં મરણ પામનારો મનુષ્ય સ્ત્રીનો બંદોબસ્ત કર્યા સિવાય મરણ પામે, તો તેના મૃત્યુને અટકાવવા માટે કંઇ પ્રયત્ન કર્યો છે ખરો? અથવા તો તેવી રીતે મરણ પામેલાની વિધવાઓના પોષણને માટે કંઈપણ ફંડ એકઠું કર્યું છે ખરૂં? જો કે–દીક્ષા લેનારાઓ ઘણા જ ઓછા હોય છે અને તેમાં પણ જેની સ્ત્રીને અંગે પાછળ ભરણપોષણનો બંદોબસ્ત ન હોય એવા તો કોઇકજ હોય છે, પરંતુ જે સ્ત્રીને

સારી હોય છે તેના પુત્રને અગે તો, ચહાય તો તે દીક્ષા લે યા તો મરી જાય, તો પણ તે પતિવિરહીણી સ્ત્રીનુ પાલન કરવાનુ તે કુટુબને કઠિન નથી હોતુ પણ જ્યારે તે ગૃહસ્થની સ્થિતિ સારી નથી હોતી, ત્યારે તેવા સમયે તેની પુત્રવધૂના નિર્વાહની અડચણ રહે છે માટે જો ઉપર મુજબનો ઠરાવ કરવામા આવે અને તે રકમ લેવાનો અધિકાર સ્ત્રીના જીવન સુધી તેના પતિને સોપવામા ન આવે, તો તે સ્ત્રીને પોતાના ભરણપોષણ માટે બીજાનો આધાર ખોળવો પડે જ નહિ માટે જેઓને તે પરિણીત સ્ત્રીની દયા મનમા હોય, તેઓથી કદાચ ફડ ન બને તો પણ, તેઓએ રકમ નિયત કર્યા સિવાય થતા લગ્નો અટકાવવા તો પ્રયત્નો કરવા જ જોઈએ અને તેમ કરવામા આવે તો તેના પતિનુ દીક્ષિતપણુ કે મૃત્યુ, કંઈપણ થાય તો પણ નિર્વાહના સાધન વગરની તો બને જ નહિ. જો આ સત્ય હકીકત ઉપર વિચાર કરવામા આવશે, તો તે સ્ત્રીના નિર્વાહને બ્હાને દીક્ષા રોકવાનો વખત આવશે જ નહિ

## જે સ્ત્રીઓના પતિઓ સ્વામીનારાયણ બની જાય છે તેમને કેમ અટકાવવામા આવતા નથી ?

સ્ત્રીઓના નિર્વાહનુ બ્હાનુ આગળ ધરીને, દીક્ષા રોકવાને તૈયાર થનારાઓએ, દીક્ષા લેનારની સ્ત્રીઓની દયાને માટે, તેની રકમ કોઇ પણ ન્યાતવાળો ઘાલી બેસે ત્યારે, તેને સજા કરવા માટે બદોબસ્ત કરવો જોઇએ, તેમજ તેવા દેવાળુ કાઢનાર મનુષ્યની મિલ્કતમાથી તેવી પતિવિહીન સ્ત્રીઓને તેની આખી રકમ અપાવવાનુ કઇ

નિર્વાહને લાયકની સપૂર્ણ રકમ સ્ત્રીને નામે અન્યત્ર જમે કરતારના જ લગ્ન થવાનું નિશ્ચિત થઈ જાય તો સ્ત્રીના નિર્વાહનો સવાલ રહે શે જ નહિ વળી એ વાત પણ ધ્યાનમા રાખવાની છે કે–અનુભવી વૃદ્ધ પુરુષો લગ્નની વખતે જે રકમ સ્ત્રીને દેવાને બાંધી આપતા હતા, તે ખર્ચના હિસાબની યોગ્યતા ગણીને જ નક્કી કરતા હતા વર્તમાન કાળમા પણ જો તે મુજબ વર્તવામા આવે, તો નિર્વાહની રકમને અગે દીક્ષા લેનારને રોકવાનો વખત આવે નહિ પણ તેમ તો કરવામા નથી આવતુ તેથી એ સાબીત થાય છે કે–અત્યારના લોકો ફક્ત લગ્નને જ મોઘુ કરવા માગે છે, કારણ કે–નિર્વાહને લાયક રકમ નહિ મૂકે તો પણ લગ્ન નહિ થવા દેવાનો ઠગવ કરતા નથી અથવા મૂકે તો જુજ રકમથી પણ તે સ્ત્રીના ભવિષ્યના નિર્વાહનો સતોષ માની, લગ્નમા સહાનુભૂતિ દાખવવામા આવે છે ફક્ત દીક્ષાની વાત થાય ત્યારે લગ્ન વખતે આવેલી રકમ સ્ત્રીને સ્વાધીન હોય છતા તેના કરતા કેઈ ગુણી રકમ ત્રીજાને ત્યા અપાવવા તૈયાર થાય વળી એમ પણ નથી કે–દીક્ષા ન લીધી હોય તો તેનો પતિ કમાણી જ કરે અને તે કમાણીથી સ્ત્રીનો નિર્વાહ થાય ઘણી સ્ત્રીઓના પતિ હયાત હોવા છતા તે પતિ રળવા અસમર્થ હોવાથી, નિર્વાહના સાસા પડે છે વળી પરણ્યા પછી તે સ્ત્રી કેટલી મુદતે વિધવા થાય, તેનો પણ કઇ નિયમ નથી હોતો તેથી પરણ્યા પછી ટૂંક મુદતમા જે સ્ત્રીઓ વૈધવ્યને પામે છે, તેઓની પણ કફોડી દશા થાય છે સ્ત્રીના નિર્વાહને લાયકની પુરેપુરી રકમ અનગ મૂકી શકે તેવાની સાથે જ જો લગ્ન કરવામા આવે, તો ઉપરની સઘળી

કેવીઓનો અત આવી જાય જે ગૃહસ્થને ત્યા સ્થિતિ

માટે કરવામા નથી આવતો ? આ બધી હકીકતને ધ્યાનમા લેનાર મનુષ્યને જરૂર કબુલ કરવુ પડશે કે-તેઓના અત કરણમા સ્ત્રીઓની દયાનો અશ પણ નથી હોતો, માત્ર દીક્ષા પ્રત્યેની અરૂચિ જ તેઓને બડબડાટ કરાવે છે

કુટુમ્બી જનોને રોતા અને કકળતા મૂકીને જ સન્યાસ ગ્રહણ થાય, એ કાયદો છે ?

દીક્ષાનો વિરોધ કરનારા—

**(અ) ૧૮ વરસની અદરનાને નાની ઉમરના બહાને,**

**(આ) ૨૫ વરસ લગભગનાને લગ્નનુ તાજાપણુ છે એ બહાને, અને—**

**(ઇ) ૨૫ વરસ પછીનાને સ્ત્રીના નિર્વાહના બહાને,**

દીક્ષા અટકાવવા મથે છે, એટલુ જ નહિ પણ તે ઉપરાત—

**જે દીક્ષા લેનારની ઉમર પુખ્ત હોય, લગ્ન થયાને પણ વર્ષો થઈ ગયા હોય, અને ઘરમા સ્થિતિ પણ સારી હોવાથી સ્ત્રીના નિર્વાહની કાઈ પણ અડચણ ન હોય, ત્યારે પણ આ દીક્ષાનો વિરોધ કરનારાઓ સ્ત્રી કે બીજા કોઈ પણ કુટુબી જનના કલ્પાતને આગળ કરી, દીક્ષિતોને વગોવવા તેમજ તેઓની દીક્ષા રોકવા માટે તૈયાર જ રહે છે**

આથી સિદ્ધ થાય છે કે-તેઓની પ્રવૃત્તિનો ખરો ઉદ્દેશ કોઈપણ પ્રયત્ને સાધુસસ્થાનો વિચ્છેદ કરવો એજ સ્પષ્ટ જણાઈ આવે છે, નહિ તો દીક્ષાની અભિલાષાવાળાને મોહની ઘેલછા ન હોય, એ સ્વભાવિક છે

જોઇએ તે ઉપરાંત વર્ષમાં અમૂક દિવસોએ તેવી સ્ત્રીઓને સસ્તું અનાજ કે કાપડ મળે, સસ્તા ભાડે મકાન મળે, શાક, દૂધ ઇત્યાદિ મફત મળે, એવો તેણીઓની દયા ચિંતવનારાઓએ અવશ્ય પ્રબંધ કરવો જોઇએ જ્યારે ઉપર જણાવેલી કોઇપણ રીતિ અખત્યાર કરવામાં ન આવે, તો દીક્ષા લેનારા મનુષ્યની સ્ત્રીના નિર્વાહનું તો એક બ્હાનું જ છે, પણ ખરી રીતે તો દીક્ષા લેનારની દીક્ષા રોકવાનો જ ઇરાદો છે, એમ કેમ ન કહેવાય?

બીજી વાત એ છે કે-ધણીના મૃત્યુથી પતિવિહીન બનેલી સ્ત્રીના નિર્વાહને માટે જો કોઇ સદ્‌ગૃહસ્થ તેવો બંદોબસ્ત કરી આપે, તો તેની મુક્ત કંઠે પ્રશંસા કરવામાં આવે છે, (જો કે-સાંસારિક દૃષ્ટિએ તેમાં સ્વાર્થબાજી સર્વથા નથી હોતી એમ નથી) પરંતુ જો કોઇ દીક્ષિત થયેલાની પત્નીના નિર્વાહને માટે કોઈ સદ્‌ગૃહસ્થ પોતાના તરફથી કાંઇપણ સાધન પૂરૂં પાડે, તો તે પૂરૂં પાડનારની પ્રશંસા તો દૂર રહી, પણ તેની અને દીક્ષિત બનારની નિંદા કરવામાં કાંઈપણ ન્યૂનતા રાખવામાં નથી આવતી આથી સ્પષ્ટ થાય છે કે-નિર્વાહનું તો કેવળ બ્હાનું જ ધરવામાં આવે છે, પણ ખરી રીતે તો હૃદયમાં રહેલો દીક્ષાનો વિરોધ જ જણાઇ આવે છે જો તેમ ન હોય, તો સ્ત્રીઓના દાગીના લઇને ઉડાવી દેનાર, તથા સટ્ટાના બજારમાં ગુમાવી દેનાર મનુષ્યને રોકવા માટે, કઇપણ પ્રયત્ન શા માટે કરવામાં આવતો નથી? જે સ્ત્રીઓના પતિઓ વ્યભિચારી અને રંડીબાજ બની જાય છે, તેવાઓને અટકાવવા કે શીક્ષા કરાવવા કાંઈપણ પ્રયત્ન શા

છે આવી સ્પષ્ટ થાય છે કે-ત્યાગ કરનારાની પાછળના કુટુબીજનોએ કરેલા શોકાદિ સાથે, ત્યાગ કરનારને કોઇપણ જાતનો સબધ રહેતો નથી

ભાવ દયાના સ્વરૂપને સમજનાર દીક્ષાનો ત્યાગ કરવાનુ કહે જ નહિ

બીજી એક વાત એ વિચારવાની છે કે-જૈન શાસ્ત્રકારો દ્રવ્ય દયા કરતા ભાવ દયાની કિંમત ક્રોડો ગુણી વધારે આકે છે, અને તેથીજ દ્રવ્ય દયા કરતા એક સમયના સાધુપણાની કિંમત અસખ્યાત ગુણી છે, એમ જણાવે છે દ્રવ્ય દયાનુ ફળ નિશ્ચિત હોતુ નથી દ્રવ્ય દયાથી મોક્ષરૂપી ફળની પ્રાપ્તિ થાય અથવા ન પણ થાય ભાવ દયા તો નિશ્ચયથી મુક્તિને દેનારી જ છે સયમ, એ કેવળ ભાવદયા રૂપ જ છે સયમ લેવાને તે જ મનુષ્ય તૈયાર થાય છે, કે જે મનુષ્ય પોતાના આત્માને કર્મથી બધાએલો સમજે છે તે કર્મના બધનો આત્મગુણોને આચ્છાદિત કરીને રહ્યા છે અને એ કર્મ બધનોને તોડવાને માટે કોઈપણ ઉપાય હોય, તો તે શ્રી જિનેશ્વરદેવે ફરમાવેલી પરમપવિત્ર ભાગવતી દીક્ષા છે, એમ એ માને છે અને તેથી જ તે દીક્ષાને અગિકાર કરવાને તૈયાર થાય છે **આ ભાવ દયારૂપ દીક્ષાને અગિકાર કરતી વખતે દીક્ષા લેનારને દ્રવ્ય દયાને ગૌણ કરવાની** જરૂર પડે, તો તે કોઈ પણ પ્રકારે અયોગ્ય ગણાય નહિ. તો પછી પોતાના સ્વાર્થને અગે, પોતાના જ મોહના ઉદયથી રૂદનાદિ કરનાર કુટુબીજનોની દયાથી, દીક્ષા લેનાર પોતાના આત્માની ભાવ દયારૂપ પ્રવ્રજ્યાને છોડવાને કેમ

તેઓના કહ્યા મુજબ પ્રવૃત્તિ કરે નહિ ભગવાન્ હરિભદ્ર-સૂરિજી પંચવસ્તુ ગ્રન્થમાં જણાવે છે કે—

'જે મનુષ્ય મુકિતની અભિલાષાવાળો થઈને કુટુંબીજનનો વિવેકથી ત્યાગ કરે છે, તેના વિયોગથી દુઃખી થઈને તેના કુટુંબીજનો જે કંઈ પણ શોક, આક્રન્દ કે વિલાપ આદિ કરે, અગર તે દીક્ષિતના જવાને લીધે તેની સ્ત્રી કે બીજું કોઈ કુટુંબીજન અકાર્ય પણ સેવે, તો તે સર્વમાંથી એક પણ વસ્તુનો દોષ દીક્ષા લેનારને લાગતો નથી'

*

જો એમ ન માનવામાં આવે અને તે કર્મબંધનનું નિમિત્ત દીક્ષા લેનાર મનુષ્યને ગણીને, તેને પણ કર્મબંધન થાય એમ મનાય, તો આરાધના કરવા પૂર્વક સર્વ કુટુંબીજનને વોસિરાવીને મૃત્યુ પામનાર મનુષ્યની પાછળ પણ કુટુંબીજનો શોકાદિ કરે, તેનું કર્મબંધન પણ તે મૃત્યુ પામનારને થવું જોઈએ, પણ શાસ્ત્રકારોએ એ વાત માન્ય કરી નથી શાસ્ત્રકારોએ તો એમ જણાવ્યું છે કે-આરાધના કરીને મરનારના કુટુંબીજનો જે કંઈ શોકાદિ કરે, તેનો લેશ પણ કર્મબંધ મરનારને છે જ નહિ તેવી જ રીતે જેમ આરાધના કરીને મરનાર મનુષ્ય પોતે નિર્મમ હોવાથી તેની પાછળના કુટુંબીઓના કલેશથી બંધાતો નથી, તેમ સંસારથી વૈરાગ્ય પામી કેવળ આત્મક-ચાણની ઈચ્છાથી જે માણસ કુટુંબીજનનો ત્યાગ કરે છે, તેને પાછળના કુટુંબના કલેશનો કર્મબંધ કોઈપણ રીતે લાગે નહિ જૈનશાસ્ત્રના સિદ્ધાન્ત મૂજબ તો અન્યના કલેશથી અન્યને કર્મબંધ થવાનું છે જ નહિ, કારણ કે-દરેક જીવો જુદા છે તેમજ તેઓના કર્મો પાપ જુદા જુદા

'ચારિત્રના પરિણામવાળાએ ગૃહસ્થાશ્રમમા રહીને સ્ત્રી-સમાગમથી દૂર રહેવુ'

*

આ કથન કદાચ દેખાવમા સારૂ લાગતુ હોય, પણ પરિણામે તો અનિષ્ટ જ છે, કારણ કે-ચારિત્રના પરિણામવાળો મનુષ્ય ચારિત્રને અગિકાર ન કરે અને ચોવીસે કલાક દુનિયાદારીના સન્જોગોમા રહે, છતા પોતાની પરિણતિને શુદ્ધ રીતે જાળવે, એ કેવળ અસભવિત જેવુ જ છે કદાચ માનો કે-મનુષ્ય સસારમા રહીને પણ સ્ત્રી-સમાગમથી વિરક્ત જ રહે, તો શુ તેના સ્ત્રી આદિ કુટુબી જનો શોક કે આક્રન્દ નહિ કરે? તો પછી તેઓના મત પ્રમાણે જ્યારે કુટુબીજનના શોકથી દીક્ષા જેવી ઉચ્ચ વસ્તુ બધ કરવા લાયક ગણાય, તો તે જ કુટુબીજનના શોકાદિકના કારણે ગમે તેવી ઉત્તમ પરિણતિવાળાને પણ સ્ત્રીનો સમાગમ બધ કરવાને કહી શકાશે નહિ! વળી જેઓ દીક્ષા લેનારની સ્ત્રી આદિના શોકાદિકથી ડરવાનુ કહે છે, તેઓ રોજના એક વખતના સ્ત્રીસમાગમના હિસાબે, એક વર્ષમા બત્રીશ ક્રોડ અને ચાલીસ લાખ ગર્ભજ મનુષ્યોની થતી હત્યાની કેમ દરકાર કરતા નથી? મૈથુનના દરેક પ્રસગે નવ લાખ ગર્ભજ મનુષ્યોની હાનિ ઉપરાત અસખ્યાત સમૂર્છિમ મનુષ્યોની અને બેઇદ્રિયાદિ જીવોની જે હિસા થાય છે, તેનો તો હિસાબ જ નથી જો મધ્યસ્થ દ્રષ્ટિએ આ વાત ઉપર વિચાર કરવામા આવે, તો દ્રવ્ય દયાની ચાહનાવાળા પણ દીક્ષાને રોકવા માટે કોઇપણ દિવસ તૈયાર

તૈયાર થાય ? જે મનુષ્યો ભાવદયાના ફળને નથી સમજતા, તેઓ ભાન દયારૂપ પ્રવ્રજ્યાને છોડવા કે છોડાવવા ભલે તૈયાર થાય, પરંતુ ભાવદયાના સ્વરૂપ અને ફળના સમજનારા કદી પણ દીક્ષાનો ત્યાગ કરવાનું કહે જ નહિ

દ્રવ્ય દયાની ચાહનાવાળાએ પણ દીક્ષાને
અટકાવવી જોઇએ નહિ

તેવી જ રીતે શ્રી જિનેશ્વર ભગવાનની દ્રવ્ય પૂજા વિગેરેમા જો કે દ્રવ્ય હિંસા સ્પષ્ટપણે થાય છે, તો પણ શ્રી જિનેશ્વરદેવની વીતરાગ અવસ્થાને લક્ષ્યમા રાખી, ચારિત્ર્યની પ્રાપ્તિ માટે કરાતી એ દ્રવ્ય પૂજા એકાત નિર્જરાના ફળને આપવાવાળી કહી છે તે પૂજામા થતી દ્રવ્ય હિંસાનો દોષ પૂજા કરનારને સર્વથા લાગતો નથી આ પ્રમાણે જે ચારિત્ર્યને ભગવાનની પૂજામા ધ્યેયરૂપે ગણ્યું છે, તેને અંગિકાર કરતી વખતે કુટુબીજનોના શોકને આગળ કરવામા આવે અને તેથી તે ચારિત્ર લેનાર દીક્ષાના પરિણામથી ચૂકી જાય અથવા તો તે જ કારણથી બીજો કોઇ તેને ચારિત્ર લેતા અટકાવે, તે મનુષ્યને શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કે દાન, શીલ, તપ આદિ ધર્મ કાઇપણ કરવા લાયક રહેતા જ નથી વળી સસારમા રહેલો પ્રાણી એક દિવસના એકજ વખતના સ્ત્રી સમાગમથી નવલાખ ગર્ભજ મનુષ્યોની હિંસા કરે છે, એવુ શાસ્ત્રમા જે સ્પષ્ટપણે કહ્યુ છે, તેને સમજનાર મનુષ્ય કોઈ પણ દિવસ દીક્ષા લેનારને સસારમા રહેવાનો આગ્રહ કરે નહિ આ સ્થળે કદાચ એમ કહેવામા આવે કે—

છોડે જ નહિ પ્રાર્થનાનો સ્વીકાર ન થવાથી અન્નાદિકનો પરિહાર કરી મરવા પણ તૈયાર થાય, તો પણ પવિત્ર પુરૂષ યા સ્ત્રી પોતાના વ્રતને અખડિતપણે પાળે જ

પૂર્વે શ્રીરામચદ્રજી જેવા સત્પુરૂષની આગળ સુર્પણખા જેવી સ્ત્રીએ અનેક પ્રકારે પ્રાર્થનાદિ કર્યા છતા, શ્રી રામ-ચદ્રજીએ તેનો સ્વીકાર કર્યો ન હતો તેના પરિણામે સામા તરફથી હજારો ઉત્પાત મચાવવામા આવે, હજારો મનુષ્યોનો ક્ષય કરનાર ભયકર રણસગ્રામ પણ ઉભો થાય, તો પણ પવિત્ર પુરૂષથી પોતાની પવિત્રતા છોડાય જ નહિ

આ પ્રમાણે જ્યારે એક લજ્જા, નીતિ કે અણુવ્રતના પાલનની ખાતર વિરુદ્ધ પક્ષના શોક, આક્રદ કે આક્રમણો આદિની ગણત્રી કરવામા ન આવે, તો પછી જેની અદર જન્મપર્યંત માટે પાચ મહાવ્રતો પાળવાનાં છે, તેવી દીક્ષા લેવાને તૈયાર થયેલો મનુષ્ય કુટુબના કલેશને શી રીતે ગણે ?

## કુટુબપાલનની ફરજ કેવળ મોહદ્રષ્ટિથી જ છે

કેટલાક લોકો તરફથી એમ કહેવામા આવે છે કે—

"દીક્ષા લેનાર મનુષ્ય કુટુબીજનોનું પાલન કરવા માટે તેમજ તેઓના શોકાદિકનો પરિહાર કરવા માટે ફરજથી બધાએલો છે અને જો તે ફરજ દીક્ષા લેનાર ન બજાવે, તો તે તેની લાયકાત ગણાય નહિ"

*

આ કથન સસારનુ સ્વરૂપ નહિ સમજનાર અજ્ઞાન મનુષ્યો જ કરી શકે કુટુબનું પાલન કે તેના શોકાદિકનુ નિવારણ કેવળ મોહદ્રષ્ટિથી જ હોય છે વસ્તુત તો આ

થશે નહિ એક વખત માની લ્યો કે-દીક્ષાની અભિલાષા વાળો માણસ સંસારમા રહ્યા છતા સ્ત્રીસમાગમથી કદાચ વિરક્ત પણ થાય અને તે વિચારમા દૃઢ પણ રહે, તો પણ પ્રતિદિન ડગલે ને પગલે બીજી છએ કાયના જીવોની હિંસા તેનાથી થયા સિવાય રહેવાની નથી, એ તો સ્વાભાવિક જ છે હવે જ્યારે પોતાના હાથે પ્રતિદિન અસખ્યાત કે અનત જીવોની હાનિ થવાની છે, ત્યારે માત્ર કુટુબીજનોએ પોતાના સ્વાર્થની ખાતર સ્વય કરેલા શોક-આક્રન્દ આદિની કિંમત વધારે ગણી દીક્ષા લેતા અટકવુ, તે કોઇ પણ અક્કલવાળા હૃદયમા ઉતરી શકે એવુ નથી

<u>લજ્જા, નીતિ કે અણુવ્રતના પાલનની ખાતર પણ સામાના આક્રદાદિની દરકાર કરતા નથી</u>

કદાચ એમ દલીલ કરવામા આવે કે—

"સૂક્ષ્મ જીવોનો મોટી સખ્યામા નાશ થાય, તેના કરતા મોટા જીવોનો થતો કટપાત અધિક કર્મબધનનુ કારણ છે"

*

તેઓની આ દલીલ પણ અયોગ્ય જ છે કારણ કે-એક વ્યભિચારી પુરુષ કોઈ પતિવ્રતા સ્ત્રીની આગળ સેંકડો પ્રાર્થના કરે, તે સ્ત્રીને માટે લાગણી કરે કે મરવા પણ તૈયાર થાય, તો શુ તે વ્યભિચારી પુરુષના સતોષની ખાતર તે સતી સ્ત્રીથી પોતાનું પતિવ્રતાપણું મૂકી દેવાય ખરૂ? આ વાત હરકોઈને પણ કબુલ કરવી જ પડશે કે-સ્હાય તેવા સજોગોમા પણ તે સ્ત્રી પોતાનું પતિવ્રતપણું ત્યાગ કરે જ નહિ

તેવી જ રીતે અભયા રાણી જેવી કોઈ વ્યભિચારિણી સ્ત્રીની પ્રાર્થનાથી સુદર્શન શેઠ જેવા પવિત્ર પુરૂષ પોતાનું શીલ

દીક્ષા લઇશ નહિ. ”–એવો અભિગ્રહ કરવાની જરૂર જ ન રહેત માતાપિતાની રજા સિવાય દીક્ષા લેવાય જ નહિ, એવો જો શ્રી જિનેશ્વરદેવના શાસનનો કાયદો હોત, તો સિદ્ધાર્થ રાજા અને ત્રિશલાદેવીના જીવન સુધી મહાવીર પ્રભુની દીક્ષા થવાની જ નહોતી, કારણ કે-મહારાજા સિદ્ધાર્થ અને રાણી ત્રિશલાની સ્થિતિ એવી હતી કે-પ્રભુમહાવીરની દીક્ષાની વાત થતા જ તેઓના શોકનો પાર રહે એવો નહોતો અને તેથી તેઓને રજા મળવાની નહોતી જ્યારે આવી રીતે માતાપિતાના ક્લેશને અંગે ભગવાન્‌ની દીક્ષા જ થવાની ન્હોતી, તો પછી ભગવાન્‌ને દીક્ષા નહિ લેવાનો અભિગ્રહ શો ? આ સ્થાને બારીકાઈથી અવલોકન કરનારને સ્પષ્ટપણે માનવુ પડશે કે-પુખ્ત ઉમ્મર થયા પછી આબાપની રજા લેવાની ફરજ દીક્ષિત થનારને છે નહિ તેમજ માબાપોના મોહોદયને લીધે થતા કલ્પાતથી દીક્ષા લેનારે દીક્ષાને છોડવાની નથી, એ શાસ્ત્રીય રિવાજ ભગવાન્ મહાવીરદેવના ધ્યાન બહાર નહોતો અને તેથી તેઓશ્રી માતપિતાના સ્નેહ કે તેઓના શોકાદિકથી પોતાની દીક્ષાનુ અટકવુ થાય, એ અસંભવિત ગણતા હતા આ જ કારણે માતાપિતાની હૈયાતી સુધી દીક્ષા નહિ લેવી, એવો અભિગ્રહ કરવાની ભગવાન્‌ને જરૂર પડી

<u>કલિકાળના આત્માઓ માતાપિતાની ભક્તિ વિસરી ન જાય તે માટે એ અભિગ્રહનું દૃષ્ટાંત લેવાનુ છે</u>

કદાચ એમ કહેવામા આવે કે–

“શાસ્ત્રકારોએ ભગવાન્‌ના તે અભિગ્રહને ઉચિત

તે વાત અષ્ટકજીની ટીકામાં સ્પષ્ટપણે જણાવવામાં આવેલી છે જે વસ્તુ મોહના ઉદયથી બનેલી હોય, તેનું અનુકરણ કરવાને શાસ્ત્રકાર કોઈપણ દિવસ ઉપદેશે નહિ તેમજ મુમુક્ષુજનનો પણ તે ઉદ્દેશ હોઈ શકે નહિ! જો તેવી રીતે કુટુંબીજનના ક્લેશના અંગે દીક્ષાનો પરિહાર કરવો લાયક હોય, તો અગ્નિભૂતિ આદિના ક્લેશ છતાં ગૌતમ આદિને શ્રીમન્ મહાવીરદેવ પોતે કેવળજ્ઞાનીપણામાં દીક્ષા આપત જ નહિ કોઈથી પણ એમ નહિ જ કહી શકાય કે-ભગવાન્ મહાવીરદેવે કેવળી અવસ્થામાં કરેલા કાર્યનું અનુકરણ ન કરવું અગર કેવળી અવસ્થામાં તેઓએ કરેલા કાર્યનું અનુકરણ કરવામાં દોષ લાગે અને ગૃહસ્થપણામાં મોહના ઉદયથી જે કાર્ય થયું, તેનું અનુકરણ મોહના ક્ષયોપશમવાળાએ પણ કરવું જ જોઈએ! કોઈ પણ શ્રદ્ધાવાન મનુષ્ય આ વાત કબુલ કરવાને માટે તૈયાર થશે જ નહિ! વધુમાં—

**'મોહાધીન કુટુમ્બીઓનો અનાદર કરીને દીક્ષા લેવાનો રીવાજ શાસ્ત્રીય છે.'**

—આ વાત ભગવાનના અભિગ્રહથી સિદ્ધ થાય છે વળી ભગવાન્ મહાવીરદેવનો અભિગ્રહ જ એમ સિદ્ધ કરી આપે છે કે-માતાપિતાની રજા સિવાય અથવા તો તેઓ કલ્પાંત કરતા હોય તેનો અનાદર કરીને દીક્ષા લેવી તે અયોગ્ય નથી જ કારણ કે-જો તેમ હોત અને માતાપિતાના કલ્પાંતને લીધે દીક્ષાને રોકવી એમ સિદ્ધાંત હોત, તો શ્રી મહાવીર પ્રભુને **"જ્યાં સુધી માતાપિતા જીવતા હોય ત્યાં સુધી હું**

જાણ્યો હોય અને તેથી જ 'માતાપિતાના જીવતાં સુધી મારે દીક્ષા લેવી નહિ'—એવો અભિગ્રહ કર્યો હોય, તો તેમા આશ્ચર્ય નથી ભગવાન્ મહાવીરદેવના આ અભિગ્રહના વૃત્તાતથી તો માતાપિતાની રજા વિના અને કુટુમ્બીજનોનો કલેશ છતા પણ, પારમેશ્વરી દીક્ષા લેવી યોગ્ય જ છે એમ સાબીત થાય છે

<u>અવધિજ્ઞાન વડે જાણીને જ અભિગ્રહ લીધો છે</u>

ભગવાન્ મહાવીરદેવનું ચરિત્ર જાણવાવાળાથી એ અજાણ્યું નથી કે-તેઓ ગર્ભમ પણ ત્રણ જ્ઞાને સહિત જ આવેલા હતા. તેમનું અવધિજ્ઞાન પણ દેશમા દેવલોક સુધીનું હોવાથી ઘણું જ વિસ્તીર્ણ હતું તેવા નિર્મળ અવધિજ્ઞાનથી પોતાના દીક્ષાના કાળને તેઓ સહેલાઇથી જોઇ શકતા હતા. જ્યારે આવુ નિર્મળ અને અનુપમ અવધિજ્ઞાન તેઓને ભવાતરથી જ સાથે આવેલુ હતું, તો ગર્ભાવસ્થામા પણ તેઓ પોતાના દીક્ષાના કાળને જાણી શકે, તેમા કાઈ આશ્ચર્ય નથી. દેવાનદાની કુક્ષીથી ખ્યાસી દિવસ પછી મહાવીર પ્રભુનું સહરણ થયુ, ત્યારે તે દેવાનદાને ચૌદ સ્વપ્નનો અપહાર થતો દેખવામા આવ્યો. પોતાના ઉત્તમ ગર્ભનો અપહાર જાણીને, તે દેવાનદાએ છાતી અને માથુ કુટ્યુ દેવાનદાની આ હકીકત અવધિજ્ઞાનથી જોઇને, માતાને કેવો સ્નેહ હોય છે તે પ્રભુને પ્રત્યક્ષ થયું આજ કારણથી પોતાની માતા ત્રિશલાદેવીને દુ ખ ન થાય, તે ઇરાદાએ પ્રભુએ પોતાના અગોપાગ સકોચીને નિશ્ચળપણું ધારણ કર્યું

ગણીને તે રસ્તે ચાલવાને બીજાને કેમ ઉપદેશ આપ્યો ?"

*

આ શંકા પણ વ્યાજબી નથી, કારણ કે-શાસ્ત્રકારોએ એ વાત તીર્થંકરપણાને અંગે જ જણાવી છે અને બીજાઓને પણ તે દૃષ્ટાંત લેવાનું એટલા માટે જ કહેવામાં આવ્યું છે કે-માતાપિતા પૂજ્ય અને ઉપકારી છે, તેથી ધર્મની રુચિવાળાઓએ તેમનું તે પૂજ્યત્વપણું જાળવવું જોઇએ, કારણ કે-એ સામાન્ય સદ્ગુણ છે પણ તે ઉપરથી માતાપિતાની રજા ન હોય તો સંસારમાંથી નીકળી દીક્ષા લેવી જ નહિ, એવો અર્થ નીકળતો જ નથી

આ વિષય ઉપર આચાર્યશ્રી **જિનેશ્વરસૂરિજી** ખુલાસો કરતા જણાવે છે કે-'ગૃહસ્થપણામાં રહેલો શ્રાવક પોતાના માતાપિતા સમજે નહિ અને રજા પણ આપે નહિ, તો દીક્ષા લેવાની અભિલાષાવાળા તેણે તેઓનો ત્યાગ કરી દેવો જોઇએ '

બીજી રીતે એમ પણ માની શકાય કે-ભગવાન **મહાવીરદેવે** પોતાની દીક્ષાને માટે બે વર્ષની ઢીલ છે, એમ જાણ્યા છતાં ભાઈ **નંદીવર્ધન** પાસે દીક્ષા લેવાની આજ્ઞા માગી અને **નંદીવર્ધનના** આગ્રહથી બે વર્ષ ગૃહસ્થપણામાં રહી સંવત્સરી દાન દઈને જ્ઞાન વડે જાણેલા વખતે જ દીક્ષા લીધી તેવી જ રીતે આ અભિગ્રહ કરવાની વખતે પણ પોતાની દીક્ષાનો વખત જાણ્યો-જોયો હોય અને માતાપિતાના આયુષ્યના કાળથી પોતાને દીક્ષા નહિ લેવાનો કાળ અધિક

કે જ ગણવામાં આવેલી છે, તેમની ખાતર ભાવધર્મની અત્યંત ઉચ્ચ સ્થિતિરૂપ દીક્ષા એ અનાદરણીય ગણાય, તો પછી ત્રણ લોકના નાથ સર્વગુણસંપન્ન ભગવાન્ વીતરાગદેવની પૂજા તથા ગુરૂ મહારાજને અન્નાદિ અને ઔષધાદિ દેવાથી બનતી સેવા, તેમજ દાન, શીલ, તપ, આદિ અનેક પ્રકારે બનતો ધર્મ આત્માનો પરલોક સુધારનાર છે, માટે તેને છોડીને કોઈપણ સમકિત દ્રષ્ટિથી દીક્ષા લઈ શકાય જ નહિ, કારણ કે-દીક્ષિત થએલા પુરૂષથી ગૃહસ્થોની જેમ દાન, દેવપૂજા, સાધુસેવા ઈત્યાદિ બનશે જ નહિં, પણ તે માન્યતા સાચી નથી શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા વિગેરેનું ફળ ચારિત્ર ધર્મના આરાધનના લાખમા અંશે પણ નથી આવતું અને તેથી તેવી પૂજા આદિને છોડીને પણ ભાવ ધર્મરૂપ ચારિત્ર અંગિકાર કરવામા આવે છે, તો પછી માત્ર ઈહિલોકને અંગે જ ઉપકાર કરનાર માતાપિતાની સેવા છોડીને, આત્માના પરમ કલ્યાણનું કારણ એવી દીક્ષા અંગિકાર કરવાનું કહેવામા આવે, તમા આશ્ચર્ય જ શું ? જે શ્રાવક કે શ્રાવિકાને જીંદગી પર્યંતને માટે દેવપૂજા કર્યા સિવાય કે ગુર્વાદિકને દાન દીધા સિવાય દાતણ પણ કરવું નહિ,-એવી સખ્ત પ્રતિજ્ઞા હોય છે, એવા સખ્ત નિયમવાળા શ્રાવક-શ્રાવિકાને પણ તે નિયમ છોડીને દીક્ષા લેવી ઉચિત જ ગણવામા આવેલી છે જ્યારે ગૃહસ્થપણામા હોય ત્યાં સુધી, આત્માનું હિત સાધનાર દ્રવ્ય સ્વરૂપે નિયમિતપણે રહેલા આચારો પણ, દીક્ષાને અંગે છોડી દેવા તે વ્યાજબી છે, તો પછી ગૃહસ્થપણાને અંગે બંધાએલ માતાપિતાની સેવા ચાહે તેટલી ઉત્તમ છે, તો પણ તેને દીક્ષાના પરિણામની આડે લાવી શકાય જ નહિ

માતા ત્રિશલાદેવીને આ વાત ઉલટી પરિણમી અને તેથી ત્રિશલારાણી તથા સિદ્ધાર્થ રાજાએ અનહદ શોક કર્યો આ બધું દેખવાથી ભગવાનને ગર્ભમા રહ્યા રહ્યા માતાપિતાના નિ સ્વાર્થ સ્નેહનો વિચાર આવ્યો અને તેથી અભિગ્રહ લેવાનુ બન્યું આ બધી સ્થિતિ વિચારનાર સમજી શકશે કે-ભગવાનનો અભિગ્રહ અચાનક થયો નથી, પણ અવધિજ્ઞાનના ઉપયોગથી જ થયો છે તો જે મનુષ્ય અવધિજ્ઞાન રહિત હોય તેમજ આ જગતના સ્વાર્થમય પ્રેમથી બધાએલ માતાપિતાની સ્થિતિને સમજનારો હોય, તેને ભગવાન્ મહાવીરદેવના અભિગ્રહનુ અવલબન લેવુ તે અઘટિત જ છે

## ભાવધર્મરૂપ ચારિત્રની પ્રાપ્તિ નથી થઈ ત્યા સુધી જ માબાપની દ્રવ્ય સેવા કર્તવ્ય છે

શ્રીમાન્ હરિભદ્રસૂરિજીએ અષ્ટકજીની અદર આ અધિકારનું વર્ણન કરતા, પ્રભુની ગર્ભાવસ્થા વખતના શબ્દો તેમના મુખમા મૂક્યા છે ગર્ભપણાની મોહદશાને આશ્રયી તે અધિકાર લેવામા આવેલો છે, પરન્તુ તે અધિકારને ક્ષાયો પશમિકાદિ ભાવધર્મની પ્રાપ્તિ સાથે કોઇપણ જાતનો સીધો સબધ નથી ગૃહસ્થધર્મમા રહેવા જીવો, જો કે-માતાપિતાની સેવા માટે બધાયેલા છે, તો પણ તેમની તે સેવા એ લોકોત્તર ધર્મ તો નથી જ અને તેથી જ ઉવવાઈ આદિ આગમોમા માત્ર માતાપિતાની સેવા કરનારને પરલોકના આરાધકપણાનો નિયમ દેખાડતા નથી આવી માત્ર આ લોકમા જ જેઓએ ઉપકાર કરેલો છે તથા જેઓની સેવા કેવળ લૌકિ-

આત્મગુણનો એક અંશ પણ પરિણામે મોક્ષ દેનાર હોઇ, ભવિષ્યના જન્મ-જરા-મરણોના દુખોનો સર્વથા નાશ કરી શકે છે આ હકીકતને સમજનારો મનુષ્ય જરૂર કબુલ કરશે કે-માતાપિતાના ઉપકારની કિંમત કરતા સમ્યક્ત્વપ્રાપ્તિની કિંમત વધુ મોટી છે સમ્યક્ત્વ કરતા અસખ્યાત ગુણી કિંમત દેશવિરતિની છે અને દેશવિરતિ કરતા પણ અસખ્યાત ગુણી કિંમત સયત (સાધુ) પણાની છે આથી વાચકોને આપોઆપ સમજાશે કે-અત્યત અલ્પ કિંમતવાળા માતા પિતાના ઉપકારને બદલે, જેની કિંમતનો કોઈપણ પાર નથી એવા સાધુપણાની કિંમત ન આકવામા આવે, અથવા તો તેની ઉપેક્ષા કરવી યોગ્ય ગણવામા આવે, તો તે કેવલ મૂર્ખતા જ ગણાય. શાસ્ત્રમા કહેલુ છે કે-સમ્યગ્દૃષ્ટિ કરતા દેશવિરતિ શ્રાવકની નિર્જરા અસખ્યાત ગુણી છે અને તેના કરતા પણ સર્વવિરતિવાળાની નિર્જરા અસખ્યાત ગુણી છે

## દેશોન્નતિના કાર્ય માટે આમાપની અવગણના કેમ કરવામા આવે છે ?

આ સ્થલે જણાવવુ જોઇએ કે—જેઓ કુટુબના શોકાદિના કારણે દીક્ષા જેવા પરમ ઉચ્ચ કોટીના કાર્યને બધ કરવા તૈયાર થાય છે, તેઓ દીક્ષાની વાસ્તવિક શ્રેય-કરતા સમજતા જ નથી કુટુમ્બક્લેશના કારણે જેઓ દીક્ષાનો વિરોધ કરે છે, તેઓને જ જો કોઇ એમ પુછે કે-' દેશની ઉન્નતિના કાર્યમા સર્વસ્વનો ભોગ આપવાથી મારુ કુટુમ્બ નાશ થાય છે, મારા તે વર્તનથી મારા કુટુબને અત્યત ક્લેશ થાય છે, તો મારે તે દેશોન્નતિનું કાર્ય ચાલુ રાખવુ કે કેમ ?'

માબાપની ભક્તિ કરતા સર્વવિરતિની કિંમત અગણ્ય ગુણી છે

માબાપની સેવાનો બદલો દુષ્પ્રતિકાર છે, એમ શાસ્ત્રકારો સ્પષ્ટ રીતે ફરમાવે છે અને તેથી તે માબાપના ઉપકારનો બદલો ગમે તે પ્રકારે માબાપની ચાકરી કરવાથી વળી શકતો નથી. વિવિધ પ્રકારની રસોઈ વડે ભોજન કરાવવામા આવે, દ્રાક્ષાપાન વિગેરે અનેક પ્રકારના ઇષ્ટ અને મધુર પાણીના પાન કરાવવામા આવે, અનેક પ્રકારના ઈચ્છિત સ્વાદિમ અને ખાદિમ પદાર્થો આપવામા આવે, યાવત્-તેઓને કોઈપણ પ્રકારનો પરિશ્રમ નહિ આપતા તેઓનું સમસ્ત જીવન સુખમય કરી દેવામા આવે, તો પણ તેઓએ કરેલા ઉપકારનો બદલો વાળી શકાતો નથી,-એ વાત શાસ્ત્રકારો સ્પષ્ટપણે જણાવે છે એમ હોવા છતા પણ, જો તે પુત્ર માતાપિતાને શ્રી જિનેશ્વરદેવના શુદ્ધ ધર્મની પ્રાપ્તિ કરાવે, ગુરૂ આદિ દ્વારા તેઓને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તેવો પ્રયત્ન કરે, તો તે સમ્યક્ત્વ-પ્રાપ્તિ કરાવવાના પ્રયત્નનો ઉપકાર એટલો બધો છે કે-તેની આગળ માતાપિતાએ પુત્રના પાલન માટે કરેલા ઉપકારની કાંઈ જ કિંમત નથી માતાપિતાએ કરેલું પાલન કેવળ સ્વાર્થ અને મોહના અંગે હોવાથી, માત્ર પૌદ્ગલિક (બાહ્ય) છે, જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ નિઃસ્વાર્થ આત્મગુણરૂપ અને પારમાર્થિક છે, તેથી તે સમ્યક્ત્વપ્રાપ્તિ કરાવવા રૂપ ઉપકાર ઘણો જ મોટો છે આત્માના કલ્યાણને માટે પ્રાપ્ત કરાવાતો નાનામા નાનો ગુણ પણ એટલો બધો કિંમતી છે કે-તેની આગળ ત્રણ જગતનું પૌદ્ગલિક સુખ કાંઈ પણ હિસાબમા નથી ધર્મ જાણનારાઓને આ વાત સ્પષ્ટપણે માલુમ જ છે

અત કરણથી દીક્ષાની ભાવના રાખી, માયા-પ્રપચાદિ કરવા અને તેમ કરીને પણ અનુમતિ મેળવવી. તેમ છતા જો તેઓ દીક્ષા માટે સમત ન થાય, તો દીક્ષા લેનારે તેઓનો ત્યાગ કરવો એવી ભાવનાએ કે-' હુ મારા આત્માને ચારિત્રમાર્ગમા પ્રવર્તાવીશ, તો કોઇક દિવસ આ માતાપિતાદિને ધર્મ પ્રાપ્ત કરાવી શકીશ અને તેઓના આત્માનો પણ હુ ઉદ્ધાર કરાવી શકીશ.' જે મનુષ્ય એવી રીતે ભાવના રાખીને માબાપનો ત્યાગ કરે છે, તે જ મનુષ્ય માબાપનો હિત કરનારો સમજવો,-એમ શાસ્ત્રકારોએ સ્પષ્ટ જણાવ્યું છે પણ જે મનુષ્ય માબાપની અનુમતિ નહિ મળવા માત્રથી, દીક્ષાને અભિમુખ નહિ કરતા સસારમા લપટાઈ રહે છે, તે મનુષ્યે પોતાનું અહિત કર્યું, એટલુ જ નહિ પરતુ માબાપનુ પણ તેણે અહિત જ કરેલુ છે આ બધી હકીકત શાસ્ત્રકારોએ માતા પિતાની સ્થના અધિકારમા જ "તે ત્યાગ તે અત્યાગ છે અને અત્યાગ તે નિશ્ચયે ત્યાગ જ છે."-એમ કહી માતાપિતાની અનુમતિ વિના પણ દીક્ષા લેવી એ શ્રેયસ્કર છે, એમ સ્પષ્ટપણે જણાવ્યું છે આવી રીતે શાસ્ત્રકારોના કહેલા વચનોમા એક જ વસ્તુ મુખ્ય તત્ત્વ તરીકે તરી આવે છે, અને તે એ છે કે—

"દીક્ષા એ લોકોત્તર વસ્તુ છે. આત્મકલ્યાણનો માર્ગ છે. મોક્ષની નિસરણી છે. અનત કાળે મળેલી છે ફરી મળવી દુર્લભ છે તેવી દીક્ષાનો કોઇ પ્રકારે પણ અનાદર થાય નહિ "

*

વળી કુટુંબાદિકને પ્રતિબોધ કરીને અનુમતિ મેળવવા વિગેરેનો જે ક્રમ ઉપર બતાવવામાં આવ્યો છે, તે તેઓને માટે જ છે, કે જેઓએ ગૃહસ્થપણામાં પણ બારવ્રતધારી શ્રાવક થઇ કેટલીક મુદત સુધી તેનું પાલન કર્યું હોય અથવા માબાપને પ્રતિબોધ કરવાને શક્તિમાન હોય તેમજ જોષી કે સ્વપ્નપાઠક આદિને પોતાના કાબુમાં લઇ શકતા હોય બીજાઓને માટે ઉપર જણાવેલો ક્રમ આદરણીય નથી, એ વાત વિચારક મનુષ્ય સહેજે સમજી શકશે અનેક આત્માઓ તેવા ક્રમને જાળવ્યા સિવાય દીક્ષિત થયેલા છે અને તેથી ભગવાન્ હરિભદ્રસૂરિજીએ **પંચવસ્તુમાં** સ્પષ્ટપણે જણાવ્યું છે કે-' કુટુંબીજનના શોકાદિકનો લેશ પણ દોષ દીક્ષા અધિકાર કરનાર પુન્યવાન આત્માને લાગતો નથી '

<u>માતાપિતાદિ કુટુંબીજનના નિર્વાહને માટે સાધન કરવાની શાસ્ત્રની આજ્ઞાનો વાસ્તવિક અર્થ</u>

કેટલાક મનુષ્યો એમ જણાવવાને તૈયાર થાય છે કે-

" જે મનુષ્ય ઉપર તેના માતાપિતાદિકના પાલન વિગેરેની ફરજ હોય, તેને બજાવ્યા સિવાય તે મનુષ્યને દીક્ષા આપવી જોઇએ નહિ તેના સમર્થનમાં શાસ્ત્રકારો પણ જણાવે છે કે-દીક્ષા લેવાની અભિલાષાવાળાએ પોતાના માતાપિતાદિ કુટુંબીજનના નિર્વા[illegible] સાધન કરી દેવું જોઇએ અને તે ન થાય ત્યાં સુધી [illegible] દીક્ષા દેવી, તે અયોગ્ય જ

તેઓનું આ કથન કેટલેક અંશે વ્યાજબી છે, પણ તેનો અર્થ એમ તો નહી જ થતો કે-દીક્ષાની અભિલાષાવાળાએ માતાપિતાદિના પાલનનું સાધન કરવા માટે સંસારમા જ રહેવુ તેનો વાસ્તવિક અર્થ એ છે કે-દીક્ષા લેનારે પોતાની સંપત્તિ કેવળ સ્ત્રી આદિકને સોંપી ન દેવી જોઈએ, અથવા તેની પાછળ સંપત્તિની અસ્તવ્યસ્ત દશા ન થઇ જવી જોઇએ, કે જેથી છતી ઋદ્ધિએ માતાપિતાદિ કુટુબીજનો ભૂખે મરે પૂર્વે એવો રિવાજ હતો કે-જેઓ પુત્ર વિનાના હોય અથવા જેઓનો પુત્ર મરી જાય કે દીક્ષિત થાય, તેનું ધન રાજાના સુભગે આવીને રાજ્યમા લઇ જતા હતા. તે સમયે દીક્ષા લેનારે જો વ્યવસ્થા ન કરી હોય, તો તે ભાવિન આત્માની દીક્ષા થયા પછી, છતી સંપત્તિએ પાછળવાળાની કેવી ભયકર હાલત થાય, તે સમજવી મુશ્કેલ નથી બીજી વાત એ છે કે-દીક્ષા લેવાની ઇચ્છાવાળાએ કુટુબના પાલનની વ્યવસ્થા કરવા માટે કોઇપણ ભોગે પ્રયત્ન કરવો જ જોઇએ, એમ કહેવામા આવે, તો તેમા જૈન ધર્મના મૂળ સિદ્ધાન્તનું જ ઉલ્લઘન થશે, કારણ કે-જૈન ધર્મના સિદ્ધાંત પ્રમાણે ધર્મ કરવા માટે પણ, દ્રવ્યની ઈચ્છા કરવી તે અનુચિત જણાવી છે તો પછી કુટુબના પાલનને માટે દ્રવ્ય ઉપાર્જન કરવાની ઈચ્છા કરવી કે તેની ખાતર પવિત્ર દીક્ષાને છોડી દેવી, તે વ્યાજબી ન જ ગણી શકાય

દીક્ષાને સહાય નહિ—સહાય કરનારની અનુમોદના નહિ!

હવે જ્યારે દીક્ષાનો વિરોધ કરનારાઓ પણ પારમેશ્વરી દીક્ષાને પરમપવિત્ર અને મોક્ષની નીસરણીરૂપ માને છે,

માત, સ્ત્રી અને પુત્ર-પુત્રી આદિના પાલનની ખામીને લીધે અયોગ્ય છે ઉપર જણાવેલી કોઇપણ જાતિની ખામી ન હોય, તો તેની પાછળ તેનું કુટુંબ રડારોળ કરશે, એટલે તે પણ અયોગ્ય છે આ બધાનો અર્થ એટલો જ થયો કે-વર્તમાનકાળમા જે મહાત્માઓ દીક્ષિતપણામા હયાત છે, તે બધાનો પચાસ વરસથી વધારે વખત જીવનકાળ રહેવાનો નથી અને નવા સાધુઓની ઉત્પત્તિ ઉપર જણાવ્યા પ્રમાણે અટકાવી દેવી છે, જેથી કરીને જગતમા સાધુસંસ્થાનું નામ નિશાન પણ રહેવા પામે નહિ

## સાધુસંસ્થાનો વિરોધ શાથી ?

કોઇ મધ્યસ્થ પુરુષને એવો સવાલ થશે કે-‘સાધુસંસ્થાનો વિચ્છેદ કરવાનું આ કાર્ય તેમને કેમ સૂઝતું હશે ?’ તેનો ઉત્તર એટલો જ છે કે-‘સાધુસંસ્થા તરફથી શાસ્ત્રના ફરમાન મુજબ કરવામા આવતો વૈરાગ્ય અને ત્યાગનો ઉપદેશ તેઓને ડગલે ને પગલે નડે છે જેઓ દીક્ષાનો વિરોધ કરે છે, તેઓને નથી કરવો અભક્ષ્યભક્ષણનો ત્યાગ, નથી છોડવું અપેય પીણાંઓનું પાન, નથી કરવો રાત્રિભોજનનો નિયમ, નથી કરવા સામાયિક, પ્રતિક્રમણ કે તેવાં ધાર્મિક અનુષ્ઠાનો, નથી જોઇતી જિનેશ્વરની પૂજા કે સુપાત્રનું દાન, નથી કરવી સાધર્મિક ભક્તિ કે માબાપની સેવા, નથી માનવા શાસ્ત્ર કે ગુરુનો ઉપદેશ ! તેઓની મોટા ભાગે આવી સ્થિતિ હોવાથી ધર્મશાસ્ત્રોને માનનાર તથા તેના ફરમાનોને પ્રચારનાર સાધુસંસ્થા તેઓને ખૂંચે અને તેનો વિચ્છેદ કરવા માટે ભગીરથ પ્રયત્ન કરે, તેમા કાંઇપણ

ત્યારે તેઓ પોતાથી દીક્ષા લઇ શકાતી નથી, છતા દીક્ષા લેનારાઓના કુટુબાદિકના નિર્વાહની વ્યવસ્થા માટે કેમ કાઇ પ્રયત્ન કરતા નથી? એટલુ જ નહિ પણ અન્ય કોઈ ધર્માત્મા પુરૂષ દીક્ષા લેનારના કુટુબનુ પાલન કરવાની વ્યવસ્થા કરે છે, તો તે કેમ સહી શકાતુ નથી? તેઓના આ વર્તનથી સ્પષ્ટ માનનાની જરૂર પડશે કે-'**તેઓનુ ધ્યેય દીક્ષા લેનારના કુટુબની દયા ચિંતવવાનુ નથી, પણ કેવળ દીક્ષાનો વિરોધ કરવાનુ જ છે**'

પૂર્વે શ્રી **કૃષ્ણમહારાજે** આખી દ્વારિકા નગરીમા ઉદ્‌ઘોષણા કરાવી હતી કે-'જે કોઇ મનુષ્ય ભગવાન્ **નેમિનાથ** સ્વામિ પાસે દીક્ષા ગ્રહણ કરશે, તેના પાછળની બધી કુટુબ આદિની ચિંતા હુ કરીશ'-તેમ વર્તમાનમા પણ દીક્ષિત થનારના માતાપિતાદિના પાલનની વ્યવસ્થા કરવાનું જો કોઇ કદાચિત્ સ્વીકારે, તો તેની તરફ અણગમો કેમ બતાવાય છે? તમજ દીક્ષા લેનાર તથા દેનાર બન્નેને વગોવવા માટેની તૈયારી કેમ થાય છે? એ અણગમાનો અર્થ તો એટલો જ થાય છે કે-કોઇપણ ભાવિકે દીક્ષા લેનારને મદદ કરવી નહિ, અને દીક્ષા લેનારે પોતાના કુટુબનું પાલન કરવાની વ્યવસ્થા કર્યા સિવાય દીક્ષા લેવી નહિ, તેમજ દીક્ષા લેનારો તેવી વ્યવસ્થા જ્યા સુધી ન કરે, ત્યા સુધી કોઇએ તેને દીક્ષા આપવી નહિ આ ઉપરથી દીક્ષાનો વિરોધ કરનારનો ઇરાદો સ્પષ્ટ જણાઈ આવે છે કે-અઢાર વર્ષની અદરનો વયને લીધે દીક્ષા લેવાને અયોગ્ય છે, પચ્ચીસ વર્ષ લગભગનો નવીન પરિણીત હોવાથી અયોગ્ય છે અને તેથી વધુ ઉંમરનો મા,

બાપ, સ્ત્રી અને પુત્ર-પુત્રી આદિના પાલનની ખામીને લીધે અયોગ્ય છે ઉપર જણાવેલી કોઇપણ જાતિની ખામી ન હોય, તો તેની પાછળ તેનું કુટુંબ રઝારોળ કરશે, એટલે તે પણ અયોગ્ય છે આ બધાનો અર્થ એટલો જ થયો કે-વર્તમાનકાળમા જે મહાત્માઓ દીક્ષિતપણામા હયાત છે, તે બધાનો પચાસ વરસથી વધારે વખત જીવનકાળ રહેવાનો નથી અને નવા સાધુઓની ઉત્પત્તિ ઉપર જણાવ્યા પ્રમાણે અટકાવી દેવી છે, જેથી કરીને જગતમા સાધુસંસ્થાનું નામ નિશાન પણ રહેવા પામે નહિ

## સાધુસંસ્થાનો વિરોધ શાથી?

કોઇ મધ્યસ્થ પુરુષને એવો સવાલ થશે કે-'સાધુ સંસ્થાનો વિચ્છેદ કરવાનું આ કાર્ય તેમને કેમ સૂઝતું હશે?' તેનો ઉત્તર એટલો જ છે કે-'સાધુસંસ્થા તરફથી શાસ્ત્રના ફરમાન મુજબ કરવામા આવતો વૈરાગ્ય અને ત્યાગનો ઉપદેશ જ તેઓને ડગલે ને પગલે નડે છે જેઓ દીક્ષાનો વિરોધ કરે છે, તેઓને નથી કરવો અભક્ષ્યભક્ષણનો ત્યાગ, નથી છોડવું અપેય પીણાઓનું પાન, નથી કરવો રાત્રિ ભોજનનો નિયમ, નથી કરવા સામાયિક, પ્રતિક્રમણ કે તેવા ધાર્મિક અનુષ્ઠાનો, નથી જોઇતી જિનેશ્વરની પૂજા કે સુપાત્રનું દાન, નથી કરવી સાધર્મિક ભક્તિ કે માબાપની સેવા, નથી માનવા શાસ્ત્ર કે ગુરુનો ઉપદેશ' તેઓની મોટા ભાગે આવી સ્થિતિ હોવાથી ધર્મશાસ્ત્રોને માનનાર તથા તેના ફરમાનોને પ્રચારનાર સાધુસંસ્થા તેઓને ખૂંચે અને તેનો વિચ્છેદ કરવા માટે ભગીરથ પ્રયત્ન કરે, તેમા કાંઈપણ

આશ્ચર્ય નથી ' જો કદાચ પોતાની સ્વચ્છંદ વૃત્તિઓને પોષનાર કોઈ સાધુ મળી જાય, તો તેને માનવાને તેઓ આનાકાની કરતા નથી સાધુવેષને ધારણ કરનાર હોય, છતા જો તે એવો ઉપદેશ કરે કે-' શાસ્ત્રવાતોને માનવી તે ગુલામી કરાવનાર છે દેશ અને રાજ્યની ઉન્નતિ કરવી તે જ ધર્મ છે મનુષ્યના મનમા જે વાત રૂચે તે મૂજબ પ્રવૃત્તિ કરવી, તેનુ જ નામ ધર્મ શ્રોતાઓને પ્રિય લાગે તેવુ બોલે તેજ સાધુ, રોટલા આપનાર હોવાથી શ્રાવકોને ખુશ રાખવા જ જોઈએ મનુષ્યોએ પોતાનો આત્મા ફેરે તેમ ધાર્યે જવુ, એ જ આત્મકલ્યાણનો માર્ગ છે ઉજમણા, ઉપાધાન, સઘ, સામૈયા, પ્રતિષ્ઠા, સ્વામિવાત્સલ્ય, મદિર, મૂર્તિઓ વગેરેમા થતો લક્ષ્મીનો વ્યય નિરર્થક છે એથી ધર્મને કે કોમને આ જમાનામા કોઇપણ જાતનો ફાયદો નથી સ્વતત્રતાના નામે શાસનને ઉથલાવનારા મનુષ્યો પણ જૈન કોમના હીરા છે '-તો તજ સાચા સાધુઓ છે, એમ તેઓ માને છે તેમજ સાધુવેષને ધરનારાઓમા જેઓ-જેમા પચેન્દ્રિય જીવોની હિંસા થાય તેવા ધધાઓ શીખવનારી સસ્થાઓ માટે મોટા મોટા ફડો એકઠા કરી દેતા હોય, પુનર્લગ્ન જેવા અધમ કાર્યને પણ પુષ્ટિ આપવા જેઓ તૈયાર થતા હોય, યુવાવસ્થામા યૌવનરૂપી મદીરાના છાકથી થતી નિરકુશ પ્રવૃત્તિને પણ જેઓ સપૂર્ણ રીતે વધાવી લેતા હોય, શાસ્ત્રીય બાબતોના સાચા ખુલાસાની વખતે સત્ય નહિ જાહેર કરતા સ્મશાનશાતિના પાઠો ભજ-તા હોય, સત્યપ્રરૂપક મુનિવરોની સામે તોફાની ટોળાને

હજુરી પોતે શાત છે એમ મનાવતા હોય, સત્ય ઉપદેશકોના વ્યાખ્યાનો બધ કરાવવા મથતા હોય, પોતાના ભક્તોને ઇતરોના વ્યાખ્યાન નહિ વાચવાનો ડર બતાવી દબ મેવતા હોય, શાસનવિરોધી ટોળીની દોરી ખચનારા હોય, તેવા જ સાધુઓની જેઓને જરૂર હોય, તેઓ શાસ્ત્રને મક્કમપણે અનુસરનાર સાધુસંસ્થાનો વિચ્છેદ કરવા માટે તેઓની સલાહ લઈને યાહોમ પ્રયત્ન કરવા લાગ્યા હોય, તો તેમા કઈપણ નવાઈ જેવુ નથી આ સ્થળે યાદ રાખવુ જોઈએ કે—દીક્ષાની અભિલાષાવાળો કોઈપણ મનુષ્ય પોતાની શક્તિ હોય ત્યા સુધી પોતાના માતાપિતાદિના નિર્વાહનો બદોબસ્ત કર્યા સિવાય દીક્ષા લેતો જ નથી

## નિર્વાહના સાધનની ખામી રહેવાનુ કારણ શુ ?

દીક્ષા લેનારે પાછળના કુટુબ માટે નિર્વાહનુ સાધન મૂક્યુ પણ હોય, અગર પોતાના ઘરની સ્થિતિના અનુસારે નિર્વાહ થવામા કશી અડચણ ન હોય, તો પણ માતપિતાદિ કુટુબીજનો દીક્ષા લેનારને રજા આપી દે અને ક્લેશ ન જ કરે, એવો નિયમ નથી ખરી રીતે તો જેઓની પાસે વધારે સાધનસપન્ન હોય છે, તેઓ જ દીક્ષા લેનારની પાછળ વધારે ધમાચકડી કરે છે શાસ્ત્રોમા રાજામહારાજા અને શેઠ સાહુકારોના પુત્રોએ દીક્ષા લેવા તૈયારી કરી, તે વખતે તેમના નિર્વાહના સાધનની કોઈપણ જાતની ખામી નહિ હોવા છતા, રાગ મોહ અને વિકળતાને લીધે તેમના માતાપિતાદિ કુટુબીજનોએ શોક-આક્રદન આદિ ક્લેશ કર્યો છે, તે અજાણ્યો નથી. જેથી માતાપિતાદિના નિર્વાહના માટે દીક્ષા લેનારને

## સ્વાર્થનો નાશ થવા દેવો, તે નરી મૂર્ખતા છે

બીજી વાત એ છે કે–કુટુંબીજન માત્ર સ્વાર્થ પુરતા જ સગપણ ધરાવવાવાળા હોય છે જેઓને પોતાના આત્માને વળગતા પાપોનો ડર હોતો નથી, તેવા કુટુંબીજનોને દીક્ષાભિલાષી મનુષ્યને લાગતા પાપોનો ડર ન જ હોય, એ પણ સ્વાભાવિક છે આરભ–પરિગ્રહમા ખૂચેલા અને પાપ વાસનાઓમા ઓતપ્રોત થઈ ગયેલા કુટુંબીજનો, તેમાથી છૂટવાને માગતા બીજાને ન છૂટવા દે, તેમા આશ્ચર્ય નથી પણ તેથી આત્માના કલ્યાણને સમજનારો અને ત્યાગમાર્ગ પ્રત્યે આદરવાન થયેલો પુરૂષ પૌદ્‌ગલિક સ્વાર્થમા રકત થયેલા બીજાઓના કહેવાથી પોતાના આત્મકલ્યાણનો માર્ગ છોડી દે, એ બનવાજોગ નથી નીતિકારોનુ પણ કથન છે કે–'સ્વાર્થનો નાશ થવા દેવો તે નરી મૂર્ખતા છે' તો કુટુંબીઓના શોકાદિના બ્હાને આત્મકલ્યાણ માટે લેવા ધારેલા ચારિત્ર રૂપી સ્વાર્થને દૂર કરનાર મૂર્ખ કેમ ગણાય નહિ? કુટુંબીજનો સ્વાર્થની ખાતર શું શું કરે છે, તે **ઇષુકાર** અધ્યયનમા વર્ણવેલ પુરોહિતના બે પુત્રોના દ્રષ્ટાતથી સારી રીતે સ્પષ્ટ થાય છે

તે પુરોહિત અને તેની સ્રીને પહેલેથી જ્ઞાનીએ કહ્યું હતુ કે–'તમારા બન્ને પુત્રો જે થશે તે અપરિણીત અવસ્થામા દીક્ષા અગિકાર કરશે' જ્ઞાની પુરૂષે આમ કહ્યા છતા, તે પુરોહિતે પોતાના પુત્રોને સદ્‌ગુરૂઓથી દૂર રાખવાના અનેક ઉપાયો રચ્યા હતા 'સાધુના વેષને ધારણ કરીને જેઓ ફરે છે, તે બધા છોકરાઓને મારી નાખીને તેનું માસ ખાઈ જાય

છે '–એમ સમજાવ્યું હતુ પોતાના પુત્રોને આમ ખોટી રીતે ભરમાવીને, સાધુઓથી એટલા ભયભીત બનાવી દીધા હતા કે–જ્યારે એક દિવસ તેઓ જગલમા રમતા હતા, ત્યારે ત્યા એકાએક સાધુ મહાત્માઓ ચઢી આવ્યા તેમનાથી તેઓ એકદમ ડરી ગયા અને નાસી છૂટવાનો બીજો રસ્તો નહિ મળવાથી, ઝાડ ઉપર ચઢીને સતાઇ ગયા એજ રીતે દીક્ષાભિલાષિની દીક્ષાને દૂર કરવા માટે કુટુબીઓને માલમ પડતાની સાથે તેઓ સર્વ પ્રકારના પ્રયત્નો કર્યા સિવાય રહે જ નહિ જો કે–તે પુરોહિતના એ પુત્રોએ તો જ્યારે તેઓને સાધુનું સાચુ સ્વરૂપ જાણવામા આવ્યું, ત્યારે માતાપિતાના રોકાણ છતા દીક્ષા ગ્રહણ કરી પરતુ સ્વાર્થપરાયણ કુટુબીઓ પુત્રાદિના હિત તરફ નહિ જોતા, કોઈપણ સયોગોમા તેઓ દીક્ષા લેવા ન પામે, તેને માટે બધી તજવીજ કરે છે જો કે–કેટલાક પરિણત આત્માઓ તે પુરોહિતના પુત્રોની પેઠે પોતાના આત્માનું શ્રેય સાધવા મક્કમ પણ રહે છે, પરન્તુ ઘણાઓ તો કુટુબીઓ તરફથી થનારા વિઘ્નોથી ડરી જઈને,પોતાનો આત્મકલ્યાણનો તે નિશ્ચય છોડી પણ દે છે

## સાચુ સ્વરૂપ સમજાયા વિના દીક્ષા રૂચે નહિ

મોહના તીવ્ર ઉદયને લઇને કદાચ કોઈ મનુષ્ય, દીક્ષા લેનાર પોતાના કુટુબીજનને સ્નેહને વશ થઇને દીક્ષા લેતો અટકાવે, તો તે હજુ સમજી શકાય તેવુ છે જેમ શ્રી **વજ્રસ્વામિજી**ની માતા તેમની દીક્ષા રોકવા તૈયાર થઇ હતી, તેમ બીજા પણ તેવા અનેક દાખલાઓ શ્રવણગોચર થઇ શકે છે, પણ જેને દીક્ષા લેનાર સ્ત્રી કે પુરૂષ સાથે

નથી કામરાગ, સ્નેહરાગ કે દ્રષ્ટિરાગ, એવા કોઇપણ જાતના સબંધ વિનાના મનુષ્યો, દીક્ષા લેનારને રોકવા માટે કયા મુદ્દાથી તૈયાર થાય છે, તે સમજવું અશકય છે દીક્ષા લેનારના કુટુંબની દયાથી પ્રેરાઇ તેઓ બોલતા હોય, એમ પણ માની શકાય તેવું નથી, કારણ કે–દીક્ષિતની પાછળ સંસારમાં રહેલા તેના કુટુંબીઓનું પાલનપોષણ કર્યું હોય કે ખબર સુદ્ધા લીધી હોય, એમ પણ દ્રષ્ટાંતમાં હજુ સુધી જાણ્યું નથી આ ઉપરથી એટલું તો કબુલ કરવું જ પડશે કે–આ વિરોધ કરનારાઓને નથી તો દીક્ષિત થનારાઓ ઉપર કોઈ જાતની લાગણી, તેમજ નથી તો દીક્ષિતના પાછળ રહેલા કુટુંબ તરફ લાગણી ! તેઓને તો ફક્ત એક જ લાગણી છે, ને તે એજ કે–કોઇપણ પ્રકારે દીક્ષા થવી જોઇએ નહિ ! સાધુસંસ્થાના નાશને માટે જ તેઓના સર્વ પ્રયત્નો છે જો કે–ધર્મી પુરૂષોએ તેવા પ્રયત્નોની કોઇદિવસ દરકાર કરી નથી અને કરતા પણ નથી, છતા કેટલાક ધર્મના સ્વરૂપથી અજાણ મુગ્ધ આત્માઓ, કે જેઓ તેઓના બખાળામા સામેલ થયા છે, તેઓ તેમ કરતા અટકી જઇને સત્ય માર્ગથી ન ચૂકે, તે માટે અમારો પ્રયાસ છે જેમ જેમ ધર્મનું શાસ્ત્રોકત સાચુ સ્વરૂપ તેઓના સમજવામા આવશે, તેમ તેમ તેઓ દીક્ષાની અનુમતિના માર્ગે જરૂર આવી જશે શાસનના સત્ય માર્ગનો વિજય તો હમેશા રહ્યો છે, રહે છે અને રહેશે જ

સત્યને કોઈપણ ભોગે વળગી રહો !

સત્યના અર્થિ આત્માઓએ ધ્યાનમા રાખવાનું છે કે–જેમ અગ્નિમાથી પસાર થયા વિના સોનું ઘાટના આકા-

રમા આવી શકતુ નથી, તેવી રીતે સત્યના માર્ગ ચાલનારાઓને પણ વિપક્ષીઓ તરફથી આવતા વિઘ્નના વાદળોમાથી પસાર થયા પછી જ પ્રકાશવાનુ બને છે પ્રભુ મહાવીરદેવના કાળમા પણ ગોશાળો અને જમાલી અન્ય શાસન–ભક્ત સુપુરૂષોને ભમાવવામા બાકી રાખતા ન હતા મિથ્યાત્વવાસના અને અસદ્દભૂત ભાવનાઓનો પ્રચાર કરીને જ તેઓ માત્ર બેસી રહેતા હતા એમ નહોતુ, પણ ભગવાન્ મહાવીર સ્વામિજીને પણ અસત્યવાદી કહેવામા તેઓને લગાર પણ સંકોચ થયો નહોતો ભગવાન્ અને તેમના શિષ્યો ઉપર તેજોલેશ્યા મૂકવા સુધીના કાર્યો કરવામા પણ તેઓએ પાછી પાની કરી ન હતી તે સમયે પણ શાસનભક્તોએ સત્ય માર્ગ છોડયો હતો નહિ

જગતના સ્વાભાવિક નિયમો પ્રમાણે અજ્ઞાન વર્ગનો સમુદાય અત્યત મોટો હોય છે અને તેવા સમુદાયને તાત્વિક માર્ગ તરફ રૂચિ થતા ઘણી જ વાર લાગે છે માત્ર બાહ્યથી સુદર દેખાતો જે માર્ગ હોય, અથવા જેમા મિથ્યાત્વ મોહનીના ઉદયની પ્રાબલ્યતા હોય, તેવા માર્ગમા અજ્ઞાન સમુદાય સહેજથી પ્રવૃત્તિ કરે છે અને તેથી ગોશાલો પણ ભગવાન્ મહાવીરદેવથી લોકોને વિમુખ કરવામા ઘણો જ ફાવ્યો હતો ભગવાન્ મહાવીરદેવના પ્રતિહારીઓ તે ગોશાળાને પીડા કરતા હતા ભગવાનનું સમવસરણ તેને શલ્યની માફક ખૂચતુ હતુ ભગવાનની દેશનામા આવતો શ્રદ્ધાળુ સમુદાય તેને સળગતી જ્વાલા જેવો લાગતો હતો ભગવાન મહાવીરદેવનું બોલવુ તેને બળતરા કરતુ હતુ અને તેથી

તે ગોશાલો લોકોને વિચિત્ર રીતે ભરમાવતો હતો. તેની તે ભ્રમણાએ ઘણા મનુષ્યના અંતરમાં વાસ કર્યો હતો. છતાં શાસનભક્તો પણ કંઈ થોડા ન હતા. કહેવાનું તત્ત્વ એટલું જ કે-શાસનરાગી મનુષ્યોએ સત્યાસત્યની પરીક્ષાને માટે અહર્નિશ કટિબદ્ધ રહેવું જોઈએ, અને સત્યની ઓળખાણ થયાથી દુનિયાના અવનવા પદાર્થ અને બનાવોની લાગણીને વચમાં નહિ લાવતાં, કોઈપણ ભોગે સત્યને વળગી રહેવું જોઈએ.

## સત્યની પરીક્ષા કરવાના માર્ગો

સત્યની પરીક્ષા કરવામાં હમેશા બે માર્ગ હોય છે. એક 'આગમ' નામનો માર્ગ અને બીજો 'અનુમાન' નામનો માર્ગ તે બન્નેમાં પણ મોક્ષ અને પરલોકાદિ અતીન્દ્રિય પદાર્થોની વિધિને માટે કેવળ 'આગમ' નામનો માર્ગ જ ઉપયોગી છે કેમકે-જો 'અનુમાન' નામના માર્ગથી અતીન્દ્રિય પદાર્થોના સત્યનો નિશ્ચય થઈ શકતો હોત, તો જગત્પ્રવાહમાં ચાલી રહેલા લોકો સત્ય પદાર્થનો નિશ્ચય કરવાને ક્યારનાએ સમર્થ થઈ ગયા હોત પરન્તુ જગત્પ્રવાહને આટલો બધો લાંબો કાળ થઈ ગયેલો હોવા છતાં, અતીન્દ્રિય દ્રષ્ટાની (જ્ઞાનીની) અપેક્ષા રાખ્યા વિના કેવળ અનુમાનથી સત્યનો નિર્ણય થઈ શકતો નથી. જો લાંબાકાળે પણ અતીન્દ્રિય દ્રષ્ટાની અપેક્ષા સિવાય સત્યનો નિશ્ચય કરવાનું બની જતું હોત, તો આ જગતમાં સત્ય સિવાય બીજુ કાંઈ રહેવા પામત નહિ દુનિયામાં જેમ ગણિત, તોલ, માપ વિગેરે પ્રસિદ્ધ વસ્તુઓમાં કોઈપણ જાતનો વાદવિવાદ થતો જ નથી અને તેનો વ્યવહાર સર્વત્ર એકસરખો જ હોય છે, તેવી રીતે જ એકલા અનુમાનથી જ

પરલોકાદિથી માડીને મોક્ષ સુધીના પદાર્થોનો સત્યપણે નિર્ણય થઇ ગયો, તો જગતપ્રવાહમા જણાતો તે તે વિષયોનો મતભેદ એક ક્ષણ પણ ટકે નહિ પણ આપણે જોઈ શકીએ છીએ કે-પરલોક અને મોક્ષાદિના વિધાનમા મતભેદ નો રાફડો ફાટેલો છે, તેનું કારણ એટ જ છે કે-પરલોક અને મોક્ષાદિ વિધિની સત્યતાનો નિર્ણય એટલા અનુમાન ઉપર અવલબીને રહેલો નથી પરન્તુ તેનો નિર્ણય અતીન્દ્રિય જ્ઞાનીઓના વચનો ઉપર જ અવલબેલો છે જો કે-સર્વ મનુષ્યો જેમ પોતાને ધર્મના જાણકાર અને ધર્મમય આચરણ કરવાવાળા મનાવવાને તૈયાર હોય છે, તેવી જ રીતે સર્વ ધર્મનિષ્ઠ લોકો પોતાના ઇશ્વરને અતીન્દ્રિય દ્રષ્ટા ગણવામા જ તૈયાર હોય છે અને તેથી જુદા જુદા મતવાળાઓ પોતપોતાના શાસ્રોના વચન પ્રમાણે પરલોકાદિકનો નિશ્ચય કરે છે આજ કારણે પરલોકાદિકને અગે ઘણા જ મતભેદો જગતપ્રવાહમા થયેલા અને થતા દેખવામા આવે છે, પણ જેમ દુનિયામા શુદ્ધ ચાદી અને જરમન સીલવર, હીરા અને ઇમીટેશન મોતી અને કલચર વિગેરે સાચા અને બનાવટી, બન્ને પ્રકારના પદાર્થો વિશાળ સખ્યામા દેખાવા છતા પણ, સત્ય પદાર્થની અપેક્ષા રાખવાવાળાઓ સત્યને ગ્રહણ કરવા માટે તીવ્ર પ્રયત્ન આદરતા દેખાય છે પણ સત્યના ને અસત્યના મિશ્રણથી કટાળતા નથી કે ઉદાસીન પણ થતા નથી તેવી રીતે આત્માને અગે પરલોકાદિના સત્ય માર્ગને શોધવાવાળાએ અસત્ય માર્ગોના બહોળો પ્રચાર દેખીને કટાળવુ કે ઉદાસીન થવું એ કોઈપણ પ્રકારે યોગ્ય નથી, કિન્તુ પરલોકાદિની સત્યતાના નિર્ણયને માટે સત્ય અતીન્દ્રિય દ્રષ્ટાની ગવેષણા

કરવાની જરૂર છે આ પ્રસંગે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે-જે વસ્તુ કિંમતી હોય છે, તેની જ જગતમાં ઘણી નકલો થાય છે તમે જોઇ શકશો કે-જગતમાં સોના, હીરા અને મોતીની નકલો ઉભી કરાય છે, પણ ત્રાણુ, લોઢુ કે ધૂળની નકલી ચીજો કોઇ ઉભી કરતા જ નથી તેવી રીતે સત્ય અતીન્દ્રિય દ્રષ્ટા અને તેના વાક્યરૂપ આગમની જે કિંમત સુજ્ઞપુરૂષોએ આંકેલી છે, તેને દેખીને જ બીજાઓએ નવા નવા અતીન્દ્રિય દ્રષ્ટા અને તેના નવા નવા આગમોની કલ્પના શરૂ કરી પણ તેટલા માત્રથી ધર્મિષ્ઠ પુરૂષોએ સત્ય અતીન્દ્રય દ્રષ્ટા અને તેના વચનરૂપ આગમથી એક તસુ પણ દૂર થવુ જોઇએ નહિ શુ ઇમીટેશનના પ્રચારને દેખીને બુદ્ધિમાન પુરૂષ સાચા હીરા તરફ ઉપેક્ષા કરે ખરો? સત્યના ગ્રાહકોએ વસ્તુની સત્યતા તરફ જ લક્ષ્ય રાખવાનું હોય છે

**શુદ્ધ ધર્મનું ગ્રહણ કર્મના ક્ષયોપશમથી માનેલુ છે**

હવે-'ઘણા મનુષ્યોએ ગ્રહણ કરેલો પદાર્થ સાચો હોવો જોઇએ'-એમ કોઇ કહે, તો તે માની લેવાને માટે કોઇપણ અક્કલવાળો પુરૂષ તૈયાર થાય તેમ નથી સામાન્ય રીતે જગતમાં પણ નિરક્ષરો કરતા વિદ્વાન્ વધારે હોય અથવા પાષાણના સમુદાય કરતા હીરાનો સમુદાય વધારે હોય, એમ કોઈપણ દિવસ બનવતુ નથી તેવી રીતે ધર્મમાર્ગમા સત્ય માર્ગને અનુસર વાવાળા ઘણા હોય અને અસત્ય માર્ગને અનુસરવાવાલા થોડા હોય, એ બનવુ અસંભવિત જ છે, અને તે રીતે સત્યની પરીક્ષા કરીને

તેને ગ્રહણ કરનારાઓ ઘણા થોડા નીકળે, તેથી તેમા તત્ત્વ નથી એમ કહી શકાય જ નહિ આથી એમ પણ નહિ સમજવુ કે–જે વસ્તુના ગ્રહણ કરનારા ઘણા થોડા હોય તેજ વસ્તુ સાચી હોવી જોઇએ આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે વ્યવહારિક પરીક્ષાથી ધર્માદિ સત્ય વસ્તુઓનો નિર્ણય થઈ શકે એમ નથી અને તેથી જ ધર્મની સત્યતા સર્વ સામાન્ય જનોના લક્ષ્યમા સહેલાઇથી આવી શકે તેમ નથી એટલા જ માટે શાસ્ત્રકારોએ શુદ્ધ ધર્મનું ગ્રહણ, જો કે–પરીક્ષાપૂર્વક થઇ શકે છે એમ કહ્યુ છે, તો પણ તેનુ મૂખ્ય કારણ તો કર્મના ક્ષયોપશમને જ માનેલ છે સત્ય પદાર્થની શ્રદ્ધા એક તો સ્વભાવથી થાય છે અને બીજી ઉપદેશથી થાય છે, પણ તે બન્ને માર્ગો માત્ર તે શુદ્ધ ધર્મની પ્રાપ્તિને રોકવા વાલા કર્મના ક્ષયોપશમ ઉપર જ આધાર રાખે છે આજ કારણથી જગતમા વધારે સમજુ ગણાતા મનુષ્યો, જો કે–પદાર્થવિજ્ઞાનને માટે વધારે સમર્થ હોય છે, તો પણ વસ્તુને યથાસ્થિતપણે માનવાને માટે તો તેઓ જ સમર્થ થઇ શકે છે, કે જેઓના તે શ્રદ્ધાને રોકનાર કર્મોનો ક્ષયોપશમ થયેલો હોય છે જેમકે–જગતના દ્રવ્યની પ્રાપ્તિ થવી તે કેવળ અક્કલ ઉપર આધાર રાખતી નથી, કિંતુ દ્રવ્યપ્રાપ્તિને રોકનાર કર્મના ક્ષયોપશમ ઉપર આધાર રાખે છે, અને તેથી સામાન્ય અક્કલવાળા પણ અઢળક ધનવાળા હોય છે અને મહા બુદ્ધિશાળી ગણાતા મનુષ્યો પણ ધનહીન હોય છે, આ પ્રમાણે સત્ય ધર્મની શ્રદ્ધા થવી, તેનો આધાર કેવળ અક્કલમદપણા ઉપર નથી, પરતુ તેને અટકાવનાર કર્મના ક્ષયોપશમ ઉપર જ રહે છે

સંખ્યાની અલ્પતા કે મહત્તા ઉપર સત્યધર્મ અવલંબેલો નથી

હવે જેની પ્રાપ્તિનો આધાર ક્ષયોપશમ ઉપર અવલંબેલો છે, તે સત્ય ધર્મની પ્રાપ્તિ સંખ્યાની અલ્પતા કે મહત્તા ઉપર આધાર ન રાખે તે સ્વભાવિક જ છે, અને નથી જ મોટી સંખ્યાવાળાએ કે અલ્પ સંખ્યાવાળાએ ગ્રહણ કરેલું સાચું જ હોય તેવો નિયમ નથી અને એટલા જ માટે સત્યના ગવેષકોએ સંખ્યાબળ ઉપર આધાર રાખવો, એ કેવળ નકામો જ છે. શાસ્ત્રકારોએ મહાજન જે રસ્તે જાય તે રસ્તાને સત્ય માનીને અનુસરવાનો જ્યાં જ્યાં ઉપદેશ આપ્યો છે, ત્યાં ત્યાં મહાજન શબ્દનો અર્થ ઘણા મનુષ્યો એમ લેવાનો નથી, પણ તે શબ્દથી વિવેકી લોકોનો સમુદાય સમજવાનો છે, અને તે વિવેકી પુરૂષોનો એકત્ર થયેલો સમુદાય જે આચરણ કરે, તેને સત્ય માર્ગ કહી શકાય. સત્યના ગ્રહણને માટે સંખ્યાબળને આગળ કરનાર સત્યને પામી શકતો નથી, એ આથી સિદ્ધ થાય છે અને તેથી જ શાસ્ત્રકારો જિનેશ્વર ભગવાનની આજ્ઞા માને તેને જ સંઘ તરિકે ગણે છે એટલે કે-જિનેશ્વર ભગવાને નિરૂપણ કરેલી અને શાસ્ત્રદ્વારાએ દર્શાવાતી આજ્ઞાઓને શીરોધાર્ય ગણવાવાલો સમુદાય જ સંઘમાં આવી શકે છે જે સમુદાય ચાહે તેટલી મોટી સંખ્યામાં હોય, તો પણ જો તે ભગવાને કહેલી અને શાસ્ત્રદ્વારાએ દર્શાવાતી આજ્ઞાને શીરોધાર્ય ન ગણતો હોય, તો તેને જિનેશ્વરના સંઘ તરિકે કહી શકાતો નથી તેવા આજ્ઞાને નહિ માન-

નાગે સમુદાય જો કે સમુદાયરૂપે હોવાથી વ્યવહારમા પોતાને સઘ તરિકે જાહેર કરી શકે, છતા શાસ્ત્રકારો તેવા સમુદાયને સત્ય ગ્રાહક સમુદાય, અર્થાત્-સઘ કહેવાની ના પાડે છે, એટલુ જ નહિ પણ જેમ ચૈતન્ય રહિત શુષ્ક હાડકાનો સમૂહ નિરર્થક હોઈ કોઈપણ હિસાબમા નથી, તેવી રીતે તે પણ સમ્યક્ત્વરૂપ ચૈતન્યથી વચિત (હીન) હોવાને લીધે હાડકાના ઢગલા જેવો જ નિરર્થક છે કેટલીક વખત સખ્યાના બળે સત્યતાને માનવાવાલા મનુષ્યો આવા વાક્યોથી ગુસ્સામા આવી જાય છે, પણ તેઓએ ધ્યાન રાખવાની જરૂર છે કે-સત્ય માર્ગથી દૂર થયેલો ગમે તેવો મોટો સમુદાય હોય, તોપણ તેની કિંમત હોઈ શકતી નથી આ સ્થાને દરેક વિવેકીજને વિચાર કરવાનો છે કે-હીરાના લક્ષણથી રહિત થયેલા કોલસાના સમુદાયને કોલસાના ઢગલા તરિકે ઓળખાવાય કે કહેવાય તો તેમા જેમ કાઈપણ અનુચિતપણુ નથી, તેમ વસ્તુસ્થીતિની સત્યતા ઉપર લક્ષ્ય રાખનાર પુરૂષ સત્ય નિરૂપણ કરે તે તદ્દન ઉચિત જ છે, એટલુ જ નહિ પણ તે વક્તાના નિડરપણાનો પ્રભાવ છે

સત્યવ્રતની વ્યાખ્યા

અહીં કદાચ એમ કહેવામા આવે કે-

"સત્યવ્રતની વ્યાખ્યા કરતા શાસ્ત્રકારો જેમ સાચુ કહેવાનું ફરમાન કરે છે, તેમજ 'પ્રીતિકારી વચન કહેવુ તેજ સત્ય વચન છે'-એમ જણાવે છે, અને

તેથી સાચું હોય તો પણ અપ્રિય કે બીજાને પીડા કરનાર વચનને શાસ્ત્રકારો અસત્ય તરીકે જણાવે છે, તો આ વાતને માન્ય કરનારા આગારસિક સજ્જનો ભગવાનની આજ્ઞાથી વિરૂદ્ધ ચાલનારા અથવા તો તેને નહિ માનનારા એવા મોટા સમુદાયને માટે 'હાડકાનો માળો' અથવા 'હાડકાનો ઢગલો'-એવું નિષ્ઠુર વચન કેમ વાપરી શકે? અને તેવું નિષ્ઠુર વચન વાપરનાર પોતાના બીજા મહાવ્રતનો ભંગ કરી સાધુપણાને નષ્ટ કરે છે, એમ કેમ ન માનવું? શાસ્ત્રકારના કહેવા મુજબ એક માણસને માટે પણ અપ્રીતિ કારી વચન કહેનારો સત્યવ્રતની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, ત્યારે જે મોટો સમુદાય પોતાને જગતમાં જૈનધર્મી તરીકે જાહેર કરતો હોય અને જગત્ પણ જેને જૈન તરીકે સ્વીકારતું હોય, તેવા મોટા સમુદાયને અપ્રીતિ ઉત્પન્ન કરે તેવા શબ્દો કહેવા, તે મૃષાવાદ કેમ ન ગણાય?"

*

આ પ્રમાણે કહેનારાઓ, ખરેખર, સત્યના સ્વરૂપને યથાસ્થિત રીતે ઓળખી શક્યા જ નથી અને તેથી જ તેઓ પોતાને સત્યના હિમાયતી તરીકે માની લઈ, નિડરપણે સત્ય કહેનાર વ્યક્તિઓને અસત્યના હિમાયતી ગણાવવા તૈયાર થઈ શકે છે તેઓએ વિચાર કરવો જોઈએ કે-જે જીવો જિનેશ્વર ભગવાનના ધર્મને માનનારા નથી, તેઓને શાસ્ત્રકારોએ પોતે જ મિથ્યાદૃષ્ટિઓ કહ્યા છે કે નહિ? અને તે મિથ્યાદૃષ્ટિ શબ્દ તેઓને હલકા પાડનારો છે કે નહિ? શાસ્ત્રકારે આ જગો ઉપર વિચારવાને જરૂર છે કે-સમ્યગ્દૃષ્ટિ આ માણસો કરતા મિથ્યાદૃષ્ટિ અનંતગુણા છે, તો

પણ તેવી મોટી સખ્યાવાલા જીવોને મિથ્યાદ્દષ્ટિ અને પ્રથમ ગુણ સ્થાનકવાળા તરીકે ગણાવવામા શાસ્ત્રકારોએ સત્યવ્રતનો ભગ માનેલો નથી જિનેશ્વર ભગવાનની આજ્ઞાને માનનારા કરતા, તેને નહિ માનનારો કે તેનો વિરોધ કરનારો વર્ગ તેટલી સખ્યામા નજ હોઈ શકે, કે જેટલી મોટી સખ્યામા સમ્યદ્દષ્ટિ કરતા મિથ્યાદ્દષ્ટિઓ છે હવે જ્યારે તેટલી બધી મોટી સખ્યામા રહેલા જીવોને પણ, માર્ગથી વિમુખ હોવાને લીધે, મિથ્યાત્વ ગુણસ્થાનકવાળા કહેવામા કોઈ જાતની હરકત નથી, તો પછી પોતાને જૈનધર્મી તરીકે જાહેર કરનારા મનુષ્યો, જ્યારે દેવ-ગુરૂ-ધર્મની વિરાધના કરવામા તત્પર રહે અને સર્વજ્ઞ શાસનના આધારભૂત શાસ્ત્રોને અભરાઈએ મૂકવા તૈયાર થાય, ત્યારે તેવાઓને હાડકાના ઢગલા તરિકે સબોધવામા આવે, તેમા સત્ય વ્રતને નુકશાન થાય છે, એમ શી રીતે માની શકાય? **'શાસ્ત્રના પોથા થોથા નકામા છે'-'શાસ્ત્રોનો જમાનો વહી ગયો છે' -ઇત્યાદિ ધર્મીજનને સ્વપ્નામા પણ ન છાજે તેવા વાક્યો બોલનારને, હાડકાનો મઘ વિગેરે શબ્દ કહેવામા આવે, તેમા સત્યવ્રતનો ભગ કેવી રીતે સભવી શકે?**

વર્તમાનમા જ તે રીતે ઓળખાવવામા આવે છે એમ પણ નથી શ્રીમાન્ ભાષ્યકાર મહારાજ તેમજ હરિભદ્ર સૂરિજી વિગેરે આચાર્ય મહારાજે તેમજ **ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી** મહારાજ પણ, તેના શ્રી જિનેશ્વર મહારાજની આજ્ઞા નહિ માનનારને

હાડકાનો ઢગલો કહીને જ જણાવે છે જેઓને દેવ, ગુરુ, ધર્મ તથા શાસ્ત્રોથી વિમુખ રહેવું છે અને તેવાઓને જો કોઈ શાસ્ત્રદૃષ્ટિએ હાડકાના માળા તરિકે ગણાવે, તો તેમ કર નારને મૃષાવાદી ગણાવવા તૈયાર થવું છે ! આ શું કેવળ સત્યવાદીઓના મુખે જ ડુચો મારવાનો પ્રયત્ન નથી ?

સત્યનું નિરૂપણ કરવામાં સંકોચ રાખવાનો હોય જ નહિ

પદાર્થની સત્ય પ્રરૂપણા માટે તો શાસ્ત્રકારો સ્પષ્ટ કહે છે કે-અસત્ય પદાર્થમાં આગ્રહવાળો મનુષ્ય સત્ય પદાર્થના સ્વરૂપને સાંભળીને ચાહ્યા તો રોષાયમાન થાય યા ન થાય, અગર તો પોતાનો પક્ષ અસત્ય હવાથી શરમને લીધે ઝેર ખાઈને આપઘાત પણ કરે, તો પણ સત્યના ખપી પુરૂષે આત્માને હિત કરવાવાળી અને જ્ઞાન, દર્શન, ચારિત્રના પક્ષને પોષનારી જ વાણી બોલવી જોઈએ અસત્યના કદા ગ્રહવાળા મનુષ્યોના કોઈપણ જાતના ઉત્પાતથી સત્ય પદાર્થની પ્રરૂપણા કરવાવાળાએ ડર રાખવો જોઈએ નહિ

શ્રીમાન્ કાલિકાચાર્યે સત્યધર્મનું નિરૂપણ કર્યું, તેથી દત્તરાજાને ચાહે તેટલો દ્વેષ થયો, તો પણ સત્ય વાત કહેવામાં તેઓએ કોઈપણ જાતનો સંકોચ રાખ્યો નહિ

શાસ્ત્રમાં સ્થાને સ્થાને અસત્ય પક્ષને ગ્રહણ કરનારને નિહ્નવ, મિથ્યાદૃષ્ટિ, અજ્ઞાની, કુદર્શની વિગેરે શબ્દોથી સંબોધેલા જોવામાં આવે છે તે ઉપરથી પણ સર્વને માનવાની જરૂર પડશે કે-પદાર્થના નિરૂપણને અંગે, સત્ય પદાર્થના ગ્રહણ કરનારાની પ્રશંસા જેટલે દરજ્જે જરૂરી છે, તેટલે જ દરજ્જે અસત્ય પદાર્થને માનનારાઓનું

ખોટાપણું જણાવી, તે પક્ષને નિન્દનીય જણાવવાની જરૂર છે આ હકીકત સાભળી કોઇકને જરૂર એમ શકા થશે કે–

"ત્યારે શાસ્ત્રકારોએ અપ્રિય વચનને મૃષાવાદ તરિકે કેમ જણાવ્યું ?"

પણ આવી શકા કરવાનું કાંઈ કારણ નથી કારણ કે-કોઇપણ વ્યક્તિને અગત અવગુણોથી ઉતારી પાડવા, અને તે દ્વારાએ પોતાની અગત ઉત્કૃષ્ટતા જણાવવા માટે, જે અપ્રિય વાકયો વાપરવામા આવ્યા હોય, તેને જ શાસ્ત્રકારોએ મૃષાભાષણ કહેલુ છે એટલે કે–વ્યક્તિ તરીકે અભિમાનાદિકથી કહેવાતા વચનને આગળ કરીને, પદાર્થના ખરા સ્વરૂપને પ્રતિપાદન કરવાને અંગે, શાસ્ત્રમા કહેલી ભાષા વાપરવામા દૂષણને સ્થાન આપવુ, એ સમજુ પુરૂષોથી બની શકે તેમજ નથી સત્ય અને અસત્યના વિભાગને જણાવી, સત્ય બોલનારને પરમ પવિત્ર પુરૂષ તરિકે અને અસત્ય બોલનારને ચડાલ કરતા પણ અધમ તરિકે કોઈ જણાવે અને તેથી જુઠુ બોલનારને અપ્રીતિ થાય, તેમા તે નિરૂપણ કરનારને દોષ લાગે છે, એમ કોઈ પણ પ્રકારે કહી શકાય જ નહિ

વસ્તુને લાયકના જે શબ્દો હોય તે કહેવા જ જોઇએ

એક વાત એ પણ ધ્યાનમા રાખવાની છે કે–અપ્રિય વચન સાચુ હોય તો પણ તેને જે મૃષાવાદ તરિકે ગણેલુ છે, તે વ્યક્તિ અથવા તેના સમુદાયની આગળ પ્રત્યક્ષપણે કહેવાતા વચન માટે જ છે અને તેથી જ શાસ્ત્રકારોએ, રોગીને રોગી, નપુંસકને નપુંસક અને ચોરને ચોર કહેવાથી, સત્ય મતને દૂષણ લાગે એમ જણાવેલુ છે જો એમ ન હોય તો

મિથ્યાદ્રષ્ટિને મિથ્યાદ્રષ્ટિ, અભવ્યને અભવ્ય, અવિરતિને અવગતિ વિગેરે શબ્દોથી જણાવી શકાય જ નહિ આ સ્થાને એ યાદ રાખવુ જોઈએ કે–કુદેવોના લક્ષણોનુ નિરૂપણ કરીને શાસ્ત્રકારો બેસી રહ્યા નથી, પણ તેવા લક્ષણવાળાઓને કુદેવ તરિકે જણાવી, તેમના મહિમ્મા જવા વિગેરેની ક્રિયાઓને પણ સ્પષ્ટ શબ્દોમા મિથ્યાત્વની વૃદ્ધિ કરાવનાર તરિકે જણાવેલી છે તેવી જ રીતે કુગુરૂના અને કુધર્મના લક્ષણો અને તે લક્ષણોવાળાઓના માટે પણ તેવા જ સ્પષ્ટ શબ્દોમા અનાદરણીયપણું જણાવેલુ છે આ બધી હકીકત ધ્યાનમા લેનાર વિચક્ષણ પુરૂષને જરૂર સમજાશે કે–વસ્તુ સ્વરૂપના કથનને માટે જે શબ્દો તેને લાયકના હોય અને તે શબ્દો વાપરતા બીજા મનુષ્યોને અપ્રીતિ પણ થતી હોય, તો તેમા પ્રરૂપણા કરનારને તેવા અપ્રિય શબ્દો બોલવા છતા, લેશમાત્ર પણ કર્મબંધ હોઈ શકે જ નહિ, અને જો તેમ ન માનીએ, તો તત્ત્વાતત્ત્વની વ્યવસ્થા અને તેને માટેની પ્રરૂપણા અશક્ય જ થઈ પડે એ પણ ધ્યાનમા રાખવાનું છે કે–ચોરને ચોર ન કહેવો, રોગીને રોગી ન કહેવો તેમજ નપુસકને નપુસક ન કહેવો,–એ વિગેરે શાસ્ત્રકારોએ કરેલો નિષેધ, સત્ય સ્વરૂપના નિરૂપણને જરાએ બાધ કરનાર નથી, અને તેથી જ ચોરી કરીને આવેલો મનુષ્ય જો પોતાને માટે પૂછે કે–'હું ચોર છુ કે શાહુકાર ?'–તો તેના ઉત્તરમા તેની ચોરીને જાણનારો મનુષ્ય–'તું શાહુકાર નથી પણ ચોર છે'–એમ સ્પષ્ટપણે જણાવે જ અથવા તો કોઈ મનુષ્યે અણસમજથી કાઇ અકાર્ય કર્યું અને તેને માટે સાધુ મહારાજ તેના ચોરપણાના કાર્યને જાણ્યા પછી, તેને કદિપણ

શાહુકાર નહિ કહે પણ ચોર જ કહેશે. એવી જ રીતે કોઈક તેવો રોગી મનુષ્ય સાધુ પાસે દીક્ષા લેવા આવે, તો સાધુ મહારાજ તેને 'તુ રોગી છે' એમ કહીને જ નિષેધ કરશે અને નપુંસકને પણ 'નપુંસક' કહીને નિષેધ કરશે,—એ શાસ્ત્રસિદ્ધ હકીકત છે તો શુ તેવી રીતે સત્ય બોલનાર મુનિમહારાજને તેવુ બોલવામા દૂષણ લાગે છે, અગર તેવુ બોલવાની આજ્ઞા આપનાર શાસ્ત્રો અસત્ય બોલવાની પ્રેરણા કરે છે, એમ માની શકાય ખરૂ ?

શાસ્ત્રોને અભરાઈએ ચઢાવવાનુ કહેનાર હાડકાનો માળો છે

જ્યારે ઉપર પ્રમાણે બોલનાર મુનિમહારાજ, તે આવેલા મનુષ્યના તિરસ્કારને માટે નહિ, પણ કેવળ સત્ય હકીકત કહેવાનો પ્રસગ અનિવાર્ય હોવાથી તેમ કહે, તેનો તેઓશ્રીને લેશ પણ દોષ નથી, તેવી જ રીતે જેઓ પોતાને શ્રી સઘ તરિકે ગણાવવા માગતા હોય, છતા પોતે દેવ, ગુરૂ, ધર્મને નહિ માનવા સાથે શાસ્ત્રોને અભરાઈએ ચઢાવતા હોય, તેવાઓને સત્ય સ્વરૂપ જણાવવાની ખાતર 'હાડકાનો માળો' કે 'હાડકાનો ઢગલો' કહેવામા આવે, તેમા કોઈ પણ પ્રકારે દોષના લેશનો પણ સભવ નથી ભાષ્યકાર મહારાજા અને શ્રીમાન્ હરિભદ્રસૂરિજી સરખા શાસનના ધુરન્ધર આચાર્યોએ પણ તેમજ નિરૂપણ કરેલુ છે અને તેને અનુસરીને જ વર્તમાનમા શુદ્ધ પ્રરૂપક સાધુઓએ તેમજ કહેવાની આવશ્યકતા છે આશ્ચર્યની વાત તો એ છે કે—**શાસનવિરોધીઓને શાસ્ત્રથી વિરૂદ્ધ કાર્યો કરવા અને બખાળા કાઢવામા લેશમાત્ર**

**પણ સંકોચ થતો નથી, પણ શાસ્ત્રદૃષ્ટિએ તેમનાં કાર્યોને અનુસરનારા યોગ્ય વાક્ય તેમને કહેવામા આવે, તેજ તેમને શુળની પેઠે પીડાકારક થઇ પડે છે** પણ તેઓએ ધ્યાનમા રાખવુ જોઇએ કે–તમારા તેવા વર્તનને સ્પષ્ટપણે દેખવા છતા કયો સાચો મનુષ્ય, તમારા માટે તેવા શબ્દો બોલ્યા વિના રહેશે ? તેઓએ યાદ રાખવુ જોઇએ કે– **શાસનને માટે જીવન વહન કરનાર સાધુઓને તેઓના રોટલા કે કપડાની બીલકુલ ગરજ નથી, પરતુ તેઓને તો ફક્ત શાસન અને તેના અનુસરનારાઓની જરૂર જ છે અને તેથી તેઓ તેમને તેમના ખરા સ્વરૂપમા ઓળખાવે, તેમા નવાઇ નથી**

<u>અંધશ્રદ્ધાનો આરોપ</u>

આજકાલ કેટલાક લોકો–દેવ, ગુરૂ, ધર્મ અને શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખના પુરૂષોને અંધશ્રદ્ધાળુઓના ઉપનામથી સંબોધીને તેઓની વગોવણી કરવાનો પ્રયાસ કરે છે અને શાસ્ત્ર વિગેરેથી સર્વથા નિરપેક્ષ બની બેસનાર પોતાને સ્વતન્ત્રવાદી તરીકે ઓળખાવે છે, પરન્તુ તેઓનો આ આરોપ જૈન શાસ્ત્રોને માનનારાઓ ઉપર બીલકુલ ટકી શકતો નથી ખરી રીતે આ અંધશ્રદ્ધાનો આરોપ તેઓના ઉપર જ લાગુ પડે છે, કે જેઓ પૂર્વના ગભીર અને અગાધ બુદ્ધિના ધણી શ્રીમાન્ ગણધરદેવાદિ પૂર્વાચાર્ય મહર્ષિઓના આદેશો કે તેમના બનાવેલા સૂત્રો કરતા તુચ્છ બુદ્ધિવાળા સ્વ કપોલ-કલ્પિત વચનોમા અથવા તો પોતે માની લીધેલા અલ્પજ્ઞ પુરૂષોના વચનોમા જ વિશ્વાસ રાખીને પ્રવૃત્તિ કરે છે તેઓ.

જ ખરેખર અધશ્રદ્ધાળુ છે એમ માની શકાય જૈન શાસ્ત્રનો મુદ્દો તો ગુણની પરીક્ષા કર્યા પછી જ શ્રદ્ધા ગણવાનો છે અને આ વાતની સાબીતી શાસ્ત્રોને 'જૈન' એ વિશેષણથી અલકૃત કરવામા આવે છે તેજ છે જૈન શબ્દ એ 'જિન' શબ્દ ઉપરથી બનેલો છે જિન એટલે-'રાગદ્વેષાદિક શત્રુઓને સર્વથા જીતી જેઓ સર્વજ્ઞપણાને પામ્યા છે તેવા પુરુષો'— એમ થાય છે જેઓ નિષ્પક્ષ અત કરણથી આ વાતને તપાસશે, તેઓને સત્ય હકીકત સમજાયા વગર રહેશે નહિ. નિર્મળ અત કરણથી વિચારવામા આવે, તો જરૂર માલુમ પડશે કે-શ્રી જિનેશ્વરદેવોએ કથન કરેલા અને શ્રી ગણધર દેવાદિ મહાપુરુષોએ ગુથેલા શાસ્ત્રોને જ જો જૈન શાસ્ત્ર કહેવામા આવે છે, તો પછી તેમા યુક્તિ કે હેતુ વિના, કેવળ અધ-શ્રદ્ધાને જ પ્રધાનપદ છે, એમ કેમ માની શકાય ? વક્તાની પ્રમાણિકતા ઉપર જ શાસ્ત્રની પ્રમાણિકતા જ્યા મનાયેલી છે, તેવા જૈન શાસ્ત્રોને માનનારાઓને અધશ્રદ્ધાળુઓ કહેવા, એ બુદ્ધિહીનતાનો જ પ્રભાવ છે, એમ વિવેકબુદ્ધિથી જોનારને માલમ પડ્યા સિવાય રહેશે નહિ શ્રી સિદ્ધસેન દિવાકર અને હરિભદ્રસૂરિ જેવા મહાન્ આચાર્યો જન્મથી બ્રાહ્મણ જાતિના હતા અને પુખ્ત ઉમ્મર થતા સુધી બ્રાહ્મણ જાતિમા જ રહી વિદ્વાન્ બનેલા હતા શુષ્ક બુદ્ધિવાદમા પણ ઘણા આગળ વધેલા હતા, કે જેમને પહોચી શકવા માટે વર્તમાનમા એવો એક પણ વિદ્વાન્ હૈયાત નથી તેઓ બ્રાહ્મણ જાતિમા હોવાથી જૈનોના કટ્ટર વિરોધી થયા પૂર્વે જૈનો અને બ્રાહ્મણોને પરસ્પર વિરોધી ભાવ કેટલો ઉગ્ર હતો, તે વ્યાકરણ જાણનારાઓથી અજાણ્યું નથી નિત્ય વૈરવાળી જાતિઓના

ઉદાહરણમાં 'શ્રમણ બ્રાહ્મણ' એ જાતિનું ઉદાહરણ આપવામાં આવે છે જૈનોના આવા કટ્ટર દુશ્મન બનેલા પણ તેઓએ, જ્યારે નિષ્પક્ષ બુદ્ધિથી તત્ત્વની શોધ કરવા માંડી, ત્યારે તેઓને એક જૈન શાસ્ત્ર જ પરમ પ્રમાણિક અને યુક્તિવાળું સર્વોપરી શાસ્ત્ર છે, એમ માલુમ પડયું અને તેથી તેને અંગિકાર કરવામાં તત્પર થયા એજ જૈન શાસ્ત્રોની શ્રદ્ધાવાળાઓને અને તેના ફરમાનોને આધારે પ્રવૃત્તિ કરનારાઓને અંધશ્રદ્ધાળુઓ તરિકે ઓળખાવનારાઓનો ઈરાદો દુષ્ટ છે અને જનપ્રવાહને આડે રસ્તે ઘસડી જવાનો છે, તે સહેજે સમજી શકાય તેમ છે પોતાને બુદ્ધિવાદી તરીકે ઓળખાવી, જેઓ આજે શાસ્ત્રોની શ્રદ્ધાવાળાઓથી પોતાને જુદા ગણાવે છે અને એક જિનેશ્વરના શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખનારાઓ માટે જે અપશબ્દોનો પ્રહાર કરીને મધ્યમ વર્ગને તે શાસ્ત્રની શ્રદ્ધાથી પતિત કરવા માગે છે, તેઓ તેમના તે પ્રયાસમાં ફળીભૂત થાય, એ બનવું અશક્ય છે તેવાઓના કથનથી પોતાની સત્શાસ્ત્રની શ્રદ્ધાને ગુમાવી દેવાનું કાંઈપણ કારણ નથી, પરન્તુ એથી ઉલટું જેઓ પોતાને બુદ્ધિવાદના ઈજારદાર તરિકે જાહેર કરે છે, તેઓ શાસ્ત્રશ્રદ્ધાથી શૂન્ય હોઇ, કહેવાતી સ્વતન્ત્રતાને નામે સ્વચ્છંદતાને પોષી રહ્યા છે, એ જાહેર થઇ જાય છે

## સાચી કેળવણીનો અભાવ

ઉપર મુજબ શ્રદ્ધારહિત મન કરણો થવાનું મુખ્ય કારણ એ જ જણાય છે અને તે એ છે કે-આજકાલ

કહેવાતી કેળવણીના નામે ધર્મસંસ્કાર વિહીન ઉન્માર્ગની વૃદ્ધિ કરનાર મિથ્યા કેળવણીનો પ્રચાર થઈ રહ્યો છે આજકાલ આપવામાં આવતી કેળવણી જો સાચી જ હોત, તો તેના ફળ તરીકે ધર્મમાર્ગને નષ્ટ કરનાર કુવિચારો અને કુપ્રવૃત્તિઓ જે વધી રહી છે, તે વૃદ્ધિ પામત નહિ જે કેળવણી પા[illegible] પછી સદાચારને અનુસરવાની વૃત્તિઓ ન [illegible] પાપકાર્યોથી ડર ઉત્પન્ન ન થાય, ન્યાય[illegible] બુદ્ધિ ન જાગે, દુર્ગતિથી કપાળી ન છૂટે. [illegible] ધર્મિઓ પ્રત્યે બહુમાન અને [illegible] વધતા કેવળ વિષયવિલાસ અને [illegible] ઈચ્છાઓ જ વધતી રહે, તે કેળવણી [illegible] કેળવણી કહી શકાય જ નહિ ‘આજે [illegible] ચારીમા, નાટકચેટકમા, ડિરેજક ખાન[illegible] પ્રકારના ઉદ્ભટ વેષ સજવામા [illegible] બગલા અને મોટર ઇત્યાદિમાં [illegible] થઇ રહ્યો છે, તે દરિદ્રતા અને [illegible] કરનાર નથી, પરન્તુ શાસ્ત્રોના [illegible] પોતાના અને અન્યના આત્મોદ્ધારમા [illegible] ધર્મ ક્રિયાઓના મહોત્સવોમા જે ખર્ચ [illegible] છે તેજ દરિદ્રતાને લાવનાર છે’—એમ જે [illegible] છે, તે પણ એજ ધર્મશૂન્ય કેળવણી[illegible] છે. [illegible] ક્રિયાઓના ખર્ચને અયોગ્ય અને [illegible] કહેનાર સદાચારને વધારનારી નહિ પણ [illegible] કરી કેળવણીને જ પામેલા છે [illegible]

વિષયવિલાસ અને મોજમજાહને પોષનાર, આરભ અને પરિગ્રહમા આસક્ત બનાવનાર, ધર્મકર્મને ભૂલાવનાર આધુનિક કેળવણી પામેલાઓ, શ્રી જિનેશ્વરદેવના સત્યમાર્ગને ઉત્થાપવા, અરે તેને નષ્ટ કરવા તૈયાર થાય, તો તેમા નવાઈ નથી જ્યારે જો જિનેશ્વરદેવોના શાસ્ત્રોની અવજ્ઞા થતી હોય પરમ તારક એવા તીર્થો પ્રત્યે અનાદર વધતો હોય, વિધવા વિવાહ જેવા શીયલને નષ્ટ કરનાર કાર્યો કરવા તત્પરતા બતાવાતી હોય, અનાર્ય દેશો યાત્રાના ધામ ગણાતા હોય અને ત્યા જવુ એ તીર્થયાત્રા કરતા વધુ પુણ્યકાર્ય ગણાતુ હોય, પવિત્ર શત્રુજયાદિક તીર્થોના સઘો અટકાવવા માટે પીકેટીંગ કરવાની હીમાયતો થતી હોય, સત્યવક્તા સાધુઓને બોલતા બધ કરવવાના મહાન્ પ્રયાસો થતા હોય, જૈન માનના ધ્યેયરૂપ ભાગવતી દીક્ષાને હલકી પાડવા કટિબદ્ધ થવાતુ હોય, તો તેનુ એક જ કારણ છે કે- કેળવણીના નામે ધર્મહીનતા અને જડવાદિકતાના સસ્કારો પોષાઇ રહ્યા છે

શુદ્ધ અત કરણથી એકાતમા બેસી વિચાર કરનારને માલુમ પડ્યા વિના રહેશે નહિ કે-આજે કેળવણીને પામેલા યુવાનીઆઓનુ લોહી અવળી દિશામા વહી રહ્યુ છે ! અને તેજ લોહી અવળે માર્ગે વહેતુ અટકાવી, જો સસારથી તારનારા તીર્થો, શુદ્ધ આચારનુ પાલન કરનાર સાધુઓ અને દુર્ગ

તિથી બચાવનાર ધર્મની સેવામા વપરાતુ બનાવવુ હોય, તેઓના શ્રેયની સાથે અન્ય અનેકાનેક આત્મા ઓનુ કલ્યાણસાધક બનાવવુ હોય, તેમજ જગત્‌મા સર્વોપરિ પદને પ્રાપ્ત થવા લાયક જૈનધર્મનુ એકછત્રી સામ્રાજ્ય કરવુ હોય, તો તેઓને ઉન્માર્ગે લઈ જનારી કેળવણીથી તાત્કાલિક દૂર કરી, સાચી કેળવણી આપવાની વ્યવસ્થા થવી જોઈએ.

ધર્મની આબાદીમા જ રાષ્ટ્રની આબાદી છે

દરેક આસ્તિક શાસ્ત્રોમા એક વાત સ્પષ્ટપણે જણાવેલી છે કે-ચાર પ્રકારના પુરૂષાર્થ સાધવામા, જો પ્રથમના કામ નામના પુરૂષાર્થને બાધ આવતો હોય તો ચલાવી લેવો, પણ તે કામ પુરૂષાર્થના મૂળભૂત અર્થ નામના પુરૂષાર્થને બાધા આવવા દેવી નહિ તેવી જ રીતે અર્થ અને કામ બન્નેને બાધા આવતી હોય તો પણ તેના મૂળરૂપ ધર્મને બાધા આવવા દેવી જોઈએ નહિ આધુનિક શિક્ષણ પામેલા આથી તદ્દન વિરૂદ્ધ વાત જણાવે છે અને એમ કહે છે કે-'રાષ્ટ્રીય એટલે દેશની ઉન્નતિને આડે આવનાર કોઈપણ પ્રવૃત્તિ હોય, તો તેને ગણકારવી નહિ રાષ્ટ્રીય ભાવનાને મૂખ્ય કરવામા ધર્મની પણ ગૌણતા થતી હોય, તો તે ઉપર બહુ ધ્યાન આપવુ જોઈએ નહિ' આમ કહેનારાઓ એ વાતને ભૂલી જાય છે કે-જ્યારે ધાર્મિક ભાવનાનો સદતર નાશ થશે, ત્યારે દેશમા થએલી ઉન્નતિ ગન્ય સાચાર સિવાય બીજા શાને પ્રવર્તાવશે ? એ વાત તો ખુલ્લી છે કે-નિર્બળ પ્રાણીઓ જે અન્યાય અને જુલમ

નિયત કરવામા આવી છે અને તેનો અમલ પણ થઈ રહ્યો છે જેમ જેમ ગુન્હાઓ વધુ વખત થાય છે, તેમ તેમ સજાનો વધારો પણ કરવામા આવે છે, તેમ છતા ગુન્હાના કાર્ય કરનારાઓની તે કુટેવો ઘણા ઓછા પ્રમાણમા સુધરે છે જેલોના રિપોર્ટોમા દર્શાવવામા આવતી ગુન્હેગારોની સખ્યાથી આ વાતની ખાત્રી થાય છે માત્ર કોઈ કોઈ વખતે જ ગુન્હેગારોની સખ્યામા નહિ જેવો ઘટાડો થયેલો હોય છે તેમા પણ સેકડે પોણોસો ટકા તો પૂર્વના ગુન્હેગારો જ સજા પામવાના ગુન્હાઓ ફરીને કરે છે હવે જ્યારે સત્તાવાન સરકાર શિક્ષણ અને સજા દ્વારાએ પણ અનીતિ આદિને નાબુદ કરી શકતી નથી, તો પછી જૈન સાધુઓના ઉપદેશ માત્રથી આખો સમાજ કે છેવટ આખી જૈન સમાજ પોતાના અનાદિ કાળના આરભ–સમારભ કે વિષય–કષાયના સસ્કારો છોડી દેશે, એ કલ્પના કેટલી મૂર્ખાઈભરી અને અસભવિત છે ? જો સરકાર, વગર જરૂરી અનીતિ આદિને રોકવા માટે શિક્ષણ કે સત્તાદ્વારાએ સમર્થ નથી થતી, તો પછી દુનિયામા જરૂરી ગણાયેલા વિષય કષાયો, સાધુઓના ઉપદેશ માત્રથી નામશેષ થઇ જશે, એ માનવુ કેટલુ ભૂલભરેલુ છે ? આથી સાધુઓના ઉપદેશની આડે સમાજવિચ્છેદનો જે ભય બતાવવામા આવે છે, તે ત્યાગમાર્ગને બધ કરવાની એક કલ્પના માત્ર જ છે, પરતુ તેવી કલ્પના કરનાર ડાહ્યામા ખપી શકે એમ નથી શિક્ષણની શરૂઆત કરતા જ જો સરકારે એમ માન્યું હોત કે– નીતિના કાયદા, અનીતિના ગેરકાયદા અને અનીતિ કરનારાઓને સજા કરવાનું જણાવ્યાથી, જગતમા અનીતિનું

નામનિશાન રહી શકશે નહિ, અને જો તેમ થશે તો પોલીસ અમલદાર અને લશ્કરી માણસો, લુહારો અને સુથારો વિગેરેની આજીવિકાઓ તૂટી જશે, કારણ કે-જગત્‌મા અનીતિનો પ્રચાર હશે ત્યા સુધી જ તેઓની જરૂરીયાત રહેશે અને આવુ માનીને જો શિક્ષણનો વિરોધ કર્યો હોત, તો તે યોગ્ય ગણાત કે અયોગ્ય ? તેવી જ રીતે સાધુઓના ઉપદેશ માત્રથી કોઈ સંસારમા રહેવા જ નહિ પામે, એ માન્યતાવાળા કેવળ કલ્પનાના જ ઘોડા દોડાવે છે કે બીજુ કાંઈ ? આ સ્થળે એ પણ યાદ રાખવુ કે-ધર્મ એ સમાજને માટે છે, પણ ધર્મ માટે સમાજ નથી સમાજને પોતાનુ કલ્યાણ કરવા માટે ધર્મની જરૂર છે, પણ ધર્મના ભોગે પણ સમાજ રહેવો જોઈ એ, એમ નથી દુનિયામા જન્મ અને મરણ વિગેરે ક્રિયાઓ પૂર્વભવોમા કરેલા કર્મના ઉદયથી છે, પણ ધર્મની પ્રાપ્તિ કે ત્યાગમાર્ગનો આદર તે કર્મના ઉદયથી નથી, કિંતુ જીવોના ઉદ્યમથી જ થાય છે આ વાતને સમજનારો સમાજ રક્ષણના કલ્પિત બ્હાના નીચે ત્યાગમાર્ગ કે તેના ઉપદેશનો વિરોધ કરે, તેને બુદ્ધિમાન કેમ સમત થઈ શકશે ? બીજી વાત આરાધ્ય ક્ષેત્રના વિચ્છેદની છે જૈન સિદ્ધાનમા **જિનપ્રતિમા, જિનચૈત્ય, શાસ્ત્ર, સાધુ અને સાધ્વી**, એ પાચ આરાધ્ય ક્ષેત્રો માનેલા છે તે ક્ષેત્રોના અવલંબ-નથી તેમજ તેની આરાધના દ્વારા **શ્રાવક અને શ્રાવિકા**, એ બે ક્ષેત્રવાળાઓ પોતાના આત્માની ઉન્નતિ સાધી શકે છે આથી આરાધ્યની જરૂર આરાધકને માટે જ છે, એ વાત સમજાવવાની આવશ્યકતા રહેતી નથી આરાધ્યને આરાધકોની [illegible] છે, એ કથન યુક્તિથી પણ અસ

જીવ દેશવિરતિ ( શ્રાવકપણું ) કે સર્વવિરતિ ( સાધુપણું )ના પરિણામને પ્રાય પામી શકતો નથી અને તેટલા જ માટે આઠ વર્ષથી ઓછી ઉંમરવાળો દીક્ષા માટે અયોગ્ય છે, એમ કહ્યું વિચારક મનુષ્ય તો આથી સ્પષ્ટ સમજી શકે તેમ છે કે-આઠથી ઓછી ઉંમર પણ દીક્ષાને માટે અયોગ્ય નથી, પરંતુ તેથી ઓછી ઉંમરવાળાને ત્યાગની ભાવના આવતી નથી, તેથી તે લેનાર અયોગ્ય છે શાસ્ત્રના પૂર્વાપર વાક્યોને વિચારનાર મનુષ્ય, આ સિવાય બીજા નિર્ણય પર આવી શકે તેમ નથી કારણ કે-જો ઓછી ઉંમરવાળાને પણ ચારિત્રના પરિણામ થયા અને તેને અંગિકાર કરવા તત્પર થયો અને ગુરૂમહારાજ પાસે આવીને દીક્ષાની પ્રાર્થના કરે, તો શુ ગુરૂ મહારાજે તેને દીક્ષા આપવાનો નિષેધ કરવો ? જે ગુરૂઓને હિંસાદિક પાપસ્થાનકોનો ત્રિવિધ ત્રિવિધ ( મન-વચન-કાયાથી કરવુ નહિ, કરાવવુ નહિ અને કરતાને સારૂ માનવુ નહિ એવો ) ત્યાગ છે, તેવા ગુરૂઓ કોઇપણ પ્રકારે તેને દીક્ષા આપવાનો નિષેધ કરી શકે જ નહિ અને અજ્ઞાનતાથી પણ જો કોઇ સાધુ તેને દીક્ષાનો નિષેધ કરે, તો તેનું સાધુપણું જળવાઈ શકે નહિ, કારણ કે-જૈન શાસ્ત્રમા સાધુપણું તેને માનેલુ છે કે-જેમા હિંસાદિકના કારણ અને અનુમોદનનો પણ સર્વથા નિષેધ છે

અનુમોદન ત્રણ પ્રકારે થાય છે —

૧ પ્રશસા, ૨ સહવાસ, અને ૩ અનિષેધ

જેવી રીતે હિંસાદિકને સેવવા તથા સેવરાવવામા પાપ છે,

ભક્તિને માટે ભગવાન્ નથી પણ ભગવાનને માટે જ ભક્તિ છે, એ ઉજ્વલ સત્ય માદી સમજવાલાથી પણ સમજી શકાય તેવું છે અને જો આરાધકોના કલ્યાણને માટે જ આરાધ્યોની જરૂર છે, તો તે આરાધકોના મદ્દ ભાવ માટે આરાધ્યોનો ભોગ આપવો, એ વાત દીકરાને માટે સ્ત્રીને મારી નાખવા જેવી જ અઘટિત છે તાત્પર્ય કે-જે મનુષ્યો આરાધકને માટે આરાધ્યનો ભોગ આપવાનું કહે છે અથવા તો તેવી પ્રવૃત્તિ કરે છે, તેઓ ભક્તિને માટે ભગવાનને ફેંકી દેવા જેવી ગમાર વૃત્તિ ધરાવનારા મનુષ્યોની પંક્તિમા મૂકવા જેવા છે

## સાધુથી દીક્ષાનો નિષેધ થઈ શકે નહિ

દીક્ષા જેવા ઉત્તમોત્તમ શબ્દને અયોગ્ય વિશેષણથી કલંકિત કરનારા, માતાને વંધ્યા શબ્દથી સંબોધનારા જેવા અસત્યભાષી છે આજકાલ-' અયોગ્ય દીક્ષા '-' અયોગ્ય દીક્ષા ' એમ કહી કહીને ઈતર વર્ગમા દીક્ષા માટે ગભીર ગેરસમજ ફેલાવવામા આવી છે દીક્ષા એવી ઉત્તમ ચીજ છે કે-કોઈપણ કાળે, કોઈપણ દિવસ તે અયોગ્ય બની શકવાની નથી શાસ્ત્ર કારોએ દીક્ષાને અયોગ્ય એવા પુરૂષો જણાવ્યા છે, પણ દીક્ષાને કોઇ દિવસ અયોગ્ય ગણાવી નથી દીક્ષા લેનાર પુરૂષોની અયોગ્યતાને લીધે, તે પુરૂષોને દીક્ષા માટે અયોગ્ય ગણ્યા છે, પરતુ તેટલા માત્રથી દીક્ષા એ અયોગ્ય છે, એમ માની લેવાનું નથી આઠ વર્ષથી ઓછી ઉંમરવાળાને દીક્ષા માટે અયોગ્ય ગણ્યા, તે દીક્ષાની અયોગ્યતાને અગે તો નહિ જ, પરત જ્ઞાનીઓના વચન મુજબ તે ઉંમરની પહેલા કોઈપણ

જીવ દેશવિરતિ ( શ્રાવકપણુ ) કે સર્વવિરતિ ( સાધુપણુ )ના પરિણામને પ્રાય પામી શકતો નથી અને તેટલા જ માટે આઠ વર્ષથી ઓછી ઉંમરવાળો દીક્ષા માટે અયોગ્ય છે, એમ કહ્યુ. વિચારક મનુષ્ય તો આથી સ્પષ્ટ સમજી શકે તેમ છે કે–આઠથી ઓછી ઉંમર પણ દીક્ષાને માટે અયોગ્ય નથી, પરતુ તેથી ઓછી ઉંમરવાળાને ત્યાગની ભાવના આવતી નથી, તેથી તે લેનાર અયોગ્ય છે શાસ્ત્રના પૂર્વાપર વાક્યોને વિચારનાર મનુષ્ય, આ સિવાય બીજા નિર્ણય પર આવી શકે તેમ નથી કારણ કે–જો ઓછી ઉંમરવાળાને પણ ચારિત્રના પરિણામ થયા અને તેને અધિકાર કરવા તત્પર થયો અને ગુરૂમહારાજ પાસે આવીને દીક્ષાની પ્રાર્થના કરે, તો શુ ગુરૂ મહારાજે તેને દીક્ષા આપવાનો નિષેધ કરવો ? જે ગુરૂઓને હિંસાદિક પાપસ્થાનકોનો ત્રિવિધ ત્રિવિધ ( મન–વચન–કાયાથી કરવુ નહિ, કરાવવુ નહિ અને કરતાને સારૂ માનવુ નહિ એવો ) ત્યાગ છે, તેવા ગુરૂઓ કોઇપણ પ્રકારે તેને દીક્ષા આપવાનો નિષેધ કરી શકે જ નહિ અને અજ્ઞાનતાથી પણ જો કોઇ સાધુ તેને દીક્ષાનો નિષેધ કરે, તો તેનું સાધુપણુ જળવાઈ શકે નહિ, કારણ કે–જૈન શાસ્ત્રમા સાધુપણુ તેને માનેલુ છે કે–જેમા હિંસાદિકના કારણ અને અનુમોદનનો પણ સર્વથા નિષેધ છે

અનુમોદન ત્રણ પ્રકારે થાય છે —

૧ પ્રશસા, ૨ સહવાસ, અને ૩ અનિષેધ

જેવી રીતે હિંસાદિકને સેવવા તથા સેવરાવવામા પાપ છે,

પ્રવર્તાવે, તેના કરતા બળવાન થએલા મનુષ્યો, જો તેઓમા નીતિ કે ધર્મનો અંકુશ હોય નહિ, તો તેઓ અધિક અધર્મ અને અન્યાય પ્રવર્તાવી શકે છે એ પણ એક નિયમ છે કે-જેના હાથમા હથિયાર આપવામા આવે, તે પુરેપુરો વફાદાર છે કે નહિ, તની પ્રથમ ખાત્રી કરી લેવી જોઇએ કેમકે-વફાદારી વિનાના મનુષ્યને આપવામા આવેલા હથિયારો બહારવટીઆનો જ વર્ગ ઉભો કરશે અને પરિણામે હથિયાર આપનારને મુશ્કેલીમા ઉતરવુ પડશે તેવી જ રીતે રાષ્ટ્ર-ઉન્નતિના માર્ગમા ધાર્મિક ભાવનાને આપવામા આવતુ ગૌણપણું, જગતના કોઇપણ પ્રાણીને હિતકર તો નહિ જ નિવડે, પરંતુ અહિતકર્તા જરૂર જ નિવડશે આથી એમ નહિ માનવુ કે-કોઈના કહેવા કે માનવા માત્રથી ધર્મનું ગૌણપણું કે મુખ્યપણું થઇ જાય છે, પરંતુ ગતાનુગતિક રીતિએ આવા વિચારને અનુસરનારા મધ્યમ સમજવાળા આત્માઓને તથી જરૂર નુકશાનના ભોગ થવુ પડે છે વળી આવા વિચાર ધરાવનારાઓ અને તેને અનુમોદન આપનારાઓને, ધર્મને અનુસરવાવાળા અને ધર્મ પ્રવૃત્તિઓનું રક્ષણ કરનારાઓ સાથે સગ્રામમા ઉતરવુ પડે છે અને તે રીતે પોતાની શક્તિનો દુર્વ્યય કરી, તેઓ પોતાને તેમજ બીજાઓને શ્રાપરૂપ બને છે તેઓને જો સદ્બુદ્ધિ સૂઝે અને પોતાની શક્તિઓનો યોગ્ય રીતિયે ઉપયોગ કરે, તો આ સઘળી આપત્તિઓમાથી સ્હેજે બચી જવા પામે

## સમાજ-વિચ્છેદની કલ્પના !

કેટલાકોના મનમા એ વિચાર આવે છે કે—

"કેવલ ધર્મ અને ત્યાગને જ અગ્રપદ આપવામા આવે

અને સર્વત્ર ત્યાગની જ ભાવના પોષવામા આવે, તો જગત્મા કોઈપણ સસારી ( ગૃહસ્થ ) રહેશે જ નહિ અને સમાજનો વિચ્છેદ થઇ જશે અને જો તેમ થશે તો આરાધ્ય અને પૂજ્ય ક્ષેત્રોનું પોષણ કોણ કરશે ? અને તેથી ધર્મનો પણ અકાળે નાશ આવી પડશે ”

*

આ પ્રકારની માન્યતા સમજદારની નથી, પણ કેવળ અજ્ઞાન મનુષ્યોની મૂર્ખાઇભરી માન્યતા છે ઉપદેશ માત્રથી સર્વ શ્રોતાઓ ત્યાગમાર્ગે પ્રયાણ કરી જાય, એ કેવળ અસભવિત કલ્પના છે જગત્ના વ્યવહારમા પણ આવો અનુભવ કયાય જોવામા આવ્યો નથી, આવતો નથી અને આવશે પણ નહિ અનીતિ, ચોરી, જારી અને જુગાર વિગેરે અટકાવવા માટે, શિક્ષણ અને સત્તાદ્વારાએ અથાગ પ્રયત્ન થઇ રહ્યો છે તે તે ગુન્હાઓ રોકનારૂ શિક્ષણ આપવા માટે જગત્મા અનેક શાળાઓ સ્થાપવામા આવી છે તે દરેકમા ચોરી આદિ નહિ કરવાનું શિક્ષણ દેવાને અનેક શિક્ષકો રોકવામા આવેલા છે, અને તેને માટે દર વર્ષે ક્રોડો પુસ્તકોનો સતત્ ઉપયોગ કરવામા આવે છે, છતા તે અનીતિ આદિ કોઈ પણ પ્રકારે સસારમાથી નાબુદ થઇ શક્યા નથી, એની કોઇથી પણ ના પાડી શકાય એમ નથી હજુ સુધી કોઈપણ શિક્ષકે અનીતિ આદિ કરવાનું શિક્ષણ આપ્યું હોય તેમ બન્યું નથી, છતા અનીતિ આદિ ઘટ્યા નથી અને ઘટતા નથી, એ નિર્વિવાદ વાત છે શિક્ષણ ઉપરાત સરકારથી તે અનીતિ આદિ કરનારને સખતમા સખત સજાઓ

નિયત કરવામા આવી છે અને તેનો અમલ પણ થઈ રહ્યો છે જેમ જેમ ગુન્હાઓ વધુ વખત થાય છે, તેમ તેમ સજાનો વધારો પણ કરવામા આવે છે, તેમ છતા ગુન્હાના કાર્ય કરનારાઓની તે કુટેવો ઘણા ઓછા પ્રમાણમા સુધરે છે જેલોના રિપોર્ટોમા દર્શાવવામા આવતી ગુન્હેગારોની સખ્યાથી આ વાતની ખાત્રી થાય છે માત્ર કોઈ કોઈ વખતે જ ગુન્હેગારોની સખ્યામા નહિ જેવો ઘટાડો થયેલો હોય છે તેમા પણ સખ્ત પોલીસો ટક્કા તો પૂર્વના ગુન્હેગારો જ સજા પામવાના ગુન્હાઓ ફરીને કરે છે હવે જ્યારે સત્તાવાન સરકાર શિક્ષણ અને સજા દ્વારાએ પણ અનીતિ આદિને નાબુદ કરી શકતી નથી, તો પછી જૈન સાધુઓના ઉપદેશ માત્રથી આખો સમાજ કે છેવટ આખી જૈન સમાજ પોતાના અનાદિ કાળના આરભ–સમારભ કે વિષય–કષાયના સસ્કારો છોડી દેશે, એ કલ્પના કેટલી મૂર્ખાઈભરી અને અસભવિત છે ? જો સરકાર, વગર જરૂરી અનીતિ આદિને રોકવા માટે શિક્ષણ કે સત્તાદ્વારાએ સમર્થ નથી થતી, તો પછી દુનિયામા જરૂરી ગણાયેલા વિષય કષાયો, સાધુઓના ઉપદેશ માત્રથી નામશેષ થઇ જશે, એ માનવુ કેટલુ ભૂલભરેલુ છે ? આથી સાધુઓના ઉપદેશની આડે સમાજવિચ્છેદનો જે ભય બતાવવામા આવે છે, તે ત્યાગમાર્ગને બધ કરવાની એક કલ્પના માત્ર જ છે, પરતુ તેવી કલ્પના કરનાર ડાહ્યામા ખપી શકે એમ નથી શિક્ષણની શરૂઆત કરતા જ જો સરકારે એમ માન્યું હોત કે– નીતિના ફાયદા, અનીતિના ગેરફાયદા અને અનીતિ કરનારાઓને સજા કરવાનું જણાવ્યાથી, જગતમા અનીતિનું

નામનિશાન રહી શકશે નહિ, અને જો તેમ થશે તો પોલીસ અમલદાર અને લશ્કરી માણસો, લુહારો અને સુથારો વિગેરેની આજીવિકાઓ તૂટી જશે, કારણ કે-જગતમા અનીતિનો પ્રચાર હશે ત્યા સુધી જ તેઓની જરૂરીયાત રહેશે અને આવુ માનીને જો શિક્ષણનો વિરોધ કર્યો હોત, તો તે યોગ્ય ગણાત કે અયોગ્ય? તેવી જ રીતે સાધુઓના ઉપદેશ માત્રથી કોઈ સંસારમા રહેવા જ નહિ પામે, એ માન્યતાવાળા કેવળ કલ્પનાના જ ઘોડા દોડાવે છે કે બીજુ કાઈ? આ સ્થળે એ પણ યાદ રાખવુ કે-ધર્મ એ સમાજને માટે છે, પણ ધર્મ માટે સમાજ નથી સમાજને પોતાનુ કલ્યાણ કરવા માટે ધર્મની જરૂર છે, પણ ધર્મના ભોગે પણ સમાજ રહેવો જોઈએ, એમ નથી દુનિયામા જન્મ અને મરણ વિગેરે ક્રિયાઓ પૂર્વભવોમા કરેલા કર્મના ઉદયથી છે, પણ ધર્મની પ્રાપ્તિ કે ત્યાગમાર્ગનો આદર તે કર્મના ઉદયથી નથી, કિંતુ જીવોના ઉદ્યમથી જ થાય છે આ વાતને સમજનારો સમાજ રક્ષણના કલ્પિત બ્હાના નીચે ત્યાગમાર્ગ કે તેના ઉપદેશનો વિરોધ કરે, તેને બુદ્ધિમાન કેમ સમત થઈ શકશે? બીજી વાત આરાધ્ય ક્ષેત્રના વિચ્છેદની છે જૈન સિદ્ધાતમા **જિનપ્રતિમા, જિનચૈત્ય, શાસ્ત્ર, સાધુ અને સાધ્વી,** એ પાચ આરાધ્ય ક્ષેત્રો માનેલા છે તે ક્ષેત્રોના અવલબ નથી તેમજ તેની આરાધના કાગ **શ્રાવક અને શ્રાવિકા,** એ બે ક્ષેત્રવાળાઓ પોતાના આત્માની ઉન્નતિ સાધી શકે છે આથી આરાધ્યની જરૂર આરાધકને માટે જ છે, એ વાત સમજાવવાની આવશ્યકતા રહેતી નથી આરાધ્યને માટે આરાધકોની જરૂર છે, એ કથન યુક્તિથી પણ અસગત છે

ભક્તિને માટે ભગવાન્ નથી પણ ભગવાનને માટે જ ભક્તિ છે, એ ઉજ્વલ સત્ય સાદી સમજવાવાળાથી પણ સમજી શકાય તેવું છે અને જો **આરાધકોના કલ્યાણને માટે જ આરાધ્યોની જરૂર છે, તો તે આરાધકોના સદ્ ભાવ માટે આરાધ્યોનો ભોગ આપવો, એ વાત દીકરાને માટે સ્ત્રીને મારી નાખવા જેવી જ અઘટિત** છે તાત્પર્ય કે-જે મનુષ્યો આરાધકને માટે આરાધ્યનો ભોગ આપવાનું કહે છે અથવા તો તેવી પ્રવૃત્તિ કરે છે, તેઓ ભક્તિને માટે ભગવાનને ફેંકી દેવા જેવી ગમાર વૃત્તિ ધરાવનારા મનુષ્યોની પંક્તિમા મૂકવા જેવા છે

સાધુથી દીક્ષાનો નિષેધ થઈ શકે નહિ

દીક્ષા જેવા ઉત્તમોત્તમ શબ્દને અયોગ્ય વિશેષણથી કલંકિત કરનારા, માતાને વંધ્યા શબ્દથી સંબોધનારા જેવા અસત્યભાષી છે આજકાલ-' અયોગ્ય દીક્ષા '-' અયોગ્ય દીક્ષા ' એમ કહી કહીને ઈતર વર્ગમા દીક્ષા માટે ગભીર ગેરસમજ ફેલાવવામા આવી છે દીક્ષા એવી ઉત્તમ ચીજ છે કે-કોઈપણ કાળે, કોઇપણ દિવસ તે અયોગ્ય બની શકવાની નથી શાસ્ત્રકારોએ દીક્ષાને અયોગ્ય એવા પુરૂષો જણાવ્યા છે, પણ દીક્ષાને કોઇ દિવસ અયોગ્ય ગણાવી નથી દીક્ષા લેનાર પુરૂષોની અયોગ્યતાને લીધે, તે પુરૂષોને દીક્ષા માટે અયોગ્ય ગણ્યા છે, પરન્તુ તેટલા માત્રથી દીક્ષા એ અયોગ્ય છે, એમ માની લેવાનું નથી આઠ વર્ષથી ઓછી ઉંમરવાળાને દીક્ષા માટે અયોગ્ય ગણ્યા, તે દીક્ષાની અયોગ્યતાને અંગે તો નહિ જ, પરતુ જ્ઞાનીઓના વચન મુજબ તે ઉંમરની પહેલા કોઇપણ

જીવ દેશવિરતિ ( શ્રાવકપણું ) કે સર્વવિરતિ ( સાધુપણું )ના પરિણામને પ્રાય પામી શકતો નથી અને તેટલા જ માટે આઠ વર્ષથી ઓછી ઉંમરવાળો દીક્ષા માટે અયોગ્ય છે, એમ કહ્યુ વિચારક મનુષ્ય તો આથી સ્પષ્ટ સમજી શકે તેમ છે કે-આઠથી ઓછી ઉંમર પણ દીક્ષાને માટે અયોગ્ય નથી, પરન્તુ તેથી ઓછી ઉંમરવાળાને ત્યાગની ભાવના આવતી નથી, તેથી તે લેનાર અયોગ્ય છે શાસ્ત્રના પૂર્વાપર વાક્યોને વિચારનાર મનુષ્ય, આ સિવાય બીજા નિર્ણય પર આવી શકે તેમ નથી કારણ કે-જો ઓછી ઉંમરવાળાને પણ ચારિત્રના પરિણામ થયા અને તેને અંગિકાર કરવા તત્પર થયો અને ગુરૂમહારાજ પાસે આવીને દીક્ષાની પ્રાર્થના કરે, તો શુ ગુરૂ મહારાજે તેને દીક્ષા આપવાનો નિષેધ કરવો? જે ગુરૂઓને હિંસાદિક પાપસ્થાનકોનો ત્રિવિધ ત્રિવિધ ( મન-વચન-કાયાથી કરવુ નહિ, કરાવવુ નહિ અને કરતાને સારૂ માનવુ નહિ એવો ) ત્યાગ છે, તેવા ગુરૂઓ કોઇપણ પ્રકારે તેને દીક્ષા આપવાનો નિષેધ કરી શકે જ નહિ અને અજ્ઞાનતાથી પણ જો કોઇ સાધુ તેને દીક્ષાનો નિષેધ કરે, તો તેનું સાધુપણું જળવાઈ શકે નહિ, કારણ કે-જૈન શાસ્ત્રમા સાધુપણુ તેને માનેલુ છે કે-જેમા હિંસાદિકના કારણ અને અનુમોદનનો પણ સર્વથા નિષેધ છે

અનુમોદન ત્રણ પ્રકારે થાય છે —

૧ પ્રશસા, ૨ સહવાસ, અને ૩ અનિષેધ

[illegible]રીતે હિંસાદિકને સેવવા તથા સેવરાવવામા પાપ છે,

તેવી જ રીતે તે કાર્યોની પ્રશસા કરવામા, કરનારનો સહવાસ કરવામા અને તેનો નિષેધ નહિ કરવામા પણ એવુ જ પાપ છે

*

**પિંડ નિર્યુક્તિ** આદિ શાસ્ત્રોમા આ વાત સ્પષ્ટપણે જણાવવામા આવેલી છે હિંસાદિક કાર્યો નહિ કરના છતા તેને સારા માનવામા જેમ પાપ છે, તેમ જ તેને કરનારાઓની સાથે અવિભક્ત કુટુબપણે સહવાસ કરવામા પણ પાપ છે અને છેવટે તે હિંસાદિક કરનારાઓને તમ કરતા ન અટકાવવામા આવે, તો પણ સમાન પાપના ભાગીદાર થવાય છે જો આમ છે તો હિંસાદિકથી ત્રિવિધ ત્રિવિધ વિરતિ ( ત્યાગ ) કરનાર સાધુ, બીજાને દીક્ષાનો નિષેધ કેમ કરી શકે ? અને જો કોઈ સમજથી કે અણસમજથી કોઈને પણ દીક્ષાનો નિષેધ કરે, તો તે સાધુ પોતાના મહાવ્રતોની પ્રતિજ્ઞાનો નાશ કરનાર છે, એમ જ માની શકાય

<u>સાચા મુનિવરો જિનેશ્વરસિવાય અન્યની આજ્ઞાને સ્વીકારતા નથી</u>

જે સાધુઓ જિનેશ્વરદેવોના ફરમાનથી જ ઘરબાર, કુટુબકબીલો અને માલમિલકતને તજીને ત્યાગી થયેલા છે, તે સાધુઓ શાસ્ત્રોની આજ્ઞાઓ દૂર મૂકીને બીજાઓની આજ્ઞાઓને પ્રમાણભૂત કરવા તૈયાર થાય, એ બનવુ અસભવિત છે છતા આજકાલ કેટલાક, સાધુઓ પાસે આજ્ઞા મનાવવાનો જે આગ્રહ કરી રહ્યા છે, તે તેઓના જૈન નામને શરમાવનાર છે અજ્ઞાનમા અજ્ઞાન જો. નવકાર મત્રના "નમો લોએ સવ્વસાહુણ" -

જે સાધુઓને દરરોજ સેંકડો વખત નમસ્કાર કરે છે, તે સાધુઓ ઉપર પોતાની સત્તા ચલાવવાનો વિચાર સમજદાર બનેલો જૈન કેવી રીતે કરી શકે ? અને જો વિચાર પણ ન કરી શકે, તો તેઓને શાસ્ત્રથી વિરૂદ્ધ વર્તન કરવા ફરજ પાડે, એ કેટલુ શરમભર્યું છે ? અથવા તો તેવી ફરજ પાડવાનો દુરાગ્રહ સેવનારાઓએ ખુલ્લે ખુલ્લુ જાહેર કરવુ જોઇએ કે-'અમને નવકાર મત્રમા હવે શ્રદ્ધા નથી-'જિનેશ્વરદેવોના શાસ્રો જુઠ્ઠા છે'-'જૈન ધર્મને અમે માનતા નથી'-'આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ એ અમને વદનીય નથી' જેઓ સાધુઓ પાને પોતાની આજ્ઞાનો અમલ કરવાનો નિયમ કરાવવા માગે છે, તેઓ પોતાના અન્તઃકરણથી આવી જ માન્યતાવાળા હોવા જોઈએ અને તેવી તેમણે પોતાના અન્તઃકરણની માન્યતા ખુલ્લા દીલથી જાહેર કરવી જોઇએ જો તેઓ તેમ જાહેર નથી કરતા, તો અન્ય ભદ્રિક આત્માઓને, પોતે નવકાર મત્રને માનનાર છે એમ બનાવી ફસાવવાનો જ પ્રયત્ન કરી રહ્યા છે, એમ માની શકાય જો તેમ ન હોત, તો તેઓ પોતાની મુરાદ બર લાવવા માટે વીસમી સદીના આવા દાંભિક વર્તનનો આશ્રય લેત નહિ પરન્તુ તેઓએ ધ્યાનમા રાખવુ જોઈએ કે-જેઓના અન્તઃકરણો શ્રી જિનેશ્વરદેવોનાં તત્ત્વોથી રગાયેલા છે, જિનેશ્વરદેવોના વચનોની ખાતર જેઓએ સર્વસ્વનો ત્યાગ સ્વીકાર્યો છે, મસ્તકે શાસ્રકારની આજ્ઞાને ધારણ કરીને સસારને જલાજલિ આપી છે, તેવા મહાપુરૂષો પોતાના જીવનના ભોગે પણ, સર્વજ્ઞના વચન સિવાય અન્યને આદર આપશે જ નહિ

અને તે વચનોને પોતાના જીવનમા ઉતારવા યથાશક્ય પ્રવૃત્તિ કર્યા સિવાય રહેશે નહિ તેની આડે આવનારા, નિરંતર વિષયના કીચ્ચડમા ખૂંચેલા, સ્ત્રી-પુત્રાદિકના મમત્વની જાળ મા ફસેલા, લોભ અને લાલચમા ડૂબેલા આરભ અને પરિગ્રહના પ્રવાહમા ખીંચાઈ રહેલા, મિથ્યાત્વ દાવાનળમા સળગી રહેલા, અજ્ઞાન અને અવિવેકના પડળથી છવાઇ ગયેલા, ગુર્વાદિકની અવજ્ઞા કરવામા ગાડાતુર બનેલા, શરીરને માટે અભક્ષ્ય અને અપેય પદાર્થોને પણ જરૂરી ગણાવનારા, માયા અને પ્રપચમા મુઝાઈ રહેના, ધર્મનું તત્ત્વ સમજવા કોઈપણ દિવસ પ્રયાગ નહિ કરનારા, વગર દારૂના ઘેનમા ઘેલછાવાળા થયેલા અને એવાઓએ જ ઉપજાવી કાઢેલા કલ્પિત અને શાસ્ત્રવિરુદ્ધ નિયમોને સાચા સાધુઓ આધીન થાય, એ સ્વપ્ને પણ માની શકાય તેમ નથી જો કેટલાક વેપધારીઓ, ભક્તોના રોટલાના ગુલામ બનેલાઓ, આવા નિયમોનો, અગર તેનાથી પણ હલકા નિયમોનો, પરમપુરૂષ પ્રણીત વચનોની માફક આદર કરવા તૈયાર પણ થશે, તો તેથી એમ નહિ માની લેવુ કે-પ્રભુઆજ્ઞાના રસિક અને શાસ્ત્રોને જ શિરોધાર્ય ગણનારા મુનિવરો તેવા પેટભરાઓને જોઇને સત્યમાર્ગથી લેશ પણ ચલાયમાન થાય, કારણ કે-ભગવાનૂ શ્રી જિનેશ્વરદેવનુ શાસન હજુ સાડા અઢાર હજાર વર્ષ સુધી અખડિતપણે રહેવાનુ જ છે

સમાપ્ત

આજેજ ગ્રાહક થાઓ અને અમૂલ્ય લાભ ઉઠાવો!

# શ્રી સિદ્ધચક્ર.

દરેક મહિનાની પૂર્ણિમા અને અમાવાસ્યાએ પ્રગટ થાય છે!

---

આ ગ્રન્થના સંકલનાકાર આ શ્રીમત્ સાગરાનંદ સૂરીશ્વરજીને સ્યાદ્વાદ શૈલિ પુરસ્સર ઘેર બેઠા સાંભળવા હોય, ચાલુ જડવાદી જમાનાને અનુસરતા પ્રશ્નોનું સમાધાન સમજવું હોય, સૃષ્ટિનો સંતોષ મેળવનારી સંસ્થાઓનું અવલોકન કરવું હોય અને શાસનસેવામાં આગળ વધવું હોય, તો—

## વાર્ષિક લવાજમના બે રૂપીઆ

ભરી આજે જ તમારૂં નામ ગ્રાહક તરીકે નોંધાવી દ્યો! તમારા મિત્રો અને સબંધીઓને પણ વાંચવાની ભલામણ કરો! લખો —

શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ,
લાલ બાગ, ભૂલેશ્વર,—મુંબઈ

---

# દીક્ષાનું સુંદર સ્વરૂપ.



પ્રકાશક
શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાલા
અ મ દા વા દ

શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળા

દ્વિતીય ગ્રંથરત્ન

# પૃથ્વીચંદ્ર ગુણસાગર

(પ્રથમ ભાગ)

લેખક — રા. શ્રીકાન્ત.



અગાઉથી ગ્રાહક થનાર માટે . . રૂા. ૧-૧૨-૦
પાછળથી " " " રૂા. ૨-૮-૦

વીરવિજય બાઇન્ડીંગ વર્કસ.